# ગુઢ શબ્દોના અર્થ.

| પાનું | પંક્તિ. | |
|---|---|---|
| ૧૧ | ૧૪ | પાંસીનો રોગ—પાંસળીનો રોગ. |
| ૨૩ | ૧૨ | સાધ ધર્મ—સમાન ધર્મ |
| ૨૫ | ૧ | ગલ્યાણી—વૃદ્ધ. |
| ૨૬ | ૪ | કલ્યાણીક કર્મ—ભદ્રપણું અગર સરલપણું. |
| ,, | ૧૦ | પાસથ્થા—ઢીલાપણું. |
| ,, | ૧૨ | નિરછલા—વાત્સલ્યપણું. |
| ૨૮ | ૧૮ | આગાર—ખાણુ. |
| ૩૦ | ૬ | સુવર્ણ કુમાર—એ નામની જાત. |
| ૩૫ | ૫ | દોરી દેતો થકો—દોરી ખેંચતો. |
| ૩૫ | ૯ | પ્રચવર્ણી સુતર—પાંચ જાતના રંગના સુતરનો દડો. |
| ૩૬ | ૩ | જડ—મુળીઆં. |

---

# વિષયાનુક્રમણિકા.

# પ્રકાશકનું નિવેદન

આપણી જૈન સમાજમાં આજકાલ ઘણી સંખ્યામાં પુસ્તકો બહાર પડે છે. પરંતુ આ પુસ્તકમાં કેટલાંક અપ્રસિદ્ધ લખાણો દાખલ કરવામાં આવ્યાં છે. મુખ્ય મુખ્ય ઉપયોગી વિષયોનો સમાવેશ કરવાથી 'તત્ત્વ સંગ્રહ' નામ આપવામાં આવ્યું છે. આ પુસ્તક પૈસા પ્રાપ્ત કરવાના હેતુએ પ્રકાશિત કર્યું નથી પરંતુ ભવ્ય જીવોને પોતાના આત્માનો ઉત્કર્ષ કરવા માટે, ઉચ્ચ શ્રેણીમાં પ્રગતિ કરવા અર્થેજ પ્રકાશિત કર્યું છે. મૂલ્ય પડતર કીંમતથી પણ ઘણુંજ ઓછુંજ રાખ્યું છે જે વાંચક વર્ગ સહેલાઈથી જાણી શકશે.

આ પુસ્તક જો જૈન સમાજના આદરને પાત્ર થશે, તો મ્હારા પરિશ્રમને સાર્થક લેખીશ. વળી 'છદ્‌માવસ્થાના ધણીને' એ પુસ્તક છપાવી વિના મૂલ્યે વહેંચવાની મ્હારી જે આંતરિક ઇચ્છા છે તેને પણ પોષણ મળશે.

આ પુસ્તકમાં જે જે વિદ્વાનોની કૃતિઓ દાખલ કરવામાં આવી છે તે તે વિદ્વાન મહાશયોનો આભાર માનું છું.

આ પુસ્તક પરત્વે બાલ બ્રહ્મચારી શ્રી **હર્ષચંદ્રજી** મહારાજ સાહેબે તથા શ્રી વ્રિજકુંવરબાઇ આર્યાજીએ પોતાના અમૂલ્ય વખતનો ભોગ આપી લખાણની શુદ્ધિ કરાવરાવી છે તે બદલ તેઓશ્રીનો હું ઋણી છું.

આ પુસ્તકનું મેટર લખવામાં શા. **ઘેલાભાઇ પ્રાણલાલે** તથા પ્રુફ સુધારવામાં મારા સ્નેહી **સંઘવી વાડીલાલ કકુભાઇએ** જે પરિશ્રમ લીધો છે તે બદલ તેઓશ્રીનો આભાર માનું છું.

અંતમાં શ્રી વીર પ્રભુના શાસનનો દીન પ્રતિદિન ઉદય થાઓ તેવી ભાવના સાથે અત્રે વિરમું છું.

સારંગપુર–તળીયાની પોળ.
**અમદાવાદ.**

સેવક,
**શા સાંકળચંદ ત્રિભોવનદાસ.**

---

## દોહરા.

જે જન્મ્યા છે જગતમાં, તે નકી મરનાર;
જે ખીલ્યાં છે પાંદડાં, તે નકી ખરનાર. ૧
જગમાં શું મોહી રહ્યો, મુંઢ બની ગેમાર;
તે તારૂં હારી ગયો, શોધ્યો નહિ કાંઇ સાર. ૨
અહાર, શરીર ને ઉપધી, પચખું પાપ અઢાર;
મરણ આવે તો વોસરે, જીવું તો આગર. ૩

# પ્રારબ્ધની બલીહારી.

### ગઝલ.

પ્રભાતે શું થવાનું તે, પ્રભુ વિણુ કોણુ જાણે છે;
વિચારોમાં વૃથા શાને, મનુષ્યો મોજ માણે છે. ૧

ચણેલા રાત્રિએ કિલ્લા, પ્રભાતે કંઇ પડેલાં છે;
ફળો તાજાં ભર્યાં રાત્રે, સવારે તે સડેલાં છે. ૨

પ્રભાતે રામને ગાદી, અયોધ્યાની હતી દેવી;
અહો ! બદલાઇ રાત્રીએ, સતિ કેકૈઇ તણી કેવી. ૩

કર્યું જે રામને નક્કી, ઉઠી વનમાં જવાનું છે;
ન જાને જાનકીનાથ, પ્રભાતે શું થવાનું છે. ૪

જગતની નાટય શાળામાં, અજાયબ રાત્રિના પડદા;
પ્રભાતે તે ઉપડતાં તો, નવા દેખાવ જોવાના. ૫

સુતા પર્યંકમાં રાત્રે, પ્રભાતે તે, શ્મશાને છે;
હતા હસ્તા અરે રાત્રે, રૂદન કરતા તે વહાણે છે. ૬

થવાનું કાલ શું તે તો, રહ્યું છે કાળના કરમાં;
અરે મન વ્યર્થ વિચારો, તણી સરીતાવિષે તરમાં. ૭

---

## સત્સંગનો પ્રતાપ.

લાખો પાપી તર ગયે, સતસંગના પ્રતાપસે. ક્ષણમે બેડા પારહે, સતસગ કે પ્રતાપસે. સતસગના દરીયા ભરાહે, નાહિ લ્યો કોઇ આય કે કહુ જાય તનકે પાપ સબ ॥ ૨ ॥ સ૦ ॥ લોહકા સુવર્ણ હોવે, પારસ કે પરસંગસે. લટકી ભમરી હોતીહે (એલકી) ॥૩॥ સ૦ ॥ રાય પરદેશી હુવા કર ખુનસે રહેતે ભરે, ઉપદેશ સુન જ્ઞાની હુવા. ॥૪॥ સ૦ ॥ અરજુન માલી

મનુષ્યકી સાત નીત્ય હત્યા કરે, છ માસ મહી મુકતી ગયે. ॥ ૫ ॥ સ૦ ॥ સંજતી રાજા શીકારી હરણકો માર્યો થકી રાજ તજ સાધુ હુવા. ॥ ૬ ॥ સ૦ ॥ એલાચી નામા ચોર થા વલી શ્રેણીક નામા ભુપતી કાર્ય સીદ્ધ ઉનકા હુવા. ॥ ૭ ॥ સ૦ ॥ સતસંગ કા મેંમા ભરાહે, દેશ દુનીયા બીચમેં, લક્ષ્મીચંદ કહે હો ભલા. ॥ ૮ ॥ સ૦ ॥

---

## અંતરાય બાંધવાનું ફળ.

અંતરાયું બાંધીરે, એના ફળ આ મળ્યાં રે,
પોડાનો રહ્યો નહિ પાર;
ભોગીઓના ભોગોરે, રાજી થઇને રૂંધીઆ રે,
વિષય કરીને વ્યવહાર. ॥ ૧ ॥
બીજાના બગાડયાંરે પોતાના સુધારવારે, પ્રપંચનો કરીને પ્રચાર;
પરના સુખ માંહેરે, કાંટા એણે પાથર્યારે,
ભુંડાઇનો ઉપાડયો રે ભાર. ॥ ૨ ॥
પરનું ભણુતર ભાળીરે, બાળી નાંખ્યું પેટને રે,
અંગમાં નાંખ્યા અંગાર;
સારૂં કોઇનું દેખીરે સહન થયું નહિરે, ઈર્ષાને ઠાંસી અપાર.
બાળને ઓશીઆળારે, સાધુ સતી ઉપરેરે, વાળ્યાં તેં ઘરોઘર વેર;
પ્રભુતાને પામીરે, માથે ફેરવ્યુ રે, ઝાઝાં તેં કરી કરી ઝેર.
અવરને દેતાંરે, એણે અટકાવીયારે, અવગુણ કાઢી અનેક;
સંત શિષ્ય કહે છેરે, લાલને લુટાવીયારે, ઉજળું કર્યું નહિ એક.

---

॥ श्री वीतरागाय नमः ॥

# શ્રી તત્વ સંગ્રહ.

## મંગળાચરણ.

[ શાર્દુલવિક્રિડિત. ]

अर्हन्तो भगवंत इंद्र महीता, सीद्धाश्व सिद्धी स्थिना
आचार्या जिनशासन्नोन्तिकरा, पूज्या उपाध्यायका
श्री सिद्धांत सुपाठका मुनीवरा, रत्नत्रयाराधका
पंचैते परमेष्टिनं प्रतिदिनं, कुर्वुन्तुवो मंगलं
मंगलं भगवान वीरो, मंगलं गौतम प्रभु
मंगलं स्थुलीभद्राद्या, जैनो धर्मोस्तु मंगलम्

## શ્રી રત્નાકર પચીસી.

હરિગીત

મંદિર છો મુક્તિ તણી, માંગલ્ય ક્રીડાના પ્રભુ,
ને ઇંદ્ર નર ને દેવતા, સેવા કરે તારી વિભુ;
સર્વજ્ઞ છો સ્વામી વળી, શિરદાર અતીશય સર્વના,
ઘણું જીવ તું ઘણું જીવ તું, ભંડાર જ્ઞાન કળા તણા. ૧
ત્રણ જગતના આધારને, અવતાર હે કરૂણાતણા,
વળી વૈદ્ય હે દુર્વાર આ, સંસારના દુઃખો તણા;

વીતરાગ વલ્લભ વિશ્વના, તુજ પાસ અરજી ઉચ્ચરૂં,
જાણો છતાં પણ કહી અને, આ હૃદય હું ખાલી કરૂં. ૨
શું બાળકો માબાપ પાસે, બાળ ક્રિડા નવ કરે,
ને મુખમાંથી જેમ આવે તેમ શું નવ ઉચ્ચરે;
તેમજ તમારી પાસ તારક આજ ભોળા ભાવથી,
જેવું બન્યું તેવું કહું, તેમાં કશું ખોટું નથી. ૩
મેં દાન તો દીધું નહિ ને, શિયળ પણ પાળ્યું નહિ,
તપથી દમી કાયા નહિ, શુભ ભાવ પણ ભાવ્યો નહિ,
એ ચાર ભેદે ધર્મમાંથી કાંઇપણ પ્રભુ નવ કર્યું,
મ્હારૂં ભ્રમણ ભવસાગરે, નિષ્ફળ ગયું નિષ્ફળ ગયું ! ૪
હું ક્રોધ અગ્નિથી બળ્યો, વળી લોભ સર્પ ડસ્યો મને,
ગળ્યો માન રૂપી અજગરે, હું કેમ કરી ધ્યાવું તને ?
મન મારૂં માયા જાળમાં, મોહન ! મહા મુંઝાય છે,
ચડી ચાર ચોરો હાથમાં, ચેતન ઘણો ચગદાય છે. ૫
મેં પરભવે કે આ ભવે પણ, હિત કાંઇ કર્યું નહિ,
તેથી કરી સંસારમાં, સુખ અલ્પ પણ પામ્યો નહિ,
જન્મો અમારા જીનજી, ભવ પૂર્ણ કરવાને થયા,
આવેલ બાજી હાથમાં, અજ્ઞાનથી હારી ગયા. ૬
અમૃત ઝરે તુજ મુખરૂપી, ચંદ્રથી તો પણ પ્રભુ,
ભીંજાય નહિ મુજ મન અરેરે ! શું કરૂં હું તો વિભુ ?
પત્થર થકી પણ કઠણ મારૂં, મન ખરે ક્યાંથી દ્રવે ?
મર્કટ સમા આ મનથકી, હું તો પ્રભુ હાર્યો હવે. ૭

સમતા મહા ભવસાગરે, પામ્યો પસાયે આપના,
જે જ્ઞાન દર્શન ચરણ રૂપી, રત્નત્રય દુષ્કર ઘણા;
તે પણ ગયા પરમાદના, વશથી પ્રભુ કહું છું ખરૂં,
કોની કને કિરતાર આ, પોકાર હું જઈને કરૂં ? ૮
ઠગવા વિભુ આ વિશ્વને, વૈરાગ્યના રંગો ધર્યા,
ને ધર્મનો ઉપદેશ રંજન, લોકને કરવા કર્યા;
વિદ્યા ભણ્યો હું વાદ માટે, કેટલી કથની કહું ?
સાધુ થઈને બ્હારથી, દાંભિક અંદરથી રહું. ૯
મેં મુખને મેલું કર્યું, દોષો પરાયા ગાઇને,
ને નેત્રને નિંદીત કર્યાં, પરનારીમાં લપટાઇને;
વળી ચિત્તને દોષિત કર્યું, ચિંતી નઠારૂં પરતણું,
હે નાથ ! મારૂં શું થશે, ચાલાક થઇ ચુકયો ઘણું. ૧૦
કરે કાળજાને કતલ પીડા, કામની બીહામણી,
એ વિષયમાં બની અંધ હું, વિડંબના પામ્યો ઘણી;
તે પણ પ્રકાશ્યું આજ લાવી, લાજ આપતણી કને,
જાણો સહુ તેથી કહું, કર માફ મારા વાંકને. ૧૧
નવકાર મંત્ર વિનાશ કીધો, અન્ય મંત્રો જાણીને,
કુશાસ્ત્રનાં વાકયો વડે હણી, આગમોની વાણીને;
કુદેવની સંગતથકી, કર્મો નકામાં આચર્યાં,
મતિ ભ્રમથકી રત્નો ગુમાવી, કાચ કટકા મેં ગ્રહ્યા. ૧૨
આવેલ દ્રષ્ટિ માર્ગમાં, મૂકી મહાવીર આપને,
મેં મૂઢ ધિયે હ્રદયમાં, ધ્યાયા મદનના ચાપને;

નેત્ર બાણો ને પયોધર, નાભીને સુંદર કટી,
શણગાર સુંદરીઓતણાં, છટકેલ થઇ જોયાં અતિ. ૧૩
મૃગ નયણી સમ નારીતણાં, મુખ ચંદ્ર નિરખવાવતી,
મુજ મન વિષે જે. રંગ લાગ્યો, અલ્પ પણ ગુઢો અતિ;
તે શ્રુત રૂપ સમુદ્રમાં, ધોયા છતાં જાતો નથી,
તેનું કહો કારણ તમે, બચું કેમ હું આ પાપથી ? ૧૪
સુંદર નથી આ શરીર કે, સમુદાય ગુણતણો નથી,
ઉત્તમ વિલાસ કળાતણો, દેદીપ્યમાન પ્રભા નથી;
પ્રભુતા નથી તોપણ પ્રભુ, અભિમાનથી અક્કડ ફરૂં,
ચોપાટ ચાર ગતિતણી, સંસારમાં ખેલ્યા કરૂં. ૧૫
આયુષ્ય ઘટતું જાય તો પણ, પાપ બુદ્ધિ નવ ઘટે,
આશા જીવનની જાય પણ, વિષયાભિલાસા નવ ઘટે;
ઔષધ વિષે કરૂં યત્ન પણ, હું ધર્મને તો નવ ગણું,
બની મોહમાં મસ્તાન હું, પાયા વિનાના ઘર ચણું. ૧૬
આત્મા નથી પરભવ નથી, વળી પુણ્ય પાપ કશું નથી,
મિથ્યાત્વીની કટુ વાણી મેં, ધરી કાન પીધી સ્વાદથી;
રવિ સમ હતા જ્ઞાને કરી, પ્રભુ આપશ્રી તો પણ અરે,
દીવો લઇ કુવે પડયો, ધિક્કાર છે મુજને અરે. ૧૭
મેં ચિત્તથી નહિ દેવની કે, પાત્રની પૂજા ચહી,
ને શ્રાવકો કે સાધુઓનો, ધર્મ પણ પાળ્યો નહિ;
પામ્યો પ્રભુ નરભવ છતાં, રણમાં રડયા જેવું થયું,
ધોબીતણા કુત્તા સમું, મમ જીવન સહુ એળે ગયું. ૧૮

હું કામધેનુ કલ્પતરૂ, ચિંતામણીના પ્યારમાં,
ખોટાં છતાં ઝંખ્યો ઘણું, બની લુબ્ધ આ સંસારમાં;
જે પ્રગટ સુખ દેનાર ત્હારો, ધર્મ તેં સેવ્યો નહિ,
મુજ મૂર્ખ ભાવોને નિહાળી, નાથ કર કરૂણા કંઇ. ૧૯
મેં ભોગ સારા ચિંતવ્યા પણ, રોગ સમ ચિંત્યા નહિ,
આગમન ઈચ્છયું ધનતણું, પણ મૃત્યુને પ્રીછયું નહિ;
નહિ ચિંતવ્યું મેં નર્ક, કારાગ્રહ સમી છે નારીઓ,
મધુ બિંદુની આશા મહીં, ભય માત્ર હું ભૂલી ગયો. ૨૦
હું શુદ્ધ આચારો વડે, સાધુ હૃદયમાં નવ રહ્યો,
કરી કામ પર ઉપકારના, યશ પણ ઉપાર્જન નવ કર્યો;
વળી તીર્થનાં ઉદ્ધાર આદિ, કોઇ કાર્યો નવ કર્યાં,
ફોગટ અરે આ લક્ષ ચોરાશી તણા ફેરા ફર્યા. ૨૧
ગુરૂ વાણીમાં વૈરાગ્ય કેરો, રંગ લાગ્યો નહિ અને,
દુર્જનતણાં વાકયો મહીં, શાંતિ મળે કયાંથી મને;
તરૂં કેમ હું સંસાર આ, અધ્યાત્મ તો છે નહિ જરી,
તુટેલ તળીઆનો ઘડો, જળથી ભરાયો કેમ કરી. ૨૨
મેં પરભવે નથી પુણ્ય કીધું, ને નથી કરતો હજી,
તો આવતા ભવમાં કહો, કયાંથી થશે હે નાથજી;
ભૂત્ ભાવી ને સાંપ્રત્ ત્રણે, ભવ નાથ હું હારી ગયો,
સ્વામી ત્રિશંકુ જેમ હું, આકાશમાં લટકી રહ્યો. ૨૩
અથવા નકામું આપ પાસે, નાથ શું બકવું ઘણું,
હે દેવતાના પૂજ્ય! આ ચારિત્ર મુજ પોતાતણું;

જાણો સ્વરૂપ ત્રણ લોકનું, તો માહરૂં શું માત્ર આ ?
જ્યાં ક્રોડનો હિસાબ નહિ ત્યાં, પાઇની તો વાત કયાં. ૨૪

શાર્દૂલ વિક્રિડીત.

ત્હારાથી ન સમર્થ અન્ય દીનનો ઉદ્ધારનારો પ્રભુ,
મ્હારાથી નહિ અન્ય પાત્ર જગમાં જોતાં જડે હે વિભુ;
મુક્તિ મંગલ સ્થાન તોય મુજને ઇચ્છા ન લક્ષ્મી તણી,
આપો સમ્યગ્ રત્ન શ્યામ જીવને તો તૃપ્તિ થાયે ઘણી. ૨૫

---

# બાર વ્રત.

---

## વ્યવહાર અને નિશ્ચયથી.

### વ્રત ૧ લું.

પરજીવને આપણા સરખા જાણી સર્વ જીવની રક્ષા કરે તે વ્યવહાર અને જે આપણો જીવ કર્મ વશે પડયો દુઃખી થાય છે તે આપણા જીવને કર્મ બંધનથી મુકાવવું અને આત્મ ગુણ રક્ષા કરી ગુણ વૃદ્ધિ કરવી તે સ્વદયા બંધ હેતુ પરિણીત નીવારી સ્વરૂપગુણને પ્રગટ કરવા જે ગુણ પ્રગટ થયો તે રાખવો એટલે જ્ઞાને કરી મિથ્યાત્વ ટાળી આપણો જીવ નિર્મળ કરે તે નિશ્ચયથી પ્રાણાતિપાતવ્રત સમજવું.

---

### વ્રત ૨ જું.

જુઠ વચન બોલવું નહિ તે વ્યવહાર અને જે પુદ્-

ગલીક વસ્તુને આપણી કહેવી, જીવને અજીવ અજ્ઞાન ભાવે કહે તે નિશ્ચયભાવે મૃષાવાદ.

---

## વ્રત ૩ જું.

પારકી વસ્તુ છુપાવે, ચોરી કરે, ઢગબાજી કરે અને ધણીના આપ્યા શિવાય લે તે વ્યવહાર. અને પાંચ ઇંદ્રિયના ત્રેવીશ વિષય આઠ કર્મની વર્ગણા ઇત્યાદિ પર વસ્તુ લેવી નહિ તથા તેની વાંછના કરવી નહિ તે આત્માને અગ્રાહ્ય છે તે નિશ્ચયથી અદત્તાદાન વ્રત.

---

## વ્રત ૪ થું.

જે પુરૂષ સ્ત્રીનો પરિહાર કરે છે તથા જે સ્ત્રી પુરૂષનો પરિહાર કરે છે તે વ્યવહારથી અને જે વિષયની અભિલાષનું તથા મમતા, તૃષ્ણાનો ત્યાગ પરભાવે વર્ણાદિક પર દ્રવ્યના સ્વામીત્વાદિક તેનો અભોગી આત્મા સ્વગુણ જ્ઞાનાદિકનો ભોગી છે અને પુદ્‌ગલખંધ તે અનંતાજીવની એંઠ છે તેને કેમ ભોગવે? તે નિશ્ચયથી.

---

## વ્રત ૫ મું.

ધન, ધાન્ય, દાસ, દાસી, ચોપદ, જમીન અને વસ્ત્રાભુષણનો ત્યાગ ( મર્યાદાથી ) તે વ્યવહારથી, અને જે કર્મ રાગદ્વેષ, અજ્ઞાન દ્રવ્ય, જ્ઞાનાવરણીય આઠ કર્મ અને શરીર ઇંદ્રિયનો પરિહાર એટલે કર્મને પર જાણી છાંડવો તે નિશ્ચયથી પરિગ્રહ વ્રત.

---

## વ્રત ૬ ઠું.

છ દીશી ખેતરની મર્યાદા કરે તે વ્યવહારથી, અને ચાર ગતિમાં ભટકવું તે કર્મનું ફલ છે એમ જાણી ઉદાસીપણે વર્તે તે નિશ્ચયથી.

## વ્રત ૭ મું.

એક વાર ભોગવવું તે ભોગ, વારંવાર ભોગવવું તે ભોગોપભોગ તેનો પરિમાણ તે વ્યવહારથી. અને અનંત જ્ઞાન, અનંત દર્શન, તે આત્માનીજ વસ્તુ છે તેનો ભોગ ઉપભોગ કરવો તે નિશ્ચયથી.

## વ્રત ૮ મું.

જે કામ વિના જીવનો વધ કરવો—પારકા માટે આરંભ પ્રમુખ કરવાની આજ્ઞા આપવી તે વ્યવહાર, અને શુભાશુભ કર્મ તે તે મિથ્યાત્વ, અવિરતી, કષાય યોગથી કર્મ બંધાય છે તેને આ જીવ આપણા કરી જાણે તે નિશ્ચયથી.

## વ્રત ૯ મું.

મન વચન કાયાના જોગ આરંભ ટાળીને નિરારંભીપણે વર્તીએ તે વ્યવહાર, અને જીવના જ્ઞાન, દર્શન ચારિત્ર ગુણ વિચારે, સર્વ જીવના ગુણની સત્તા એક સમાન જાણી સર્વ જીવ સાથે સમતા પરિણામે વર્તે તે નિશ્ચયથી.

## વ્રત ૧૦ મું.

મન, વચન, કાયાનો જોગ એકઠો કરી એક સ્થાનકે

બેસી ધર્મ ધ્યાન કરવું તે વ્યવહારથી, અને શ્રુતજ્ઞાને કરી ત્યાગ કરે અને જ્ઞાનવંત જીવને ધ્યાવે તે નિશ્ચયથી.

### વ્રત ૧૧ મું.

આઠ પહોર સુધી સમતા પરિણામે સાવદ્ય છોડી નિરારંભપણે સઝાય ધ્યાનમાં પ્રવર્તે તે વ્યવહાર, અને પોતાના જીવને જ્ઞાનાદિકથી પોષીને પુષ્ટ કરે તે નિશ્ચયથી. જીવને પોતાના સ્વગુણે કરી પોષે તે પોષા સમજવો.

### વ્રત ૧૨ મું.

પોષાને પારણે અથવા સદા સર્વદા સાધુને તથા જૈન ધર્મી શ્રાવકને પોતાની શક્તિ મુજબ દાન દેવું તે વ્યવહાર અને પોતાના જીવને અથવા શિષ્યને જ્ઞાનદાન દેવું, ભણવું, ભણાવવું તે નિશ્ચયથી.

## ચૌદ નિયમ નિશ્ચય ભાવથી.

૧ **સચીત્ત**—એક સચિત્તે **૧૩** ક્રોડ ભવ પછી સ્કંધકજીનું વૈર લઇ શરીર પરની ખાલ ઉતારી હતી. ધી:ક વૈર ભાવને.

૨ **દ્રવ્ય**—પુદ્‌ગલાનંદ તે પુદ્‌ગલ પરાવર્તન—સંસાર ભ્રમણ કરાવનાર છે.

૩ **વીગય**—બ્રહ્મચારી માટે વિષ સમાન છે.

૪ **બુટ મોજા**—નર્કમાં ભાલાપર ચલાવનાર સુકોમળતા-
મય દુષ્ટ અંગ છે.

૫ **સુખવાસ**—આત્માને ગુલામ બનાવનાર કર્મનો દૂત છે.

૬ **વસ્ત્ર**—નરકમાં જનાર વરરાજાની વરધી પોશાક છે.

૭ **ગાડીઘોડા**—ગરદન પર અગ્નિ રથમાં આ પ્રમાણે તારે
જોડાવું પડશે તેનો ઉપદેશ દાતા છે.

૮ **શયન**—અનંત ઉષ્ણતામાં શયન કરાવનાર કિંપાક વિષ
ભરી પથારી છે.

૯ **વિલેપન**—નર્કમાં અનંત દુર્ગંધમય પદાર્થનું વિલેપન
કરાવનાર તેલ છે.

૧૦ **કુસુમેસુ**—પુનઃ સુંઘવાની ઈંદ્રિયને ઉખાડી નાખનાર
પત્ર દૂત છે.

૧૧ **બ્રહ્મચર્ય**—એક રાત્રિ પણ મહાન ભયકર છે. સાતમી
નારકીનાં દર્શન કરાવનાર છે.

૧૨ **દીશા**—જન્મ મરણ કરવાની તે જગ્યા છે.

૧૩ **સ્નાન**—અહીં જેમ વિશેષ સ્નાન કરીશ તેમ વૈતરણીમાં
વિશેષ સ્નાન કરવું પડશે.

૧૪ **ભંતેસુ**—અગ્નિ, કાષ્ટ અને ઘીથી શાંત થઈ નથી તેમ
આ ઉદર ગમે તેવા અને તેટલા ખોરાકથી
શાંત થતું નથી.

---

# ચોવીસ તીર્થંકરોનાં નામ શા ઉપરથી પડ્યાં તે.

૧ શ્રી ઋષભદેવ સ્વામી—માતાજીએ સ્વપ્નમાં ઋષભ જોવાથી.

૨ શ્રી અજીતનાથ સ્વામી—રાજા રાણી ચોપાટ ખેલતાં રાણીની વારંવાર જીત થવાથી.

૩ શ્રી સંભવનાથ સ્વામી—ધાન્યની વૃદ્ધિ થવાથી.

૪ શ્રી અભિનંદન સ્વામી—ઇંદ્ર વારંવાર માત પિતાને નમન કરવાથી.

૫ શ્રી સુમતિનાથ સ્વામી—માતાજીની બુદ્ધિ વિશેષ પ્રકારે નિર્મળ થવાથી

૬ શ્રી પદ્મ પ્રભુ સ્વામી—પદ્મ કમળ સમાન શરીરનો વર્ણ હોવાથી.

૭ શ્રી સુપાર્શ્વનાથ સ્વામી—માતાજીના હસ્તના સ્પર્શથી પિતાજીનો ખાંસીનો રોગ જવાથી.

૮ શ્રી ચંદ્ર પ્રભુ સ્વામી—ચંદ્ર પાનનો દોહદ થવાથી-ચંદ્ર સમાન કાંતિ હોવાથી.

૯ શ્રી સુવિધિનાથ સ્વામી—માતાજીને સદ્‌બુદ્ધિ વિશેષ પ્રકારે થવાથી. દાંત પુષ્પની કળીઓ જેવા હોવાથી.

૧૦ શ્રી શીતળનાથ સ્વામી—માતાજીના હસ્તના સ્પર્શથી પિતાજીનો દાહજ્વર શાંત થવાથી.

૧૧ શ્રી શ્રેયાંસનાથ સ્વામી—ઘણા લોકોનું કલ્યાણ થવાથી.
૧૨ શ્રી વાસુપુજ્ય સ્વામી—ઇંદ્રે ધનની વૃષ્ટિ કરવાથી.
૧૩ શ્રી વિમળનાથ સ્વામી—ગર્ભમાં માતાનો રોગ રહિત થવાથી.
૧૪ શ્રી અનંતનાથ સ્વામી—અનંત માળાઓનું સ્વપ્ન જોવાથી.
૧૫ શ્રી ધર્મનાથ સ્વામી—માતા પિતાને ધર્મની દૃઢ શ્રદ્ધા થવાથી.
૧૬ શ્રી શાંતિનાથ સ્વામી—મરકી વિગેરે રોગ તે સમયે નાશ પામવાથી.
૧૭ શ્રી કુંથુનાથ સ્વામી—દુશ્મન રાજાઓ કુંથુ સમાન બની રાજાને આવી નમવાથી.
૧૮ શ્રી અરનાથ સ્વામી—સ્વપ્નમાં રત્નનો હાર જોવાથી.
૧૯ શ્રી મલ્લીનાથ સ્વામી—પુષ્પ શૈયા પર સુવાનો દોહદ થવાથી.
૨૦ શ્રી મુનિસુવ્રત સ્વામી—માતા પિતાએ મુનિના જેવાં વ્રતો પાળવાથી.
૨૧ શ્રી નમીનાથ સ્વામી—સર્વ વૈરીઓ પિતાજીને નમ્યા તેથી.
૨૨ શ્રી નેમનાથ સ્વામી—ચક્ર ગાડીનો ભાગ, સ્વપ્નોમાં રત્નો જોવાથી.
૨૩ શ્રી પાર્શ્વનાથ સ્વામી—અંધકારમાં રાજાની પાસે થઇને જતા સર્પને રાણીએ જોવાથી.
૨૪ શ્રી વર્ધમાન સ્વામી—ધન, ધાન્યની વૃદ્ધિ થવાથી.

———o———

# ચોવીસ તીર્થંકરોનાં નામ ઉપરથી ભાવવાની ભાવના.

૧ શ્રી ઋષભદેવસ્વામી—હે પ્રભુ! આપની માફક ધર્મધુરા વહન કરવાની ઉત્કૃષ્ટ શક્તિ મને પ્રાપ્ત થાઓ.

૨ શ્રી અજીતનાથસ્વામી-રાગદ્વેષાદિ સર્વ શત્રુઓથી અજીત થાઉં.

૩ શ્રી સંભવનાથસ્વામી-મારામાં આત્મગુણ અતિશયપણે ઉત્પન્ન થાઓ.

૪ શ્રી અભિનંદન સ્વામી-મને નિર્વાણપદ પ્રાપ્તિનું અભિનંદન પ્રાપ્ત થાઓ.

૫ શ્રી સુમતિનાથ સ્વામી-મારી સર્વ કુમતિ દૂર થઇ સુમતિની પ્રાપ્તિ થાઓ.

૬ શ્રી પદ્મપ્રભુ સ્વામી—પદ્મ કમળવત્ સંસારના સર્વ કામભોગરૂપ કીચડથી સદા બ્હાર (અલગ) રહું.

૭ શ્રી સુપાર્શ્વનાથ સ્વામી-મ્હારી મન, વચન અને કાયાની વક્રતા નષ્ટ થઈ સરલતા પ્રાપ્ત થાઓ.

૮ શ્રી ચંદ્રપ્રભુ સ્વામી—ચંદ્રમાસમાન આર્ત-રૂદ્રધ્યાનનો ત્યાગ કરી ધર્મધ્યાન, શુક્લ ધ્યાન પ્રાપ્ત થાઓ.

૯ શ્રીસુવિધિનાથસ્વામી-મારૂં સર્વ ચારિત્ર સુવિધિવાળું થાઓ.

૧૦ શ્રી શીતળનાથ સ્વામી-મારો વિષય કષાયરૂપી મહા-જવર શીતળ થાઓ.

૧૧ શ્રી શ્રેયાંસનાથ સ્વામી—મને કેવળજ્ઞાન, કેવળ દર્શનરૂપી 'શ્રી' એટલે લક્ષ્મી પ્રાપ્ત થાઓ.

૧૨ શ્રી વાસુપૂજ્ય સ્વામી—મને જ્ઞાન, ધ્યાનની સદા વૃદ્ધિ થાઓ.

૧૩ શ્રી વિમળનાથ સ્વામી—બાહ્ય મેલ શારીરાદિક અભ્યંતર મેલ આઠ કર્મરહીત શુદ્ધિ, સિદ્ધ અવસ્થા પ્રાપ્ત થાઓ.

૧૪ શ્રી અનંતનાથ સ્વામી-અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત સુખ, અનંત વીર્ય પ્રાપ્ત થાઓ.

૧૫ શ્રી ધર્મનાથ સ્વામી—સર્વ જન્મને વિષે જન્મથીજ ધર્મ સ્વભાવની પ્રાપ્તિ થાઓ.

૧૬ શ્રી શાન્તિનાથ સ્વામી-મારા જન્મ, જરા, મરણ રોગ મટી શાંતિ થાઓ.

૧૭ શ્રી કુંથુનાથ સ્વામી—કર્મરૂપી આઠ શત્રુ કુંથું જેવા બની જાઓ.

૧૮ શ્રી અરનાથ સ્વામી—મને મારા આત્મિક ગુણોની વૃદ્ધિ કરવાની શક્તિ પ્રાપ્ત થાઓ.

૧૯ શ્રી મલ્લીનાથ સ્વામી—ક્રોધ, માન, માયા, લોભ અને મોહ એ મારા શત્રુરૂપી મલ્લોને હરાવવાની શક્તિ પ્રાપ્ત થાઓ.

૨૦ શ્રી મુનિસુવ્રત સ્વામી—મને મુનિનાં જેવાં સુવ્રતોની
પ્રાપ્તિ થાઓ.

૨૧ શ્રી નમીનાથ સ્વામી—રાગાદિ શત્રુઓને નમાવવાની શ-
ક્તિ પ્રાપ્ત થાઓ.

૨૨ શ્રી નેમનાથ સ્વામી—પાપરૂપ વિષવૃક્ષ કાપવાને ઉત્કૃષ્ટ
ધર્મરૂપી ચક્રરત્નની પ્રાપ્તિ થાઓ.

૨૩ શ્રી પાર્શ્વનાથ સ્વામી—સકળ ભાવ જાણવાની શક્તિ
પ્રાપ્ત થાઓ.

૨૪ શ્રી વર્દ્ધમાન સ્વામી—જ્ઞાનાદિક ગુણની વૃદ્ધિ થાઓ.

# બાર ભાવના.

## અનિત્ય ભાવના.

કાચું તન કોકડું આ, તેના શણગાર શા,
તન ધન યૌવન, અનિત્ય નીત માનીએ;
પીંપળના પાન સમ, કુંજરના કાન સમ,
વાદળની છાયા જીમ, જરૂર એ જાણીએ.
વિદ્યુતનો ચમકાર, જલબીંદુ પલવાર,
ઈંદ્ર ધનુષ્ય સમ જગત્, સંપત્તિ પ્રમાણીએ;
દયા દાન ધર્મ, પર ઉપકાર સાર,
અનિત્ય માનીને નીત, ખરચવા ધારીએ.

રાગ દ્વેષ ત્યાગ કર, યોવન તો અંધ કરે,
લક્ષ્મી અને લલનાના, મદને નિવારીએ;
તન ધન નામ જગ, વિનાશી અનિત્ય એક,
આત્મ જ્યોતિ અખંડ, અચલ મણી માનીએ. ૧

## અશરણુ ભાવના.

રાજા મહારાજા, ચક્રવર્તિ શેઠ શાહુકાર,
સુરનર કીન્નર, ત્રિલોકને પ્રમાણીએ;
કોઇએ સમર્થ નહિ, અન્યને બચાવવાને,
આશરો કોઇનો કહ્યો, કેમ કરી માનીએ.
તરણુ તારણુ એક, શરણુ શ્રી સદ્ગુરૂ,
પ્રભુનું શરણું, સ્યાદવાદથી પીછાણીએ;
આનંદ સ્વરૂપ ગુણુ, ગાન ધ્યાન આતમનું.
ભયને નસાડી, ચીદાનંદને મનાવીએ,
નયન મીંચીને, સમભાવ વિષે લીન થઈ;
હેય જ્ઞેય ઉપાદેય, પૂર્ણપણે ધ્યાવીએ,
કોઈ કોઇનું નહિ, કર્મ શુભાશુભ ફળ લહે,
મણિમય શરણુ, આતમરાય પાઈએ. ૨

## સંસાર ભાવના.

જન્મ મરણુ વારંવાર, જાબ જીવ લહે,
નવા નવા દેહ કરે, કબ ન વિસારીએ;
જગત્ અસાર નહિ, સાર સંસાર દુઃખ,
ભરપૂર ભલી ગતિ, ચારે મન ધારીએ.

ફરી ફરી સાવધાન, માત તાત ભાઈ બેન,
તન્નાય ત્રિયા તનુજ, તારો તું વિચારીએ;
જીવન શું જયોતિ ભરી, ચારિત્ર શુદ્ધિ વળી,
પીજીએ શું જ્ઞાનામૃત, આતમ ધ્યાન ધારીએ.
સંસાર ન તાહરો, તુંય સંસારથી ન્યારો,
જીવ મારૂં તારૂં મુકી, પ્રભુ શરણુ સ્વીકારીએ;
નિર્મળ સ્ફટિક સમ, આરાધન યોગ્ય ન એક,
અનંત ગુણોનું સ્થાન, આત્મ મણિ તારીએ.

## એકત્વ ભાવના.

આવ્યો છું તું એકલો ને, એકિલા ચેતન જવું;
સુખ દુઃખ ભોગ સહુ, એકલાએ માણવા;
માતા પિતા બેન બંધુ, સુત દારા પરિવાર,
કોન કોના સાથી સો, એકલાજ માણવા.
પ્રભુને વિસારી, અન્ય શોચ કરે શાને,
જરા બેસીજા એકાંત, સત્ય તત્ત્વને પિછાણીએ;
એકીલું એકીલું જગ, કોઇએ ન કોનું ભાઇ,
આત્મની ઓર જયોત, માંડે ન કો માણવા.
હૃદય પ્રતીત કર, વિરને ગોતમ સ્મર,
એકત્વને ગોતમને, દુર પડયા કાઢવા;
કલ્પના છે નામરૂપ, જુઠા સઉ રંક ભુપ,
મણિમય ચિદાનંદ, આત્મ સત્ય જાણવા.

## અનિત્ય ભાવના.

ઘર બાર ધન ધાન્ય, દોલત ખજાન માલ,
ભૂષણ વસન ઠઠ, ઠાઠ માઠ સૌ ન્યારા છે;
ન્યારા ન્યારા અવયવ, શીર પર પાથ ન્યારા,
જીભ ચામ આંખ કાન, નાક ન્યારાં તારાં છે.
મન માન્યું ચિંતવવી, ચેતન વિકાર ન્યારા,
ન્યારા અલંકાર કર્મ, સકલ બિચારા છે;
સગા ને સબંધી તન, મન ધન પરિવાર,
તનુજો ત્રિયાને, રાજપાટ પારવાર્યા છે.
જગમાં જણાય જે જે, તુંથી સઉ ન્યારા ન્યારા,
જન્મ જન્મ શુભ શુભ, કર્મ સૌ તારાં છે;
અકથ અનુપ મણી, તું શુદ્ધ બુદ્ધ,
સહજ સ્વરૂપ, ચિદાનંદને પીછાણીએ. ૫

## અશુચિ ભાવના.

ઘસી ઘસી સાબુ ચોળી, ખુબ નાહી ધોઇને,
કીમતી લગાવેલ તેલ, વારંવાર વાળમાં;
અત્તર ગુલાબ જાઈ, જુઇ બેલા મોતીયા,
ખાય ખૂબ માલ તાલ, પડે ખોટી ચાલમાં.
મખમલ સેજ સૂવા, છત્ર પલંગ ઢાળ્યા,
ગરમ ઋતુમાં ઠંડી, શોધે છે પાતાળમાં;
વસ્ત્ર આભુષણે અંગ, પરીધાન કરી ધરી,

અરીસો નિહાળે મુખ, ટીકી કરે ભાલમાં.
ગર્વ કરી ડોલે, ન વિચારે અપવિત્ર,
મહા હાડ માંસ રૂધિર, ભરાવ્યા ચમ છાલમાં;
ઠેલો મળ મૂત્ર ભર્યો, નસજાલે ગુંથી ભર્યો,
ચૈતન પવિત્ર એક, આકાશ પાતાળમાં. ૬

## આશ્રવ ભાવના.

મોહની પ્રબળતાથી, કષાયોની તિવ્રતાથી,
જગજીવ જુઓ જુઓ, વિષયે ફસાય છે;
અહીં તહીં જકડાય, મરાય કૂટાય,
મારી મારી જગત જીવ, પાપજ કમાય છે.
મારૂં તારૂં ભલુ બુરૂ, તાણી તુટાતુટ,
ટંટા ને બખેડા ચાલે, ગતિ લેઇ જાય છે;
સત્ય પરૂપક ગુરૂ, બુદ્ધ રિદ્ધ ચરણ પાય,
સંસારનું સ્વરૂપ, સુભાગ્યે સમજાય છે.
જેમ જેમ જીવને, કષાયો પડે છે મંદા,
તેમ તેમ ઉત્તમ પ્રકૃત્તિ બંધાય છે;
ભલા બુરા મન વચ, કાય યોગ શોધે,
મણી તેવા કર્મ બંધ, પાલવે પડાય છે. ૭

## સંવર ભાવના.

તોડી નાખી ભ્રમ જાળ, મોહથી વિરક્ત બની,
ફરત પ્રમાદ કદી, છાંડજે કષાયને;

વિષ સમ વિષયોની, વાતને વિચાર તુંજ,
માથે પડી માની તેની, તમો કાં દબાય છે.
તારો તું છે મન માન, આત્મથી ધર ધ્યાન,
જગત જંજાલ વિષે, તારૂં શું ભૂલાય છે;
સંસારમાં રહે છતાં, નિજનું ન ભુલે ભાન,
ચિત્તથી ચંચળતાના, વેગને રોકાય છે.
મન વાણી ઇંદ્રિયોને, વિષય બધાય રોકી,
દ્વાર બંધ કર જ્યાંથી, પાપથી પેસાય છે;
બંધાય ન કર્મ નવાં, બની નિરક્ષેપ સદા,
કર્તવ્ય પાલન કર, આત્મ મણિ ગાય છે.

## નિર્જરા ભાવના.

કરો નહિ વાત એની, આવવા ન દેશો અહીં,
મારો બાંધો એને એતો, મહા દોષવાન છે;
કપટી કલંકી ક્રુર, પાપી અપરાધી નિશ્ચ,
કામી ક્રોધી લોભી ચોર, કુકર્મની ખાણ છે.
જગત સતાવે માર મારે, ભલો બુરો જાણે,
દેવું ચુકવું છું એજ, વિચારોમાં ધ્યાન છે;
કુકર્મની માળા કંઠે, આરોપી વખાણ કરે,
રાગ દ્વેષ નથી મને, બેઉએ સમાન છે.
સડણ પડણ તન, આતમ તો અવિનાશી,
ચેતન ન ચુકાતો એમ, મહા વિદ્વાન છે;

ચૈરને વિરોધ ટાળી, સ્યાદવાદ ધર્મ પાળી,
કર્મ તપથી વિદારે, મહા જ્ઞાનવાન છે. ૯

## લોક ભાવના.

વાંકી કરી કોણીઓને, પાય જરા દૂર રાખી,
માનવ આકૃતિ કરી, ખડી ધર ધ્યાન તું;
ચૌદ રાજ લોક એવો, નરાકારી શોભી રહ્યો,
ષટ્ દ્રવ્ય તેમાં ભર્યો, માન સૌ સ્થાન તું.
એકેંદ્રી બેઇંદ્રી ચાર, પચેંદ્રી સંજ્ઞી સંજ્ઞ,
પર્યાપ્તિ અપર્યાપ્ત ભર્યા, જીવ જગ માન તું;
વિણસે પૂર્વ પર્યાય, નવીન ઉત્પન્ન થાય,
દ્રવ્યપણે નિશ્ચલ, જરૂર ધર ધ્યાન તું.
ચૌદ રાજ લોક રૂપ, ઉત્પાત વ્યય ધ્રુવ,
નિચેનુ તળીયું ઉધાં ચપણુ પ્રમાણુ તું,
મધ્ય ભાગ ઝાલર, ઉપર મૃદંગ જેવો,
ભાવના લોક સ્વરૂપ, સાસ્વતજ માન તું. ૧૦

## બોધ ભાવના.

એક એક શ્વાસ માંહી, અઢાર અઢાર વાર,
મરી મરી નવા દેહ, ધરે જીવ માનીએ;
અનંત પુદ્ગલ પરાવર્તન સંસાર ભર્યો,
ઋદ્ધિ ચક્રવર્તી તણી, મલી ના વિસારીએ.
જેમ તેમ કરી જીવ, નિકલ્યો નિગોદમાંથી,

અગણિત વાર ભમે, ભાવ ભવ માનીએ;
યથા પ્રવૃત્તિ ત્રિકરણ યોગે, પૂર્ણ પ્રભાવથી,
અકામ નિર્જરા પામ્યો, મનુ ભવ માનીએ.
નિરોગી શરીર મલ્યું, આર્ય દેશ ધર્મયોગ,
સમ્યક્ત્વની પ્રાપ્તિ, આય દૂર્લભ વિચારીએ;
પ્રમાદ ના કરો કાળક્ષેપ, સત્યતા વિચારીને,
પુરૂષાર્થે મણીનાજ, આત્મને પીછાણીએ. ૧૧

## ધર્મ ભાવના.

બાહિર આડંબરોને, બળથી હઠાવી દઈ,
દોષ સહુ દુર કરી, સુખ ઉપજાવે છે;
કામ ક્રોધ લોભ મોહ, રાગ દ્વેષ માયા,
મિથ્યા તણા મદ માન, સઉને નચાવે છે.
તન મન વાણીને, વિમલ વારંવાર કરી,
પ્રતિત ઉદ્ધારી, જ્ઞાન વાનજ બનાવે છે;
ભવ સર તરવાને, વાહન સમાન પ્રભુ,
પ્રણીત ક્ષમાદિ શુદ્ધ, ધરમ મન ભાવે છે.
રત્ન પ્રયાત્મક ધર્મ, ધર્મનો સાધન સર્વ,
સંસારમાં અતિ અતિ, દૂર્લભ દીપાવે છે;
મણીમય ધર્મ પ્રેમ, જીવનજ સાચું એક,
પરમાત્મ તત્ત્વમાં જે, સહજ મીલાવે છે. ૧૨

# વહેલા વહેલા મોક્ષ મેળવવાના ભગવંતે ફરમાવેલ ૨૩ બોલ.

૧ આકળી આકળી તપશ્ચર્યા કરે તો.
૨ મોક્ષની વાંછના કરે તો.
૩ શુદ્ધ મનથી શાસ્ત્ર શ્રવણુ કરે તો.
૪ શુદ્ધ મનથી શાસ્ત્ર પઠન કરે તો.
૫ પાંચ ઇંદ્રિય દમન કરે તો.
૬ છકાયની દયા પાળે તો.
૭ સાધુ, સાધ્વીની દયા પાળે તો; સેવા કરે તો.
૮ આપ ભણે અને અન્યને ભણાવે તો.
૯ નવ કોટિએ પ્રત્યાખ્યાન કરે તો.
૧૦ સાધ ધર્મ ઉપર સાચો સ્નેહ રાખે તો.
૧૧ કષાય ન કરે તો.
૧૨ ક્ષમા રાખે તો.
૧૩ લાગેલા પાપની આલોવણુ લે તો.
૧૪ લીયાં વ્રત પ્રત્યાખ્યાન નિર્મળ પાળે તો.
૧૫ શુદ્ધ મને શિયળ પાળે તો.
૧૬ ચાર તીર્થને શાતા ઉપજાવે તો.
૧૭ નિર્વદ્ય ભાષા બોલે તો.
૧૮ લીઓ ભાર પાર પહોંચાડે તો.

૧૯ ધર્મ ધ્યાન, શુકલ ધ્યાન ધ્યાવે તો.
૨૦ મહીનામાં ૭ પોષા કરે તો.
૨૧ કાળોકાળ અવશ્ય પ્રતિક્રમણુ કરે તો.
૨૨ આગલી રાત્રી પાછલી રાત્રી ધર્મ જાગરિકા કરે તો.
૨૩ પંડિત મર્ણે મરે તો.

---

# ઠાણાંગ સૂત્રમાં આઠમાં ઠાણે આઠ કામમાં પ્રમાદ ન કરવાના ભગવંતે ફરમાવેલ આઠ બોલ.

૧ અપૂર્વ સૂત્ર સિદ્ધાંત સાંભળવામાં પ્રમાદ કરવો નહિ.
૨ અપૂર્વ સૂત્ર સિદ્ધાંત સાંભળીને ધારવામાં પ્રમાદ કરવો નહિ.
૩ નવાં પાપ રોકવામાં પ્રમાદ કરવો નહિ.
૪ જૂનાં પાપ ખપાવવામાં પ્રમાદ કરવો નહિ.
૫ નિરાધારને આધાર આપવામાં પ્રમાદ કરવો નહિ.
૬ નવા શિષ્યોને આચાર-ગોચર શિખવવામાં પ્રમાદ કરવો નહિ.

૭ રોગી ગલ્યાણીને અગલ્યાણીપણે વૈયાવૃત્ય કરવામાં પ્રમાદ કરવો નહિ.

૮ ચતુર્વિધ સંઘમાં ફુટ પડેલી હોય તો મધ્યસ્થ ભાવે મટાડવામાં પ્રમાદ કરવો નહિ.

**સેજયાના બે પ્રકાર ઠાણુંગજી સૂત્રના બોલ.**

૧ સુખ સેજયા. ૨ દુખ સેજ્યા.

**૧ સુખ સેજયાના ચાર પ્રકાર.**

૧ શુદ્ધ સમકિત રાખે.
૨ પોતાના લાભથી શાંતિ રાખે.
૩ મનુષ્ય તિર્યંચ દેવતાના પરિસહોથી રોગાદિકમાં શુરવીરતા રાખે.
૪ કામ ભોગની ઇચ્છાથી વિમુખ રહે.

**૨ દુઃખ સેજયાના ચાર પ્રકાર.**

૧ શ્રદ્ધાનો ભ્રષ્ટ.
૨ પારકાના લાભ દેખી શકે નહિ.
૩ ગૃદ્ધિપણું રાખે.
૪ કામ ભોગની ઇચ્છા રાખે.

ચાર સુખ સેજયા આરાધિ અનંત જીવો સુગતિમાં ગયા.
ચાર દુઃખ સેજયા આરાધિ અનંત જીવો દૂર્ગતિમાં ગયા.

---

# શ્રી ઠાણાંગજીના દસમાં ઠાણે દસ કલ્યાણીક-કર્મ બાંધવાના ભગવંતે ફરમાવેલ દશ બોલ.

૧ નિયાણા રહીત કર્મ કરે તો કલ્યાણીક કર્મ બાંધે.
૨ સમકિત નિર્મળ પાળે તો કલ્યાણીક કર્મ બાંધે.
૩ ઉપાધાન તપ કરે તો કલ્યાણીક કર્મ બાંધે.
૪ ક્ષમા રાખે તો કલ્યાણીક કર્મ બાંધે.
૫ પાંચ ઈંદ્રીય દમન કરે તો કલ્યાણીક કર્મ બાંધે.
૬ કપટ આદિ છાંડે તો કલ્યાણીક કર્મ બાંધે.
૭ પાસથ્થાપણું છાંડે તો કલ્યાણીક કર્મ બાંધે.
૮ સંયમ નિર્મળ પાળે તો કલ્યાણીક કર્મ બાંધે.
૯ નિરછલાપણું કરે તો કલ્યાણીક કર્મ બાંધે.
૧૦ જૈન ધર્મ દીપાવવાનો શોભાવવાનો કરે તો કલ્યાણીક કર્મ બાંધે.

## ચાર પ્રકારની કરણી.

૧ મોટામાં મોટો કામ ધર્મકો.
૨ મોટામાં મોટો અકાજ જીવ હિંસાનો.
૩ મોટામાં મોટો કામ સંજમ નિભાવવાનો.
૪ મોટામાં મોટો લાભ સમકિતનો.

# તીર્થંકર ગોત્રઉપાર્જન કરવાના જ્ઞાતા સૂત્રમાં ભગવંતે ફરમાવેલ ૨૦ બોલ.

૧ શ્રી અરિહંત ભગવાનના ગુણગ્રામ કરતો થકો જીવ જઘન્યથી કર્મની ક્રોડો ખપાવે ઉત્કૃષ્ટ રસ આવે તો.
૨ શ્રી સિદ્ધ ભગવાનના ગુણગ્રામ કરતો થકો.
૩ દયા માતાની આઠ પ્રવચનની આરાધના કરે તો.
૪ ગુણવંત ગુરૂના ગુણગ્રામ કરતો થકો.
૫ સ્થીવર ભગવાનના ગુણગ્રામ કરતો થકો.
૬ બહુ સૂત્રીના ગુણગ્રામ કરતો થકો.
૭ તપસ્વીના ગુણગ્રામ કરતો થકો.
૮ ભણ્યો ગણ્યો જ્ઞાન વારંવાર ચિંતવતો થકો.
૯ શુદ્ધ સમકિત આરાધતો થકો.
૧૦ સાત પ્રકારે તથા પંચાવન પ્રકારે વિનય ભક્તિ કરે તો.
૧૧ કાળો કાળ અવશ્ય પ્રતિક્રમણ કરે તો.
૧૨ લીયાં વ્રત પ્રત્યાખાન નિર્મળ પાળે તો.
૧૩ ધર્મ ધ્યાન શુકલ ધ્યાન ધ્યાતો થકો.
૧૪ બાર ભેદે તપશ્ચર્યા કરે તો.
૧૫ અભયદાન, સુપાત્રદાન દેતો થકો.
૧૬ દશ પ્રકારે વૈયાવચ્ચ કરતો થકો.

૧૭ અપૂર્વ શાસ્ત્ર ભણુતો થકો.
૧૮ અપૂર્વ શાસ્ત્રની વિનય ભક્તિ કરતો થકો.
૧૯ આગલી રાત્રી તથા પાછલી રાત્રી ધર્મ જાગરીકા કરે તો
૨૦ ગામ નગર, પુરપાટણુ વિચરતો સમકિત સ્થાપ મિથ્યાત્વ ઉડાડતો જૈન ધર્મને દીપાવે તો.

---

## અતિશય જ્ઞાન ઉપાર્જન કરવાના ઠાણાંગ સૂત્રમ ભગવંતે ફરમાવેલા ચાર બોલ.

૧ વિશુદ્ધ આહાર પાણી કરે તો.
૨ વિકથા છાંડે તો.
૩ કાળોકાળ અવશ્ય પ્રતિક્રમણ કરે તો.
૪ આગલી રાત્રી તથા પાછલી રાત્રી ધર્મ જાગરિકા કરે તે

---

## પ્રશ્ન વ્યાકરણ સૂત્રના ચોથા સંવરદ્વારમાં શ ભગવંતે શીયળ વ્રતની બત્રીસ ઉપમા કહી છે તે નીચે પ્રમાણે

૧ ગ્રહ, નક્ષત્ર, તારાના પરિવારમાં ચંદ્રમાં તથા સૂ મોટા અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્ર મોટો અને પ્રધાન.
૨ સર્વ આગારમાં રત્નનો આગાર મોટો અને પ્રધા તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૩ સર્વ રત્નમાં વેડુચી નામા રત્ન મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૪ સર્વ આભૂષણમાં માથાનો મુગટ મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૫ સર્વ વસ્ત્રમાં ખેમજુગલ કપાસનો વસ્ત્ર મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૬ સર્વ ફુલની જાતમાં અરિખીન્ડ કમળનું ફુલ મોટું અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૭ સર્વ સુગંધમાં ગોખની બાવના ચંદનની સુગંધી મોટી અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૮ સર્વ પર્વતોમાં ઓખવે કરીને ચુલહેમવંતનામા પર્વત મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૯ સર્વ નદીઓમાં સીતા અને સીતોતા નદી મોટી અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૧૦ સર્વ સમુદ્રમાં સ્વયંભુરમણ સમુદ્ર મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૧૧ સર્વ પર્વતોમાં ચુડીને આકારે રૂચક નામા પર્વત મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૧૨ સર્વ હાથીમાં ઇંદ્ર મહારાજનો ઐરાવત હાથી મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૧૩ સર્વ ચોપદમાં કેસરીસિહ નાર મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૧૪ સર્વ સુવર્ણ કુમારજીમાં બેનુકુમારજી મોટા અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૧૫ સર્વ નાગકુમારજીમાં ધરણીંદ્ર પદમાવતીજી મોટા અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૧૬ સર્વ દેવલોકમાં પાંચમો બ્રહ્મદેવલોક મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૧૭ સર્વ સભામાં સુધર્મી સભા મોટી અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૧૮ સર્વ સ્થિતીમાં લવ સતીયા દેવતાની સ્થતી મોટી અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૧૯ સર્વ દાનમાં અભયદાન સુપાત્ર દાન મોટું અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૨૦ સર્વ રંગની જાતમાં કિરમજી રેશમનો રંગ મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૨૧ સર્વ સંઘયણુમાં વજ્રઋષભનારાચ સંઘયણુ મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૨૨ સર્વ સંઠાણુમાં સમ ચોરસ સંઠાણ મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૨૩ સર્વ ધ્યાનમાં ધર્મધ્યાન, શુકલધ્યાન મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૨૪ સર્વ જ્ઞાનમાં કેવળજ્ઞાન મોટું અને પ્રધાન તેમ સર્વ વ્રતમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૨૫ સર્વ લેશ્યામાં પરમ શુકલ લેશ્યા મોટી અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૨૬ સર્વ સાધુના પરિવારમાં તીર્થંકર મહારાજ મોટા અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૨૭ સર્વ ક્ષેત્રમાં મહાવીર ક્ષેત્ર મોટું અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૨૮ સર્વ પર્વતોમાં ઉચ્ચપણે મેરૂ પર્વત મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન..

૨૯ સર્વ વનમાં નંદન વન મોટું અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૩૦ સર્વ વૃક્ષમાં જંબૂ સુદર્શન વૃક્ષ મોટું અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૩૧ સર્વ સેનામાં ચક્રવર્તિ મહારાજની સેના મોટી અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૩૨ સર્વ રથમાં વાસુદેવજીનો સંગ્રામી રથ મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

---

**જીવ સોળ પ્રકારે કષાય કરે.** (પન્નવણામાંના).

૧ આપણ માટે કરે.
૨ પરાયા માટે કરે.
૩ આપણ તથા પરાયા માટે કરે.
૪ નિરર્થક કરે.
૫ ખેતર માટે કરે.
૬ વસ્ત્ર માટે કરે.
૭ શરીર માટે કરે.
૮ ભંડ ઉપકરણ માટે કરે,
૯ જાણતાં કરે.
૧૦ અજાણતાં કરે.
૧૧ ઉપયોગથી કરે.
૧૨ અનઉપયોગથી કરે.
૧૩ અનંતાનુબંધી કરે.
૧૪ પ્રત્યાખાની કરે.
૧૫ અપ્રત્યાખાની કરે.
૧૬ સંજવલની કરે.

---

## શ્રી ભગવંતે ફરમાવેલી દસ પ્રકારની સંજ્ઞા.

| | | | |
|---|---|---|---|
| ૧ | આહાર સંજ્ઞા. | ૬ | માન સંજ્ઞા |
| | ભય સંજ્ઞા. | ૭ | માયા સંજ્ઞા. |
| ૩ | મૈથુન સંજ્ઞા. | ૮ | લોભ સંજ્ઞા. |
| | પરિગ્રહ સંજ્ઞા. | ૯ | ઓઘ સંજ્ઞા. |
| ૫ | ક્રોધ સંજ્ઞા. | ૧૦ | લોક સંજ્ઞા. |

### આહાર સંજ્ઞા ચાર કારણથી ઉપજે.—

૧ કોઠો ખાલી હોય તો આહાર સંજ્ઞા ઉપજે.
૨ ક્ષુધા વેદનીના ઉદયથી આહાર સંજ્ઞા ઉપજે.
૩ આહાર દેખવાથી આહાર સંજ્ઞા ઊપજે.
૪ આહારની ચિંતવના કરવાથી આહાર સંજ્ઞા ઊપજે.

### ભય સંજ્ઞા ચાર કારણથી ઊપજે.—

૧ અધીરજપણું હોવાથી ભય સંજ્ઞા ઊપજે.
૨ ભય વેદનીના ઉદયથી ભય સંજ્ઞા ઊપજે.
૩ ભયની પાસે જવાથી—ભય દેખવાથી ભય સંજ્ઞા ઊપજે.
૪ ભયની ચિંતવના કરવાથી ભય સંજ્ઞા ઊપજે.

### મૈથુન સંજ્ઞા ચાર કારણથી ઊપજે.—

૧ હાડ, માંસ, લોહી વધારવાથી મૈથુન સંજ્ઞા ઊપજે
૨ વેદ મોહનીના ઉદયથી મૈથુન સંજ્ઞા ઊપજે
૩ સ્ત્રી દેખવાથી મૈથુન સંજ્ઞા ઊપજે.
૪ સ્ત્રીની ચિંતવના કરવાથી મૈથુન સંજ્ઞા ઊપજે.

## પરિગ્રહ સંજ્ઞા ચાર કારણથી ઊપજે.—

૧ મમતા મુર્છા કરવાથી પરિગ્રહ સંજ્ઞા ઊપજે.
૨ લોભ વેદનીના ઉદયથી પરિગ્રહ સંજ્ઞા ઊપજે.
૩ ભંડ ઉપગરણ દેખવાથી પરિગ્રહ સંજ્ઞા ઊપજે.
૪ પરિગ્રહની ચિંતવના કરવાથી પરિગ્રહ સંજ્ઞા ઊપજે.

---

## શ્રી ઠાણાંગ સૂત્રમાં ચિત સમાધિ હોવાના દસ બોલ કહ્યા છે તે.

૧ અપૂર્વ જૈનધર્મ પાયો હોય તો ચિત્ત સમાધિ હોવે.
૨ જાતિ સ્મરણ જ્ઞાન હોવે તો ચિત્ત સમાધિ હોવે.
૩ દેવ દર્શન હોવે તો ચિત્ત સમાધિ હોવે.
૪ સાચો સ્વપ્ન આવે તો ચિત્ત સમાધિ હોવે.
૫ અવધિજ્ઞાન હોવે તો ચિત્ત સમાધિ હોવે.
૬ અવધિ દર્શન હોવે તો ચિત્ત સમાધિ હોવે.
૭ મન:પર્યવજ્ઞાન હોવે તો ચિત્ત સમાધિ હોવે.
૮ કેવળજ્ઞાન હોવે તો ચિત્ત સમાધિ હોવે.
૯ કેવળ દર્શન હોવે તો ચિત્ત સમાધિ હોવે.
૧૦ કેવળ મરણ હોવે તો ચિત્ત સમાધિ હોવે.

---

# ભગવતી સૂત્રમાં ચૌદ સ્વપ્નાં શ્રી ભગવંતે ફરમાવ્યાં છે તે.



૧ હાથી ઘોડાના પલાન ઉપર ચઢતો થકો જીવ જાગે તો એજ ભવે મોક્ષે જાય.

૨ મહાવીદેહ ક્ષેત્રને દોરી દેતો થકો જાગે તો એજ ભવે મોક્ષે જાય.

૩ પૂર્વ તથા પશ્ચિમ લોકાંતિકની દોરી છેદતો થકો જાગે તો જીવ એજ ભવે મોક્ષે જાય.

૪ પંચવર્ણી સુતર ઉજવતો થકો, સુજાવતો થકો જાગે તો જીવ મોક્ષે જાય.

૫ શિસા કથીરના ઢગલા ઉપર ચઢતો થકો જીવ જાગે તો બીજા ભવે મોક્ષે જાય.

૬ સોના ચાંદીના ઢગલા ઉપર ચઢતો થકો જીવ જાગે તો એજ ભવે મોક્ષે જાય.

૭ ઉકરડીને વિખરતો થકો જીવ જાગે તો એજ ભવે મોક્ષે જાય.

૮ ઘીનો ઘડો માથે ઉપાડતો થકો જીવ જાગે તો બીજા ભવે મોક્ષે જાય.

૯ મદીરાનો ઘડો ઢાળતો, ફોડતો, રેડતો થકો જીવ જાગે તો બીજા ભવે મોક્ષે જાય.

૧૦ પદ્મ સરોવરના કુલે છાંયો કરી અંદર પ્રવેશ કરતો થકો જીવ જાગે તો એજ ભવે મોક્ષે જાય.

૧૧ વાંસની જડ ઉખેડતો થકો જાગે તો જીવ એજ ભવે મોક્ષે જાય.

૧૨ બે ભુજાએ મોટા સમુદ્રને તરતો થકો જાગે તો જીવ એજ ભવે મોક્ષે જાય.

૧૩ ભવનપતિના ભવનમા પ્રવેશ કરતો થકો જાગે તો જીવ એજ ભવે મોક્ષે જાય.

૧૪ વૈમાનિકના વિમાનમાં પ્રવેશ કરતો થકો જાગે તો જીવ એજ ભવે મોક્ષે જાય.

---

## સમકિતના ૬૭ બોલ.

---

૪ બોલ સંદેહણા:

૧ પરમાર્થ સંસત્વ—વાદી સૂત્રનો જાણકાર.

૨ પરમાર્થ જ્ઞાતુસેવન—જ્ઞાતીની સેવા કરે.

૩ વ્યાપ્ન્ન દર્શન વર્જન સમકીત તથા પતિતની સોબત વર્જે.

૪ કુદર્શન વર્જની—મિથ્યાત્વીની સોબત વર્જે.

૩ બોલ લીંગના:—

૧ શ્રદ્ધા–સાત દીવસના ભુખ્યાને જેમ ભોજનની રૂચિ હોય તેમ સમકીતી જીવને ધર્મોપદેશ શાસ્ત્ર સાંભળવાની રૂચિ હોય.

૨ ધર્મપર રાગ–યુવાન પુરૂષને યુવાન સ્ત્રીપર મોહ હોય તેટલો સમકીતી જીવને ધર્મ કરવાનો મોહ હોય.

૩ વૈયાવચ્ચ–અજ્ઞાની ગુરૂની સેવા કરે તેમ સમકીતી ગુરૂની સેવા કરે.

૧૦ બોલ વિનયના.

૧ અરિહંતનો વિનય. ૨. સિદ્ધનો. ૩. આચાર્યનો. ૪ ઉપાધ્યાયનો. ૫. સ્થાવરનો. ૬. ગુરૂના શિષ્યનો. ૭. ઘણા આચાર્યોના શિષ્યોનો ૮. સંઘનો. ૯. સ્વધર્મીનો. ૧૦. ક્રીયાવંતનો. એ દશનીવિનય ભક્તિ કરે. વિનય ૪ પ્રકારથી. ૧ ભક્તિથી. ૨. કીર્તિથી. ૩. માન દેવાથી. ૪. આશાતના ટાળવાથી.

૩ બોલ શુદ્ધના.

૧ મનથી અરિહંત સિવાય અન્યને ચિંતવવા નહિ.

૨ વચનથી અરિહંત સિવાય અન્યને ચિંતવવા નહિ.

૩ કાયાથી અરિહંત સિવાય અન્યને ચિંતવવા નહિ.

૫ બોલ દુષણના.

૧ શંકા, ૨ કંખા, ૩ વિતીગિચ્છા, ૪ પરપાસંડપરસંસા, પરપાસંડ સંથવો.

૫ બોલ ભુષણના.

૧ જૈન ધર્મની ભક્તિ કરે જ્ઞાન ઉદ્દકની ભક્તિ કરે.
૨ અરિહંત પ્રભુના મન, વચન, અને કાયાથી ગુણુ-ગ્રામ કરે.
૩ સાધુ, સાધ્વી તથા સ્વધર્મી ભાઇઓની સેવા ભક્તિ કરે.
૪ ધર્મ અજાણુને ધર્મનો માર્ગ બતાવે, જ્યાં જાય ત્યાં ધર્મ કથા કરે.
૫ ધર્મથી પડતા જીવને બોધ આપીને તેનુ મન સ્થીર કરે.

૫ બોલ લક્ષણુના.

૧ સમ–શાંતિ સ્વભાવી સર્વનુ ભલું ઇચ્છે આર્ત, રૂદ્ર ધ્યાન ધરે નહિ.
૨ સંવેગ–સર્વ પુદ્દગલો ઉપર મોહ રાખે નહિ.
૩ નિર્વેગ–પાંચ ઇંદ્રિઓને વશ કરે.
૪ અનુકંપા–છકાયની દયા પાળે.
૫ આસ્થા–શુદ્ધ દેવ, ગુરૂ–ધર્મ ઉપર શુદ્ધ શ્રદ્ધા રાખે.

૮ બોલ પ્રભાવનાના.

૧ પ્રવચની ભાવક–સૂત્ર સિદ્ધાંત ભણી જૈનધર્મ દીપાવે.
૨ ધર્મકથા પ્રભાવક–ઉત્તમ શૈલીથી, પ્રીય સ્વરથી કથા કહી દીપાવે.
૩ વાદી પ્રભાવક–વાદવિવાદ કરીને જૈન ધર્મ દીપાવે.

૪ નૈમિત્તિક પ્રભાવક–ભવિષ્યની વાત જાણી અવસરે ધર્મ દીપાવે.

૫ તપસ્વી પ્રભાવક–તપ કરીને ધર્મ દીપાવે.

૬ વિદ્યાવાન પ્રભાવક–અનેક પ્રકારની વિદ્યા ભણી ધર્મ દીપાવે.

૭ પ્રસિદ્ધ વૃત પ્રભાવક–જાહેરમાં વૃતો લઈ ધર્મ દીપાવે.

૮ કાવ્ય શક્તિ પ્રભાવક—કવિતાઓ બનાવી જૈન ધર્મ દીપાવે.

૬ બોલ ભાવનાના.

૧ ધર્મરૂપી વૃક્ષ, સમકીતરૂપી મૂળીયાં.
૨ ધર્મરૂપી નગર, સમકીતરૂપી દરવાજો.
૩ ધર્મરૂપી મહેલ, સમકીતરૂપી પાયો.
૪ ધર્મરૂપી ઘરેણાં, સમકીતરૂપી ડાબડો.
૫ ધર્મરૂપી રત્ન, સમકીતરૂપી તીજોરી.
૬ ધર્મરૂપી શહેર, સમકીતરૂપી કોટ (કીલ્લો)

૬ બોલ જયણાના.

૧ આલાપ–સમકીતી જીવને વંદના નમસ્કાર કરે.
૨ ક્ષલાપ–ક્ષેમ કુશળ પુછે વિશેષતઃ સત્કાર કરે.
૩ સમકીતી જીવને દાન આપે.
૪ પ્રદાન–વિશેષ પ્રકારે દાન આપે.
૫ વેદન–સમકીતી જીવને વિશેષતઃ વંદન નમસ્કાર કરે.

૬ સમકીતી જીવની પાછળ ગુણગ્રામ કરે.

૬ બોલ આગારના.

૧ સર્યાભીયોગ. ૨ ગુણાભીયોગ. ૩ દેવાભીયોગ
૪ કાંતરવૃતિ. ૫ ગુરૂનીગ્રહ. ૬ બલવાનનો.

( આ છ આગાર સમકીતી જીવ માટે છે. કદાચ શાસ્ત્ર વિરૂદ્ધ કાર્ય કરવું પડે તો તેણે તેવે પ્રસંગે વિચારવું કે અહો! જો હું સાધુ દશામાં હોત તો મારે આવી વિડંબનામાં પડવું ન પડત. ધીઃક્કાર છે મારા આત્માને! જ્યારે હું શુદ્ધ સમકીત પાળીશ ત્યારેજ ધન્ય થશે. વળી પ્રસંગાનુસાર પ્રાયશ્ચિત લે. )

૬ બોલ ભાવનાના.

૧ સમકીતી જીવ પોતાના આત્માને અસંખ્ય પ્રદેશી જાણે.
૨ સુખ દુઃખનો કર્તા જાણે.
૩ સુખ દુઃખનો ભોક્તા જાણે.
૪ પોતાના આત્માને સિદ્ધ સમાન માને.
૫ મોક્ષ જવાનો કામી જાણે.
૬ મોક્ષ જવાનો ઉપાય જાણે. (જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપ.

# આત્મીક મુદ્રાલેખ.



૧ હે આત્મા! એકાંતમાં સ્વવસ્તુ તપાસ.
૨ હે આત્મા! તું તારા પોતામાં સમ.
૩ હે આત્મા! તું પરમાત્મા થઈશ.
૪ હે આત્મા! તું આપાપરનો ભેદ વિચાર.
૫ હે આત્મા! તું કોણ છે, ક્યાંથી આવ્યો, કયાં જઈશ? તેનો વિચાર કર.
૬ હે જૈન! રાગ દ્વેષને જીત.
૭ હે ચિદાનંદ! રત્નચિંતામણી ચાખ.
૮ હે પરિક્ષક! અત્તરથી કીંમતી એવા પાણીની પરીક્ષા કર.
૯ હે અવિનાશી! તારા શિવાય સર્વ વિનાશી ને ક્ષણભંગુર છે.
૧૦ હે ગુણાનુભિલાષી! ઘડીઆળની માફક તારા ગુણ ગુપ્ત રાખ.
૧૧ હે સમભાવી! શત્રુ, મીત્ર, માન, અપમાન, સુખદુઃખ સમ લેખ.
૧૨ હે ક્ષુધાતુર! ભોજન મોજ શોખ માટે નથી પણ ધર્મમય જીવન ગુજારવા માટે છે.
૧૩ હે મૂર્ખ! આજેજ મરણ છે એમ સમજી ચેત.
૧૪ રે બાલ! કાગ તાડન અર્થે ચિંતામણી રત્ન ફેંક મા.

૧૫ રે લોભી ! શયન કરવા પહેલાં જમે ઉધાર તપાસજે.
૧૬ હે દેવાનું પ્રિય ! સત્ય પણ પ્રીય વદજે. મીતભાષી બન.
૧૭ હે શીવાનંદી ! જેટલો પ્રેમ કનક, કામની અને કીર્તિ પર છે તેટલોજ તું ધર્મ માટે રાખ.
૧૮ હે પુદ્ગલાનંદી ! આ સુખ છતાં દુઃખ કોણ આપતું હશે ?
૧૯ હે ક્ષમાસાગર ! રતિ સમ અક્ષમા સમુદ્ર સમ ક્ષમાને પોતાના સમ બનાવી નર્કનાં બંધ દ્વાર ખુલાવે છે.
૨૦ હે ભાગ્યશાળી ! દેવો દેવ ભૂવન ત્યાગી તારી ઝુંપડીમાં રહેવા ભાગ્યશાળી માને છે.
૨૧ હે ચિંતાતુર ! જેટલી ચીંતા વેદના માટે છે તેથી વિશેષ બાકીના સાત શત્રુઓ માટે રાખ.
૨૨ હે મુગ્ધ ! સંસારની મોહજાળમાં મુગ્ધ બનીશ નહિ.
૨૩ હે જીવનાભિલાષી ! એક દિવસ અજાણ્યા મરવું છે તેની માળા ફેરવજે.
૨૪ હે સત્ય સંશોધક ! દાન, દયા, દિનતા વિના શિવપદ દૂર છે.
૨૫ હે મુસાફર ! પંથ વિકટ છે, લુંટારા (મોહ—કષાય—આઠ કર્મ.) ઘુમે છે તેથી જોખમ ઘણું છે માટે સાવચેત રહેજે.
૨૬ હે વ્યાપારી ! આત્મિક ઉદય માટે અસંતોષી રહેજે અને વિષયાદિકમાં સંતોષી રહેજે.

૨૭ હે સુખાભિલાષી ! ઇષ્ટ અનિષ્ટ સંયોગ ત્યાગ.

૨૮ હે શિવાભીલાષી ! દાન, શિયળ, તપની ભાવના ભાવ.

૨૯ હે શુરવીર ! કર્મ તે તારા નોકરો છે. તું સ્વતંત્ર રાજા છે.

૩૦ હે જંજાળી ! રાત્રી દિવસ રૂપી રાક્ષસો તારી જીવન દોરી કાપે છે.

૩૧ હે કરૂણાનિધી ! કરૂણામૃતનું પાન કર.



૧ બાહિર, અંતર, પરમાત્મા એ ત્રણમાંથી તું કોણ ?

૨ અશાતામાં અરતિ શાતામાં રતિ ભાવ તે સંસારીના છે.

૩ પરિસહ સમયે નર્કની વેદના યાદ રાખ.

૪ તારામાં અને સંસારમાં ભાવ ભિન્નતાનો ભેદ વિચાર.

૫ વીતરાગ ભાવના તારામાં કેટલા અંશે છે ?

૬ સિદ્ધ સમાન તેં તારા આત્માને બનાવ્યો છે કે નહિ.

૭ ચારિત્રના પજવા તારામાં કેટલા અંશે છે ?

૮ શરીર પોતાનો ધર્મ ભજવે તો તું તારો ધર્મ શા માટે ભૂલે છે ?

૯ જ્યાંસુધી વીતરાગ પ્રવૃત્તિ નથી ત્યાંસુધી મોક્ષ પદનો અધિકારી નથી.

૧૦ સમયે સમયે તને પોતાને સિદ્ધ તરીકે ઓળખ.

૧૧ ઇષ્ટાનિષ્ટ પર સમભાવ રાખતાં શીખ.

૧૨ કષાય પ્રસંગે કષાય કરી કેવળરૂપ પ્રાપ્ત કરી લે.

૧૩ અનંતી વખત પાંચ મહાવ્રત પાંચ સુમતી ત્રણ ગુપ્તિ દેવગુરૂ ધર્મ તપશ્ચર્યા કરી તદપિ ભવાંત કેમ ન થઇ શકયો ? શું આ પ્રવૃત્તિથી થશે ?

૧૪ આત્માને પરમાત્માનું ભાન કરાવ.

## ઉત્તમ વાકયો.

૧ અલ્પ આયુષ્ય, મહાન પાપ, અરધા શેર અનાજની જરૂર અને લાખ મણની ચીંતા, સાડાત્રણ હાથ જમીનની જરૂર અને મોટા મ્હેલોની ચીંતા, ૧૦–૨૦ વર્ષોનું આયુષ્ય અને અ. સ. વર્ષોની ગણત્રીની કલ્પના. આતિ કયાંનો ન્યાય ?

૨ સંસારી જીવોની અજ્ઞાનતામાં તન્મયતા જોઇ ખરેખર ત્રાસ વછુટે છે. જે માણસ બકરીથી ડરે છે તે કેસરી સિંહની ઘોર ગર્જના તથા સિમો માર કેવી રીતે સહન કરી શકશે ? જે આત્મા કીડીના ડંખથી ધ્રુજે છે તે આત્મા ચંડકોશીઆ જેવા ઝેરી સર્પના ડંખ કેવી રીતે સહન કરી શકશે. જે માણસ સામાન્ય સ્નાન માટેના વિશેષ ઉષ્ણ પાણીથી ત્રાસ પામે છે તે આત્મા પાણીથી નહિ પણ અગ્નિ રસથી ઉકળતી વૈતરણી નદીમાં કેવી રીતે બળાત્કારે સ્નાન કરવા હિંમત ખેડશે ? જે આત્મા જંગલે જતાં બાવળનો કાંટો

વાગવાથી બૂમ પાડે છે તે આત્મા ભાલા: બરછી, તરવાર, પાવડા, કટાર અને છરીની તીક્ષણ ધારો કેવી રીતે સહન કરી શકશે ?

૩ સાધુ ગુરૂની ભક્તિ કરવી, સંસારીએ માતા પિતાની આજ્ઞા માની ધર્મ દીપાવવો.

૪ શ્રાવક ધર્મ પાળીને અનંત જીવો મોક્ષને નજદીક કરી શક્યા છે.

૫ આત્મા અને શરીર ભિન્ન છે, આત્મા અજર, અમર, અવિનાશી છે; શરીર સુખ દુઃખ અનુભવે છે; આત્માને નથી સુખ, નથી દુઃખ, નથી માન, અપમાન. માત્ર શરીર અનંતા કાળ થયાં દગો દેતું આવ્યું છે અને દેતું જાય છે.

૬ સંસારનાં કામો ખોટાં છે, ધર્મ તેજ સાર પદાર્થ છે, આવાં વાકયોને યાદ રાખીને ભરત મહારાજા અને મરૂદેવી માતાજી સંસાર અવસ્થામાં કેવળજ્ઞાન મેળવી શક્યાં હતાં તો તેવા ઉંચો વિચારો અને ભાવનાઓ રાખવી.

૭ સંસાર સુખમાં લોભ રાખવો નહિ.

૮ સુખ અને દુઃખ સમભાવે ગણો.

૯ સંસારની અનિત્યતા હંમેશાં વિચારો.

૧૦ પાપનો પશ્ચાતાપ કરો.

૧૧ વર્તમાન, ભૂત, અને ભવિષ્યનો વિચાર કરો.

अ વર્તમાનમાં કેવું જીવન છે?

ब ભુતકાળમાં કેવું હતું?

क ભવિષ્યમાં કઇ ગતિને પ્રાપ્ત થઇશું?

ड અત્યારે મરણ આવે તો શી ગતિ થાય?

૧૨ મરણ આવવા છતાં ભયભ્રાંત ન થવું પડે તેનો વિચાર કરો.

૧૩ એક મીનીટ પણ આર્ત, રૌદ્ર ધ્યાન કરવું ન પડે તેવા બનો.

૧૪ મરણના નામથી ભય પામો નહિ પણ હર્ષ પામો.

૧૫ વેદનીના સપાટામાં આવતાં રૂદન ન કરો પણ હર્ષ પામો.

૧૬ ચંદ્ર સૂર્ય જેવા નિર્મળ બનો.

૧૭ લોહીવાળું કપડું લોહીની નદીમાં ધોઈ સ્વચ્છ કરવા જેવાં કાર્યો કરતાં વિચાર કરો.

૧૮ કોયલાને સફેદ કરવા ભૂત ઇંદ્રિય અને ભોગેચ્છાને પૂર્ણ કરી સંતુષ્ટ થવાની મિથ્યા આશા રાખશો નહિ.

૧૯ શત્રુ, મિત્ર, માન, અપમાન, સુખ, દુઃખ વિગેરે કેવળ ભ્રમ છે.

૨૦ કસ્તુરીઆ મૃગ માફક મદવાળા બની પર વસ્તુમાં આનંદ શોધવા ફાંફાં મારશો નહિ.

૨૧ આયુષ્ય અલ્પ છે, આશા અનંત કાળમાં પણ પૂર્ણ ન થાય તેટલી લાંબી છે.

૨૨ એક એક આત્મા સમયે સમયે અનંત કર્મ ત્રોડે છે, એક એક આત્મા સમયે સમયે અનંત કર્મ બાંધે છે.

૨૩ છદ્મસ્થ અવસ્થા ૬૦ વર્ષના વૃદ્ધને પણ મરવું છે એમ કહી સાવધાન કરતી દેખાતી નથી તો બાળકોને કયાંથી સાવધાન કરે.

૨૪ નિકટ ભવી, મોક્ષગામી, પુણ્યશીલ પુરૂષોને બાળવય ને વૃદ્ધાવસ્થામાં એક સરખો, મરણનો ભય, ધર્મરૂચી, અને ધર્મ ક્રીયાશીલપણું વર્તે છે.

૨૫ વિષયેચ્છા તેના સાધનોની પુર્તી કરવાથી તૃપ્ત થતી નથી, થઈ નથી અને થશે પણ નહિ. માત્ર સાધનોનો ત્યાગ કરવાથી, તે ઇચ્છાને પ્રવર-તપ સંયમથી ભસ્મ કરવાથીજ અપૂર્વ શાંતિ અનુભવાશે. અગ્નિમાં ઘી નાંખવાથી શાંત થાય તોજ વિષયેચ્છા વિષય ભોગવતાં તૃપ્ત થાય.

૨૬ મનુષ્યના વાળ ધોળા થાય છે, દાંત પડી જાય છે, શરીર વાંકું વળી જાય છે; ગુલાબી રક્તમય શરીર શુષ્ક ખોખું થાય છે છતાં જીવનની આશા અને વિષયની ઇચ્છા નષ્ટ પામતી નથી.

૨૭ દારૂમાં ઉન્મત્ત થએલ મનુષ્ય જેમ સ્ત્રીને માતા, માતાને સ્ત્રી કહે છે તેમ સંસારી જીવો મોહ ઘેલછામાં

સત્ય સુખને દુઃખ અને દુઃખ સાગરના દેનારને સુખનો વિધાતા માને છે, ધર્મને અધર્મ અને અધર્મને ધર્મ કહે છે.

૨૮ છોડવાની વસ્તુ ભેગી કરે છે, અને ભેગી કરવાની વસ્તુને તિલાંજલી આપે છે તેવો મુર્ખ કોણ? સંસારમાં રક્ત. અહા! સંસારની વિચિત્ર દશા છે.

૨૯ અર્ધો શેર અન્ન અને એક ટુકડા વસ્ત્ર માટે મનુષ્યો ચિંતામણી રત્ન હારી રહ્યા છે. ભાગ્યશાળી પુરૂષોજ ધર્મતત્વને ઓળખી શકયા છે.

## ભવાંત ભેદક!

૧ તું તારામાં સમાઈ જા.

૨ ચંદનમાં દાવાનળ કરી દરીદ્રિ શીતની દયા મા કર.

૩ પર જોખમદારી તને અનંત જોખમમાં ન નાંખી દે. સાવધ.

૪ પર દયા તે ગુલામી છે—સ્વદયા તે શેઠાઈ છે.

૫ પુદ્ગલાનંદ તે પુદ્ગલ પરાવર્તન છે. પુદ્ગલાનંદનો પરાજય કર.

૬ દશ પૂર્વના જ્ઞાનમાં કયા દર્શનની ખામી હતી? પૂર્વના જ્ઞાનમાં કયી પ્રવૃત્તિની ખામી હતી, કયા

જ્ઞાનની ખામી હતી, ક્યા સંઘયણની ખામી હતી? ખામી તરત શોધ અને પુરી કર.

૭ ક્રોધ અને કટુ અમૃત માનતાં શરમા.

૮ માન તે મિષ્ટ કિંપાક છે.

૯ अ ક્રોધ સ્કંધજીને ૮૪ લક્ષ જીવોયોનિમાં ભ્રમણ કરવું પડ્યું.

ब માન—બાહુબલજીને દીર્ઘ સમય છદ્‌મસ્થાવસ્થામાં રેહેવું પડ્યું.

માયા—મલ્લીનાથજીને સ્ત્રી લીંગ થવું પડ્યું.

ड લોભ—ઢંઢણજીને સાધુ દશામાં આહારની અંતરાય વેઠવી પડી.

૧૦ નિંદ તે સમ્યક્ત્વનો ઉપકાર દ્વારપાલ છે, નિંદક તે મોક્ષ માર્ગનો દ્વારપાલ છે.

૧૧ જાહેર જીવન તે જીવ યોનીનો જંપાપાત છે. ગુપ્ત જીવન તે આત્મીક શીવસ્થાનની સુગંચ્છીના લભાસદનો ગુચ્છો છે. જાહેર જગ્યામાં જન્મ લેવો હોય તો જાહેર થા.

૧૨ ગુપ્ત સ્થાન તે શિવગુણ વરમાલા છે. જાહેર ગુણેચ્છા તે ઝાંઝવાનું જળબિંદુ છે.

૧૩ પ્રસંશા તે પાશરૂપી ચળકતો પત્થર છે.

સ્વ નિંદા તે નહિ, પ્રાપ્ત થયેલ નિધાન છે.

૧૫ પ્રસંશા નહિ, નિંદા તે પૂર્વે ઇચ્છેલ પ્રસંશાનો અંકુરો છે.

૧૬ ક્ષુધા તે પૂર્વે ભોગવેલ ઉંચ રસવંતા પકવાનનો ક્ષુદ્ર નિસો છે.

૧૭ શોક તે પૂર્વે હાસ્ય કરેલની હુવેલી છે.

૧૮ તૃષા તે પૂર્વે ભોગવેલ સરબતનો અતૃપ્ત નીસો છે.

૧૯ ડાંસ મચ્છર તે પૂર્વે ભોગવેલ મચ્છરદાનીના ચિતારનુ દ્રશ્ય છે.

૨૦ અચેલ તે દ્રવ્યજીનકલ્પ દશા છે.

૨૧ અરઇ તે પૂર્વે ભોગવેલ રત્યાનંદનું અજીર્ણ છે.

## વેદની સમયે ફરજ.



૧ શરીર આત્મા બન્ને ભિન્ન છે.

૨ લેણદાર લેણું લેવા આવેલ છે, શાહુકારની ફરજ છે કે કરેલું દેવું ચુકાવવું.

૩ આ ભવમાં લેણું નહિ ચુકાવું તો પરભવ કે કયા ભવે કયા સંજોગોમાં ચુકાવીશ ?

૪ જ્ઞાન દર્શન અને ચારિત્ર એ ત્રણે વસ્તુ આત્માની છે.

૫ પ્રભુ મહાવીરના કાનમાં ખીલા ઠોકયા, ૪૯૯ શિષ્યોને ઘાણીમાં પિલ્યા, ગજ સુકુમાળના મસ્તકે ખેર અંગારા તો આ વેદના શા હિસાબમાં. અનંતી વખત

સાતમી નરકથી પહેલી નરક સુધીમાં અનંતકાળ માટે અનંત અનંત વેદના પરાધીનતામાં સહન કરી તો આ વેદના તે હિસાબે તો ક્ષુલ્લુક છે.

૬ હાડ માંસ લોહી એ ત્રણે શરીરની વસ્તુઓ છે. બન્નેમાં અનંત ઘણો તફાવત છે. હાડ, લોહી, માંસની દરકાર રાખીશ નહિ.

૭ વેદની સમયે સમભાવ રાખવાથી દ્રવ્યે વેદની ક્ષીણ થાય છે, ભાવે અનંત જન્મ, જરા, મરણની પીડા કાપે છે.

૮ માને તો દુઃખ છે ન માને તો અનંત સુખ છે.

૯ સમદ્રષ્ટિ જીવો ~~કૃષ્ણ, શ્રેણિક~~ વિગેરે નરકમાં રહ્યા થકા સમભાવ રાખી રહ્યા છે તો તું પાંચમા છઠ્ઠા સાતમા ગુણસ્થાનકનો અધિકારી છે.

૧૦ વેદનીનો તું કાંઈ નોકર નથી જેથી તેનો દબાવ્યો દબાઇ જાય, વેદની તે તારા પરનો મેલ છે તેને દુર કરવો તે તારૂં પ્રધાન કર્તવ્ય છે.

૧૧ હાડ–લોહી–માંસ આદિ સંસાર બંધન છે, ખાવું છે તે ફુંકવા માટે, પીવું તે પરઠવવા માટે અને પહેરવું તે ફાડવા માટે. આ ત્રણ જગતના મુખ્ય સિદ્ધાંતો છે અને તેના નીકળતા અંતિમ સારમાં મુગ્ધો મુંઝાય છે.

---

# ઉત્તમ વિચારણા.



માન અપમાન સમોચિત ગણે, સમ ગણે કનક પાષાણ;
વંદન, નંદન સમ ગણે, ઈસો હોય તુજ જાણ. ૧

શું રાચું હું લલના તનુમાં, ચંદી છે સ્ત્રીની કાયા;
શું રાચું હું ધન સત્તામાં, જુઠી છે તેની માયા. ૨

શું રાચું હું વાડી માંહી, વાડીની છે નશ્વરતા;
જે જન જેમાં રાચે પ્રેમે, તે જન તેમાં અવતરતા. ૩

શું રાચું હું શરીરમાંહી, શરીર પણ જુદું થાતું;
શું રાચું હું મિષ્ટ જમણમાં, મિષ્ટ તે વિષ્ટા થાતું. ૪

શું રાચું હું મોજ મજામાં, તેમાં સુખ ન પરખાતું.
શું રાચું હું સ્નાન કૃત્યમાં, શરીર શોભા કરમાતી. ૫

શું રાચું હું સુવાળપણામાં, ચાર ઘડીનું ચાંદરડું.
શું રાચું હું રમત ગમતમાં, પરભવ જાતાં નહિ સરણું. ૬

શું રાચું હું હવા દવામાં, હવા દવા મૂકી જાવું.
શું રાચું હું મિત્ર વૃંદમાં, અંતે તો ન્યારા થાવું. ૭

શું રાચું હું સ્વજન કુળથી, અંત કોઇ ન છે બેલી.
શું રાચું હું ભ્રાત જનકમા, જુદા વખત છેલી. ૮

---

# ગુરૂ ભક્તનો વિનય.

( શાર્દુલવિક્રિડિત )

વંદુ વીર નમાવું શિર તમને, સન્માન હું સર્વદા;
સત્કારૂં સદબુદ્ધિ એ શુભ ગુરૂ, આચાર્ય સુંદર સદા. ૧
કલ્યાણી કરૂણા કરી ગુણ ઘણી, માંગલ્યકારી મુની;
જીવોને સુખદાય અમાય સરખા, ગંભીરતાદિ ગુણી. ૨

## ઉત્તમ પદ.

અજકુલ ગતિ કેસરી લહેરે, નિજ પદ સીંહ નિચાળ,
તીમ પ્રભુ ભક્તિ લહેરે, આત્મ શક્તિ સંભાળ. ૧
સમાય તું તારા વિષે, તારૂં તારી પાસ;
મારૂં મારૂં ક્યાં કરે, ધરતો પરની આશ. ૨
દેખી આત્મ સ્વરૂપને, જાણ્યો પુદ્ગલ ખેલ;
ન્યારો તેથી આતમા, ચિદાનંદ ગુણ રેલ. ૩
અહં બુદ્ધિ પરમાં ધરી, પરમાંહી બંધાઉં;
અહં બુદ્ધિ જો આત્મમાં, તો હું કયાં રંગાઉ. ૪
રાગ દ્વેષ ત્યાગ બિન, મુક્તિકો પદ નહિ;
કોટી કોટી જપ તપ કરે, સર્વ અકારજ પાઈ. ૫
ત્યાગ વિરાગ વિના કદી, થાય ન આત્મજ્ઞાન;

આત્મ જ્ઞાન વિના કદી, પામે નહિ શિવ ઠાણ. ૬
રમણી રામા દેખતાં, પ્રેમી મનમાં પ્યાર;
તેથી અધિકો સદ્ગુરૂ, શિષ્ય તણો નિર્ધાર. ૭
અખંડ અક્ષય શાસ્વતું, દેખી આત્મસ્વરૂપ;
તેથી ચમક્યો આત્મા, અરે હું તો મહાભૂપ. ૮

---

## જાણવા જોગ !

દેવતાને જેટલા સાગરોપમનું આયુષ્ય હોય તેટલા હજાર વર્ષે આહારની ઇચ્છા થાય છે અને તેટલા અર્ધ મહીને શ્વાસો શ્વાસ લે.

મેઘકુમારની માતાને વરસાદનો દોહદ ઉપન્યો હતો.

કોણીકની માતાને પિતાનું માંસ ખાવાનો દોહદ ઉત્પન્ન થયો હતો.

અભય કુમારની માતાને જીવદયાનો દોહદ ઉપન્યો હતો.

બેઇંદ્રીયનો જીવ ૪૮ મીનીટમાં ૮૦ વખત જન્મે તથા મરે.

| | | | |
|---|---|---|---|
| તેઇંદ્રીયનો જીવ | ,, | ૬૦ | ,, |
| ચોરેંદ્રીયનો જીવ | ,, | ૪૦ | ,, |
| અસંજ્ઞીપંચેન્દ્રિયનો જીવ | | ૨૪ | ,, |
| માટીનો જીવ માટીમાં | ,, | ૧૨૮૨૪ | ,, |
| પાણીનો જીવ પાણીમાં | ,, | ,, | ,, |

અગ્નિનો જીવ અગ્નિમાં ૪૮ મીનીટમાં ૧૨૮૨૪ વખત જન્મે-મરે.
વાયુના જીવ વાયરામાં " " "
લીલોતરીના જીવ લીલોતરીમાં " ૩૨૦૦૦
કંદમુળના જીવ કંદમૂળમાં " ૬૫૫૩૬ "
પગના તળીએથી જીવ જાય તો નરકમાં જાય.
સાથળમાંથી " " તિર્યંચમાં જાય.
ડુંટીમાંથી " " મનુષ્યમાં જાય.
આંખમાંથી " " દેવતા થાય.
સર્વ શરીરેથી " " મોક્ષે જાય.
માટીનો જીવ માટીમાં અસંખ્યાતો કાળ રહે.
પાણીનો જીવ પાણીમાં " "
અગ્નિનો જીવ અગ્નિમાં " "
વાયરાનો જીવ વાયુમાં " "
લીલોતરીનો જીવ લીલોતરીમાં " "

કીડી મકોડીનો જીવ કીડી મકોડીમાં સંખ્યાતો કાળ રહે.

જ્ઞાનાવરણીય કર્મ: આંખના પાટા સમાન છે, જ્ઞાન થવા ન દે.

દર્શનાવરણીયકર્મ: રાજાના સીપાઇ સમાન દેખવા ન દે.

વેદનીય કર્મ: અફીણ તથા સાકરથી ખરડેલ તરવારની ધાર સમાન. ચાટે તો ગળી લાગે પણ જીભ કપાય.

મોહનીય કર્મ: દારૂ પીધેલ માણસ સમાન સત્ય ધર્મની ખબર પડવા ન દે.

આયુષ્ય:કર્મ: કેદખાના સમાન, ચાર ગતિમાં રોકી રાખે.

નામ કર્મ: ચિતારા સમાન, સારૂં ખોટું રૂપ કરે.

ગોત્રકર્મ: કુંભાર સમાન.

અંતરાય કર્મ: રાજાના ભંડારી સમાન, ધર્મ ધ્યાન કરવા ન દે.

દલાલી: કૃષ્ણ દીક્ષા.

અશરણ: અનાથી મુનિ.

શીયળ: સુદર્શન શેઠ.

સ્ત્રી પરીક્ષા: ધણી બીમાર.

છે નથી: વેશ્યા ( વેશ્યાને આ ભવમાં છે પણ પરલોકમાં મળવાનાં નથી.)

છે છે: શ્રાવક: ( આ ભવમાં ઉદાસીન વૃત્તિથી ભોગ ભોગવે છે, પરભવમાં પણ મળવાના છે.

નથી છે: સાધુ ( આ ભવમાં ભોગને ત્યાગ્યા છે. પરભવમાં અતુલ સુખ મેળવનાર છે.

નથી નથી: કસાઈ ( આ ભવમાં સુખ નથી, પરભવમાં પણ મળવાનું નથી. )

ચક્રવર્તીની રીદ્ધી: ૬૪૦૦૦ સ્ત્રી, ૩૨૦૦૦ દેશ. ૯૬ કરોડ ગામ, ૮૪ લાખ હાથી, ૮૪ લાખ રથ, ૮૪ લાખ ઘોડા, ૯૬ કરોડ પાયદળ, ૧૪ રત્ન, ૯ નિધાન.

જુગલીઆનું ખાનપાન: ચણાની દાળ.

પ્રમાદનું બીજ: સંસાર.

ચૌદ રાજ લોકઃ ધર્મ, અધર્મ, આકાશ, પુદ્‌ગલ જીવાસ્તિકાય હોય તે.

જીવના ૫૬૩ ભેદ: તે ૧૪ ભેદ નારકી, ૪૮ ભેદ તિર્યંચ, ૩૦૩ ભેદ મનુષ્ય, અને ૧૯૮ ભેદ દેવના મળી કુલ ૫૬૩.

તીર્થંકર કોણ થાય?–વૈયાવચ્ચ કરે તે.

પલ્યઃ ચાર હજાર ગાઉનો લાંબો અને પહોળો માથાના વાળથી પણ બારીક વાળનો કુવો ભર્યો હોય તેમાંથી સો વરસે એક વાળ કાઢે અને તે પ્રમાણે કાઢતાં ખાલી થતાં જે સમય લાગે તેને પલ્ય કહે છે.

સાગરઃ દસ ક્રોડાક્રોડિ પલ્યનો એક સાગર.

સુક્ષ્મ પુદ્‌ગલ પરાવર્તનઃ ક્રમસર જન્મ મરણ કરી લોક પુરો કરે તે.

બાદર પુદ્‌ગલ પરાવર્તનઃ આઘા પાછી જન્મ મરણ કરી લોક પુરો કરે તે.

શ્રાવકને પાંચ સ્થાવરની હિંસા ક્યારે લાગેઃ પુત્ર દહન ક્રિયા વખતે.

સૂર્ય કેટલો તપેઃ ઉંચે સો જોજન, નીચે અઢારસેં જોજન, તીછો સુડતાલીસ હજાર બસો ત્રેસઠ જોજન.

ચાર કષાય ક્યાં ક્યાંઃ **નારકી (ક્રોધ), મનુષ્ય (માન), તિર્યંચ (માયા), દેવતા (લોભ).**

કાચા પાણી વિષેઃ મેરૂ પર્વત જેટલો મીઠાનો ઢગલો

કરીએ તેમાં જેટલા જીવ છે તે કરતાં સોયના નાકા ઉપર રહેલ પાણીના બીંદુમાં વિશેષ જીવ છે.

સમદૃષ્ટિ જીવને સાત બોલનો બંધ ન પડે: ૧ ભવનપતિ, ૨ વાણુવ્યંતર, ૩ જ્યોતિષી, ૪ નરક, ૫ તિર્યંચ, ૬ સ્ત્રી વેદ, ૭ પુરૂષ વેદ.

દેવતાઓ એક સમયમાં અસંખ્યાતા ચવે છે, મનુષ્ય ઉત્કૃષ્ટ ૨૯ આંકમાં હોય છે પરંતુ નવ લાખ પંચેન્દ્રિ જીવો તો એક સ્ત્રીની યોનિમાંજ રહે છે.

## છુટું છવાયું !

શ્રાવકજી હંમેશાં નિચેના મનોરથો ચિંતવે.

૧ હું સંસારના આરંભ પરિગ્રહનો ક્યારે ત્યાગ કરીશ ?
૨ સંસારની ભ્રમ જાળ ત્રોડી ચારીત્ર અંગીકાર ક્યારે કરીશ?
૩ સંથારો કરી પંડીત મરણે ક્યારે મરીશ?
૪ નવ વાડે કરી સહિત શિયળ પાળીશ તે દિવસ ધન્ય થશે.
૫ છ કાય જીવની રક્ષા કરીશ તે દિવસ ધન્ય થશે.
૬ આગાર ધર્મ છોડી અણુગાર ધર્મ અંગીકાર કરીશ તે દિવસ ધન્ય થશે.
૭ મારો આત્મા પાપમય સંસારી જીવનનો ત્યાગ કરી એકાંત ધર્મ સાધુ જીવન પાળશે તે દિવસ ધન્ય થશે.

૧ **દાન.** ધન્નો ને શાળીભદ્ર અગણિત ઋદ્ધિના ભોગી થઈ દેવલોકે ગયા યાવત્ તેઓ મોક્ષ પામશે એમ જાણી સુપાત્રે દાન દેવું.

૨ **શિયળ.** સુદર્શન શેઠને શુળી ફીટી સિંહાસન થયું, કળાવતીનાં કપાએલાં કાંડાં નવપલ્લવ થયાં એમ જાણી શિયળ પાળવું.

૩ **તપ.** ધન્નો અણુગાર, દઢપ્રહારી મુનિ, હરીકેશી મુનિ અને ઢંઢણ મુનિ તપના પ્રભાવથી કર્મ ખપાવી મોક્ષે ગયા એમ જાણી તપ કરવું.

૪ **ભાવના.** પ્રસન્નચંદ્ર રાજર્ષિ, ઇલાચી કુમાર, કપિલ મુનિ, ખંદક મુનિના શિષ્યો, ભરત ચક્રવર્તિ અને મરૂદેવી માતા ભાવનાના પ્રભાવથી મોક્ષપદ પામ્યા એમ જાણી ભાવના ભાવવી.

૫ **સત્ય.** અગ્નિ પાણી સમાન, ઝેર અમૃત સમાન, સર્પ ફુલની માળા સમાન થાય છે એમ જાણી સત્ય બોલવું.

૬ **ધર્મ.** હું મરણના દુઃખમાં રહ્યો છું, મારૂં આયુષ્ય ક્ષણ માત્ર નથી એમ જાણી ધર્મ કરવો. **જેમ** લોભી પુરૂષ ધનની પ્રાપ્તિમાં નિરંતર મશગુલ રહે તેમ ધર્મી પુરૂષોએ જ્ઞાન મેળવવામાં તત્પર રહેવું.

શાસ્ત્ર શ્રવણ, સ્મશાન અને રોગ એ ત્રણે વૈરાગ્ય ઉપજવાનાં મુખ્ય કારણો છે.

દુઃખીને દિલાસો આપજો પણ હીંમત છોડી ગભ-રાવશો નહિ.

એક સારી માતા સો માસ્તરનું કામ કરે છે.

વિષયાશક્ત મનુષ્યો સદા દુઃખી છે.

જેની તૃષ્ણા વિશાળ છે તે હંમેશાં દરિદ્રી છે.

ખરાબ વિચાર કરવા એ ઝેર પીવા બરાબર છે.

જેણે મન જીત્યું તેણે જગત જીત્યું.

જેણે કામ જીત્યો છે તે સર્વ શુરાઓનો સરદાર છે.

જ્ઞાન ગર્વ માટે નથી, પણ સ્વપરના બોધ માટે છે.

યાદ રાખજો કે આંખો બંધ થયા પછી આપણું કાંઈ નથી.

ક્ષમારૂપી શીતળ જલથી ક્રોધાગ્નિને શાંત કરો.

સખાવત વગરની દોલત ચૈતન્ય વિનાના દેહ જેવી નિર્માલ્ય છે.

દુઃખી ગરિબ વિધવાનાં ઉષ્ણ અશ્રુ લુંછવાં અને નિરા-ધારોનું અન્નથી પોષણ કરવું એ બે બરાબર છે.

ખર્ચ ઘટાડો એટલે પાપ ઘટશે.

જ્યાં ભોગ છે ત્યાં રોગનો નિવાસ છે.

જો તું દુષ્કૃત્યમાં દોરાતો હોય તો આજેજ મરણને સ્મર.

# વૈરાગ્યમય કાવ્યો.

## તું શું કરે?

### (હરીગીત).

આ કષ્ટની માળા અરે, તું ફેરવીને શું કરે,
કિરતારના અંતર વિષે, હસ્તે ધરી તું શું કરે. ૧
નિત્ય ન્હાય નિરમળ નીરથી, સરીતા સરોવરમાં જઈ,
પણ મેલ ના મનનો મટયો, જળ વાપરી તું શું કરે. ૨
ટીલાં અને ટપકાં કરી, છો ભસ્મ સૌ અંગે ધરી,
પણ શરીરમાં શયતાન છે, ભર્ભુતી ભરી તું શું કરે. ૩
બસ રામ રામ પુકારતો, પણ પ્રેમ ના પ્રભુના પરે,
ના રેમ તુજ હૃદયે રહે, ઇશ છેતરી તું શું કરે. ૪
રે દેવ દર્શન માટે તું, ફરતો ફરે સૌ મંદિરે,
આકીનના અંતર વિષે, ફોગટ ફરી તું શું કરે. ૫
તું નેત્ર ઢાંકીને સદા, બસ ધ્યાન ધરતો ઢોંગથી,
પણ ચિત્ત તુંજ ચંચળ રહે, ફતવા કરી તું શું કરે. ૬
ધારણ કર્યાં છે શ્વેત વસ્ત્રો, સાફ દીલ કીધું નહિ,
દેખાવ છો સુતકી સદા, ધોળાં ધરી તું શું કરે. ૭
એકાદશીને અન્ય કંઈ, ઉપવાસ કરતો કષ્ટથી,
પણ ભ્રષ્ટ છે તુજ ભાવના, ભૂખે મરી તું શું કરે. ૮
જે ડોળ રાખે બ્હારનો, તે હોય જો હૈયા વિષે,
હરી હાથ છે જ્ઞાની કહે, ખટપટ કરી તું શું કરે. ૯

અથવા કોઇ કૈસાહી ભય. વા લાલચ દેને આવે,
તો ભી ન્યાયમાર્ગસે મેરા, કભી ન પગ ડિગને પાવે.
મૈત્રી ભાવ જગતમેં મેરા, સબ જીવોસે નિત્ય રહે,
દીન દુઃખી જીવો પર મેરે, ઉરસે કરૂણા સ્તોત્ર વહે;
દુર્જન ક્રુર કુમાર્ગ તો પર, ક્ષોભ નહિ મુઝકો આવે,
સામ્યભાવ રકખું મેં ઉનપર, ઐસી પરિણીત હો જાવે. ૪

---

## મહાવીર પ્રભુની સ્તુતિ.

(રાગ માઢ-ગુણવંતી ગુજરાત એ લય.)

જયવંતા પ્રભુ વીર, હમારા જયવંતા પ્રભુ વીર;
શાસન નાયક ધીર, હમારા જયવંતા પ્રભુ વીર. ૧
શાસ્ત્ર સરોવર સરસ આપનું, તત્ત્વ રસે ભરપુર,
તેમાં ન્હાતાં તરતાં નિત્યે, શુદ્ધ થાએ અમ ઉર. હમારા૦ ૨
સાત્વિક ભાવે જેહ પ્રકાશ્યું, વાસ્તવિક તત્ત્વ સ્વરૂપ,
આસ્તિકતામાં રમીયે તેથી, આનંદ થાય અનુપ. હમારા૦ ૩
આપ પ્રકાશિત જ્ઞાન બગીચે, ખીલ્યાં છે બહુ ફુલ,
સુગંધી વાયુની સરસ લ્હેરથી, અમે છીએ મશગુલ. હમારા ૪
આપ વિશાળ વિચાર ભૂમિએ, ઉછર્યાં કલ્પ અંકુર;
રસભર તેના ફલ ચાખીને, રહેશું આપ હજુર. હમારા ૫
નામ આપનું નિશદીન પ્યારૂં, રમી રહ્યું અમ ઉર,
તેની ખાતર પ્રાણ અર્પવા, અમે છીએ મંજુર. હમારા ૬
માર્ગ બતાવા અમ ઉપર જે, કર્યો મહા ઉપકાર,
અર્પણ કરીએ સર્વ તથાપિ, થાય ન પ્રત્યુપકાર. હમારા ૭

ચરણુ આપના શરણુ અમારે, મરણુ જન્મ ભય દૂર,
લોભી ચાતક રત્નચંદ્ર જ્યમ, તમ દર્શન આતુર. હમારા ૮

## મોહની પ્રાબલ્યતા.

(શિખરિણી.)

નરો નારી પાસે, નટ સમ થઇ નૃત્ય કરતા,
કુરંગાક્ષી કેરા, નયન શરથી ઘાયલ થતા;
વદે પ્યારી પ્યારી, મધુર મુખથી પામી લધીમા,
થતાં વૃદ્ધાવસ્થા, નહિ રસ જુઓ મોહ મહિમા. ૧
લુલો નેત્રે કાણો, અતિ કૃશ અને તે ખસ ભર્યો,
પડ્યા કાને કીડા, વિષમ અતિ પીડા અનુસર્યો;
તથાપિ તે શ્વાન, પ્રબળ મદને જાય રતિમાં,
શૂનિ પુંઠે વેગે, વિષમય જુઓ મોહ મહિમા. ૨

## શિક્ષા.

(શાર્દૂલવિક્રીડિત.)

રે રે કુંભ કુવા વિષે ઉતરીને, પોકાર તું શું કરે?
જો આયુષ્ય હશે હવે તુજતણું, તો તું અહીં ઉગરે;
જે થાશે નર નારીજ વશમાં, તેની દશા આ થશે,
ફાંસો ઘાલી ગળા વિષે તુરતને, ઉંડે કુવે ઉતારશે.

## પ્રભુ સ્તુતી.

( રઘુબીર કૌશલ્યા કે લાલ, મુનીકી યજ્ઞ રચાનેવાલે. )
ભગવન મરૂદેવી કે લાલ, મોક્ષકી રાહ બતાનેવાલે;
રાહ બતાનેવાલે, સબકા ભ્રમ મિટાનેવાલે. ભગવન.
લીના અવધપુરીમેં અવતાર, છા ગયો જગમેં આનંદકાર;
બોલે સુરનર જયજયકાર, સારે જીન ગુણ ગાનેવાલે. ભગ. ૧
જગમેં થા અજ્ઞાન મહાન, તુમને દીયા સૃષ્ટિકો જ્ઞાન;
કરકે મીથ્યા મતકો માન, કેવળજ્ઞાન ઉપાનેવાલે. ભગ. ૨
તુમને દીયા ધર્મ ઉપદેશ, જામેં રાગ દ્વેષ નહિ લેશ;
તુમહો બ્રહ્મા વિષ્ણુ મહેશ, શિવ મારગ દર્શાનેવાલે. ભગ. ૩
જગજીવનપે કરૂણાધાર, તુમને દીયા મંત્ર નવકાર;
જીસસે હો ગયે ભવદધિ પાર, લાખો નિશ્ચય લાનેવાલે. ભ. ૪
વૈરી કર્મ બડે બલવીર, દેતે સબ જીવોંકો થીર;
ન્યામત હો રહા અધમ અધીર, તુમહી ધીર બધાનેવાલે. ભ. ૫

## ખમાવ્યું તે ખરૂં માનું.

(ગઝલ.)

ખમાવ્યાનં ઘણું કહેતાં, ખમાવે છે પ્રવાહે બહુ;
ખમે જે વૈર ટાળીને, ખમાવ્યું તે ખરૂં માનું. ૧
શમ્યા જ્યાં ક્લેશના ભડકા, એ મૈત્રીભાવ ટળવાથી;
રહી નહી ચીત્તમાં ઈર્ષા, ખમાવ્યું તે ખરૂં માનું. ૨

બુરૂ કરવા નથી વૃત્તિ, નથી વાણી થકી બુરૂ;
થતું ના કાયથી બુરૂં, ખમાવ્યું તે ખરૂં માનું. ૩
ખમ્યા પશ્ચાત્ રહે શાંતિ, થતીના દ્વેષની વૃત્તિ,
ખમાવ્યા બાદ જ્યાં મૈત્રિ, ખમાવ્યું તે ખરૂં માનું. ૪
નથી કો પીડવા માટે, જરા ના પીડવા સત્તા;
પરસ્પર પ્રેમની વૃત્તિ, ખમાવ્યું તે ખરૂં માનું. ૫
થયા જે માનવો સાથે, અસુયા દ્વેત્ર ને ક્લેશો;
ખમાવે ત્યાં ખરા ભાવે, ખમાવ્યું તે ખરૂં માનું. ૬
નિજાત્મા પેઠ સહુ જીવો, સુખે સુખી રહી વૃત્તિ;
અહિંસા ભાવ પ્રગટયાથી, ખમાવ્યું તે ખરૂં માનું. ૭
ભલે હો રંક વા રાજા, અહંતા વણ ખમાવ્યાથી;
હૃદયની શુદ્ધતા થાતાં, ખમાવ્યું તે ખરૂં માનું. ૮
ક્ષમા છે મુક્તિનું લ્હાણું, ક્ષમા છે વીરની શોભા;
બુદ્ધયબ્ધિ ધર્મ શાંતિથી, ખમાવ્યું તે ખરૂં માનું. ૯

---

## ફના દુનીઆ.

( રાગ આશાગોડી. )

દોલત દુનીઆ હારી, જવું જીવ દોલત દુનીઆ હારી;
જનમ્યું તેહ જવાનું નક્કી, કોઇ રહ્યું નહિ જારી,
પળની ખબર નહિ પ્રાણીને, કાળ ભયે શીર દોડી. જવું જીવ. ૧
પાંડવ કૌરવ રામ ગજાજન, કંસ ગયા મોરારી;
રાવણ યોદ્ધો રણમાં હાર્યો, કીધી કાષ્ટ પથારી. જવું. ૨

સત્યવાદી હરિશ્ચંદ્ર ગયા, વળી હાકમ ને અધિકારી;
વીર ગયા ને ધીર ગયા, કંઈ અમીર ગયા નિરધારી. જવું. ૩
મહા મલ્લ યોદ્ધા ગત પામ્યા, રણમાં યશ વીસ્તારી;
ચક્રવર્તી નીજ વૈભવ મૂકી, ચાલ્યા એકલ હારી. જવું. ૪
માતપિતા સુત નોતમ નારી, પ્રીત પલકમાં વિસારી;
પાપ પુન્યનો પલ્લો બાંધી, જાય ખલક જો વિચારી. જવું. ૫
પાપ પ્રયોગે પુંજી વધારી, અધિક કરી રખવારી;
કોડી એક ન સાથે આવે, હસ્તક ઓર જનારી. જવું. ૬
અંત સમયે સૌ વૈભવ ફોગટ, સત્ય ધર્મ સુખકારી;
સાંકલચંદ સદા પ્રભુ ધ્યાને, દૂર્ગતી દૂર થનારી. જવું. ૭

---

## વ્યાખ્યાન ઉઠયા પછી કહેવાની કવિતા.

એવું જાણી અહો ભવ્ય પ્રાણી, મુનીવાણી ધરો હીત આણી;
જ્ઞાન, દર્શન, સંયમ, તપ, તેનો હંમેશાં કરજો ખપ. ૧
જેવો કુંજર કેરોરે કાન, જેવો સંધ્યા કેરોરે વાન;
જેવું પાકું પીંપલનું પાન, જેવું જોર જુવાનીનું જાણ. ૨
જેવો ધુમાડાનો ગોટો, જેવો પાણીનો પરપોટો;
જેવો સુંદર કાચનો ફોટો, તેવો અસ્થીર સંસાર છે ખોટો. ૩
દયા પાળો અસત્ય નવી બોલો, ચોરી ન કરો શિયળ નવી ડોલો;
વૃત પચખાણ કરો નીજ શકતે, સંઘ સેવા કરો નીજ ભકતે. ૪
થાઓ જીવ દયા પ્રતિપાલ, જેથી મલશે મંગલ માલ;
દાન, શિયલ, તપ, ભાવ ધારો, આતમ કારજ સરશે તમારો. ૫
આ શિખામણ છે સુખકારી, દીલ ધરજો નર ને નારી;
શુભ જ્ઞાન ક્રીયા જે કરશે, વેગે શિવરમણીને વરશે. ૬

---

# ચાર પ્રકાર.

ધર્મના ચાર પ્રકાર—દાન, શીયળ, તપ, ભાવના.

વ્રતના ચાર પ્રકાર—સિંહ-સિંહ, સિંહ-શિયાળ, શિયાળ-સિંહ, શિયાળ-શિયાળ.

ચાર ગોળા—માખણનો, લાખનો, લોઢાનો, માટીનો.

દેવતામાંથી આવેલ જીવની ૪ નીશાની—ઉદારચિત, સુસ્વર કંઠ, ધર્મનો રાગી, ગુરૂભક્ત.

તિર્યંચમાંથી આવેલા જીવની ૪ નીશાની—અવિનયી, અસંતોષી, કપટી, મૂર્ખ.

મનુષ્યમાંથી આવેલા જીવની ૪ નીશાની—વિનયી, નિર્લોભી, ધર્મપ્રેમી, સર્વને પ્રીય લાગે.

નારકીમાંથી આવેલા જીવની ૪ નીશાની-ક્રોધી, મૂર્ખ, દુષ્ટ સ્વભાવી, અન્યાયી.

દેવતા ૪ કારણોથી અહીં આવે નહિ—કામભોગમાં તલ્લીન રહેવાથી, નાટક જોવામાં તલ્લીન રહેવાથી, ૫૦૦ જોજન સુધી ગંધ આવવાથી, વિષ્ટા હોય તેથી.

દેવતા ૪ કારણથી અહીં આવે—ગુરૂને વંદણા કરવા આવે, તપશ્ચર્યાનો મહિમા કરવા આવે, તીર્થંકરનો ઉત્સવ કરવા આવે અને વચનથી બંધાએલ હોય તો આવે.

૪ પ્રકારના કારણથી માણસને ધર્મ ન મળે—અહંકારથી, ક્રોધથી, પ્રમાદથી, રોગથી.

૪ વખતે સાધુ શાસ્ત્ર ભણે નહિ—સૂર્ય ઉગતી વેળાયે, સૂર્ય આથમતી વેળાયે, મધ્યાને, મધ્ય રાત્રીએ.

પ્રકાશ ૪ જાતના છે—સૂર્યનો, ચંદ્રનો, અગ્નિનો, મણીરત્નનો.

અવધીજ્ઞાન ૪ કારણે ઉપજે—પરીસ્સહ ખમવાથી, સુજતો આહાર લેવાથી, વિકથા વર્જવાથી, પાછલી રાત્રીએ ધર્મધ્યાન કરવાથી.

૪ બોલ જીતવા મુશ્કેલ—સર્વ વ્રતમાં શીયલ, ઇંદ્રિયોમાં રસેંદ્રિ, કર્મમાં મોહનીય, યોગમાં મનનો યોગ.

૪ બોલ પામવા મુશ્કેલ—કેવળજ્ઞાન, શુકલલેશ્યા, શુકલધ્યાન, ભર યૌવનમાં બ્રહ્મચર્ય.

કષાયનો ૪ ઠેકાણે વાસો—ક્રોધનો લલાટમાં, માનનો ગરદનમાં, માયાનો હૃદયમાં, લોભનો સર્વ અંગોમા.

૪ પ્રકારની ચતુરાઇ—જાગતાં ચોર નાસે, ક્ષમાથી કલેશ નાશે, ઉદ્યમથી દરિદ્ર નાસે, ભગવાંન વાણીથી પાપ નાસે.

૪ પ્રકારની સંજ્ઞા—આહાર સંજ્ઞા, ભય સંજ્ઞા, મૈથુન સંજ્ઞા અને પરિગ્રહ સંજ્ઞા.

૪ પ્રકારનાં ગરણાં—જમીનનું ગરણું ઇર્યા સુમતી, વચનનું ગરણું ભાષા સુમતી, મનનું ગરણું શુભ વિચાર, પાણીનું ગરણું મજબુત કપડું.

૪ પ્રકારે મનુષ્ય દીક્ષાને અયોગ્ય—રોગી, રસેંદ્રી-લોલુપી, ક્રોધી, કપટી.

દેવતાનાં ચાર પ્રકારનાં લક્ષણ—આંખ મીંચે નહિ, છાંયડો પડે નહિ, ફુલની માળા કરમાય નહિ અને ૪ આંગળ અદ્ધર રહે.

૪ પ્રકારનું અજીર્ણ—તપશ્ચર્યાનું અજીર્ણ ક્રોધ, જ્ઞાનનું અજીર્ણ અહંકાર, કામનું અજીર્ણ વિકથા, ભોજનનું અજીર્ણ ઉલટી.

# શ્રાવકના ત્રણ મનોરથ.

૧. હે પ્રભુ! જ્યારે મને પરિગ્રહો થોડો ને ઘણો સચેત તથા અચેત ને મીશ્ર હલકો ને ભારે મહાદુષ્ટ મારા જીવને ચાર ગતિ ચોવીશ ડંડકમાં પરીભ્રમણ કરાવનારો, નરકમાં લઈ જવાવાળો, છેદન ભેદન કરાવનારો, જનમ મરણ કરાવનારો, દુઃખનો દાતાર પાપનો પક્ષી કર્મ બંધનનું ખાતું કુબુદ્ધિનો દેનાર, સુબુદ્ધિનો ટાલનારો, સમકીત બીજની હાનીનો કરનારો, જ્ઞાન દર્શન ચારિત્રરૂપ લક્ષ્મીનો લુંટનારો મોહની કર્મનો બંધાવનારો રાગદ્વેષનો વધારનારો, કામ ક્રોધ વિષયની પુષ્ટિનો કરનારો, મહા પ્રપંચનો કરાવનારો, મહા મોહ મત્સર મદનો વધારનારો, મમતમાયા લોભનો વધારનારો કુડકપટનું જાળું, ધર્મનો રીપું દયા સંતોષ ક્ષમાની હાનીનો કરનારો સુખનો હરણ કરનારો દુઃખનો દહેણહાર મહામિથ્યાત્વનો ભંડાર અઢાર પાપસ્થાનનો સેવન કરાવનારો મારાં આત્મ સુખના નાસ્તીનો કરનારો એવો દુષ્ટ આરંભ ને પરીગ્રહો હે પ્રભુ! હું ક્યારે મુકત થઇશ? જે દિવસે થાઉં તે દિવસને ધન્ય ધન્ય! તે ઘડી ધન્ય! તે માસ ધન્ય! તે વખત હે પ્રભુ! એ વખત ક્યારે આવશે? હું ક્યારે દેખીશ, નીહાલીશ, હે પ્રભુ! એ વખત મારો ઝટ આવે, તે પહેલો મનોરથ પુરો પાડશો.

૨ હે પ્રભુ! હું ક્યારે પંચ મહાવ્રત ધારણ કરી સત્તાવીશ સાધુજીના ગુણે કરી સહિત છકાયનો પીયર, છકાયનો રખવાળો, રાત્રી ભોજનનો ત્યાગી, કંચન કામનીનો ત્યાગી, મહા વૈરાગી, આત્માર્થિ, સુપાત્ર જ્ઞાન દર્શન ચારીત્રરૂપ લક્ષ્મીનો ધારણહાર ક્ષાયક સમકિતી

જથાખ્યાત ચારિત્ર છનું બેંતાલીશ દોષરહિત નિર્દોષ આહાર પાણી લેણહાર, બાવીસ પરીસાની ચોટનનો જીતનહાર, અઢાર દોષરહિત સત્તરે ભેદે સંયમનો પાલનહાર બાર ભેદે તપસ્યાનો કરણહાર દશવિધિ યતિ ધર્મનો પાલનહાર નવ વાડ સહિત શીયલ પાલનહાર આઠ મદનો ગાલનહાર સાત ભયનો ટાલનહાર, જીન મારગનો જાણુ મોક્ષનો અભિલાષી કેવળજ્ઞાન કેવળ દર્શન લક્ષ્મીનો અભિલાષી, સૂત્ર સિદ્ધાંતનો જાણ, ક્ષમાવંત, દયાવંત, લજ્જાવંત એવો મુનિરાજ હું ક્યારે થઇશ. હે પ્રભુ! જે દિવસે થાઉં તે દહાડો ધન્ય! તે ઘડી ધન્ય! તે વખત હે પ્રભુ! એવો દિવસ હું ક્યારે દેખીશ. જે વખત દેખું, નિહાળું, એ ઘડી ધન્ય ધન્ય હજો હે પ્રભુ! મારો બીજો મનોરથ પુરો પાડશો.

૩. હે પ્રભુ! હું ક્યારે ચારે અહારના પચખાણ કરી અઢારે પાપસ્થાન આલોઇ પડીકમી નીંદી નીસલ થઈ શુદ્ધ આતમાએ કરી અરીહંત સિદ્ધ સાધુ તથા કેવળી પરૂપ્યો ધર્મ એ ચાર શરણ સાથે દેવ અરિહંત ગુરૂ નિગ્રંથ કેવળી પરૂપ્યા ધર્મની શુદ્ધ શ્રદ્ધા સાથે શ્રી જીન ધર્મનો સ્મરણ કરતાં શ્રી મહાવીર પ્રભુનું સ્મરણ કરતાં ઉચ્ચાર કરતાં પુદ્દગલીક વસ્તુ સર્વ વોસરાવી આત્મિક વસ્તુ જ્ઞાનદર્શન ચારિત્રરૂપી લક્ષ્મી આત્મ પ્રાણ સાથે બાંધી આ ભવ પરભવ પુદ્દગલીક સુખની વંછા રહિત એક મોક્ષના અભિલાષે સંથારો કરૂં. તે દહાડો ધન્ય ધન્ય! તે ઘડી ધન્ય! તે વખત હે પ્રભુ! એ વખત મહારો ક્યારે આવશે. એ વખત આવે તે વખતે ધન્ય ધન્ય છે. હે પ્રભુ! મારો ત્રીજો મનોરથ પુરો પાડજો. **સમાપ્ત.**

ધર્મ કરો તમે પ્રાણીયા, ધર્મ થકી સુખ હોય;
ધર્મ કરંતા જીવને, દુઃખીયા ન દીઠા કોય.

# કવિરાજ મુનિશ્રી વિનયચંદ્રજી વિરચિત.

# ગઝલ ગુલતાન: ભાગ ૨ જો.

## (૧) મંગળા ચરણ પ્રભુ પ્રાર્થના. ભેરવી ગઝલ.

પ્રણમુ પ્રભુ જીનરાજ ! સુખ આનંદ અમને આપજો;
અમ કષ્ટ સઘળાઃ કાપજો, મંગળ સદા ઉર વ્યાપજો. ૧
હે ઇશ ? સાચુ શરણ જગતમાં, આપનું સુખ કારજો;
અશરણ શરણ હે દીન બંધુ ! દુઃખ દૂર નિવારજો. ૨
આધિ અને વ્યાધિ ઉપાધિ, ત્રિવિધ તાપ સમાવજો;
અસમાધિ અંતર ટાળજો, સુસમાધિમાં મન વાળજો. ૩
બળતા તણા બેલી પ્રભુ છો, દુઃખ દવ મુજ બાળજો;
હુ બાળ છું ? અજ્ઞાન છું,? નાદાન છું ? સંભાળજો. ૪
ભવ સાગરે ડુબેલ આ તુમ, દાસને ઉગારજો,
તુમ આશરે છે જીવન, આ ભવ સિંધુ પાર ઉતારજો. ૫
આનંદ મય હે ઇશ ! અમ આનંદને નિત્ય આપજો,
મુનિ વિનય વદે ભાવથી, અમ કષ્ટ સઘળા કાપજો. ૬

## (૨) વીર પ્રભુને ગૌતમે કહેલ અંતિમ ઉદ્ગારો.

તજી દે એ હવે તનથી, તજી દે એ હવે મનથી;
મફતનો શું સ્નેહ વળગી ? ચિંતામાં જાય શું સળગી ? ૧
નિખાલસ સ્નેહ એ તારો, થયો એ દુઃખ દેનારો;

[illegible]

( ૨ ) આવક હોવે પાંચની, ખર્ચ પન્નર કરનાર;
એવા નર ઉડાઉને, ગણો મૂર્ખ સરદાર.

હવે દે એહને છોડી, મતિ દે ધર્મમાં જોડી. ૨
રૂધિર ને માંસ સુકાશે, ચિંતાથી ફળ એ થાશે;
મતિ તારી રે મુંઝાશે, શરીરનું નુર સૌ જાશે.
ચિતે વિચારીને વ્હાલા ? તજી દે એ વૃથા ચાળા;
ઠગામાં ઠાઠમાં ઠાલા, તજી દે મન ઉછાંળા. ૪
વૃથા શું મનને બાળે? મનોરથને ચડી આળે,
નહિ એ દુઃખ હવે ટાળે, ચિંતામાં કાળ શું ગાળે? ૫
ગતિ છે કર્મની ન્યારી, કરે શું યત્ન નરનારી;
ગણી ઉર એહવું ભાવી, રહો મન શાંતિમા આવી. ૬
ન તેને મન તું જ્યારે, વૃથા વળગે છે શું ત્યારે ?
કિહાનો તું કિહાંચો એ, સંબધે સાપડયું તું એ. ૭
પલકમાં તે ગયું નાશી હવે મન થા ન ઉદાસી.
મળ્યું તો શું ? ગયું તો શું ? ફળ્યુ તો શું ? ગળ્યું તોશું ? ૮
બની ગયું જેહ બનવાનું, બન્યું જે તે ન મટવાનું;
ગણી ભાવી પ્રબળ તેવું, હવે મન શાન્તિમા રહેવું. ૯
ગયાનો શોચ શું કરવો ? બળાપો દિલ શો ધરવો ?
હવે સંતાપ ના કરવો, સદા સંતોષને ધરવો. ૧૦
ગયું તે તો ગયું જાણી; ન લાવો ચક્ષુમાં પાણી;
જાણે પામ્યો નથી એને, હૃદયમા એમ ગણી લેજે. ૧૧
ગયું તેને જવા દેને, પ્રભુનું નામ તું લેને ?
મારૂં તેં માન્યું મન જેને, ન આવિ દિલ દયા તેને. ૧૨
છેલ્લી આ શીખ ઉર ધારો, કરમના ખેલ વિચારો;
**વિનય મુનિ** ચિંતા છોડી, મતિ દે ધર્મમાં જોડી. ૧૩

રામ રામ મુખથી જપે, કરે કપટના કામ; ( ૩ )
ટીલાં ટપકા કંઠીએ, કેમ રીઝશે રામ.

## (૩) (આવું સાધુપણું શું કામનું ?) ભૈરવી ગઝલ.

સાધુ બન્યો જોગી બન્યો, બાવો બન્યો બહુ વાર તું;
નહિ આત્મની સિદ્ધિ થઇ, નાસ્યું નહિ મારૂં ને હું સાધુ. ૧
સંસારના જે મુળ રાગાદિક દોષ ટળ્યા નહિ;
નિજ હૃદયના સદ્ભાવથી ભવ બીજને બાળ્યા નહિ. સાધુ. ૨
મદ મદન માયા મોહ રાયામા રમે મનડું સદા;
નહિ હૃદયમાં આવી અરે ? નિજ આત્મની ચિંતા કદા. સાધુ. ૩
નહિ હૃદયની જડતા ટળી, ન બળી વિષયની વાસના;
વાણી વદે વૈરાગ્યની, પણ મન મોહ વિલાસમાં. સાધુ. ૪
શું થાય મસ્તક મુંડવાથી ? ચુંટવાથી કેસને ?
નહિ કામ ક્રોધ તજાય તો, શું થાય ધરવે વેશને ? સાધુ. ૫
શું થાય ? કપડા પહેરવાથી વિવિધરે સાધુ તણા,
માયા તણા પડદા વિષે ધાટો ઘડે અવળા ઘણા ? સાધુ. ૬
સાધુ બની સંસારની; ખટપટ અહોનિશ આદરે;
નહિ આહારમા વિહારમા વ્યવહારમા શુદ્ધિ ધરે. સાધુ. ૭
એવું અરે સાધુપણું સંસારમા શું કામનું;
નહિ ભવ ભ્રમણને ભાગશે, સાધુપણું એ નામનું. સાધુ. ૮
સર્વજ્ઞનાં વચનો તણી, શ્રદ્ધા નહિ અંતર વિષે,
નહિ હૃદયના રોગો જશે, કલ્યાણ શી રીતે થશે ? સાધુ. ૯
રમણી તણા રંગ ભોગમાં, મનડું રમે દિન રાતરે ?
ઉપદેશ આપે અન્યને, પણ હૃદય કોરૂં ભાતરે ? સાધુ. ૧૦
કષ્ટો કરો કોટી ભલે, પણ મોક્ષપદ છે વેગળે:
**મુનિ વિનય** કંચન કામનિના, ત્યાગ વિના શું વળે ? સાધુ. ૧૧

(૪) નદી ડુંગરમાં આથડે, પ્રભુ દર્શનને કાજ;
તુજમાં દર્શન છે અરે ? બાહ્ય નથી મહારાજ !

## (૪) (ચતુર ચિત્તને ચેતવણી અથવા ચાબુક)

તજી કાયા તજી માયા, તજી જાયા જવું તારે;
ગયા રાયા મુકી માયા, ગણાયા મા ગણાયા છે. ૧
ટુકી આ જીંદગી માહિ, કમાયો શું કહે ભાઈ?
જવું અંતે સહુ મેલી, ન આવે ધનની થેલી. ૨
રહ્યો અનુભવમા ખેલી, તજી આ ધ્રુવને રસ્તો;
વિષયમારે બની અંધ, મચાવ્યા કુડના ધંધ. ૩
મળી લક્ષ્મી કદિ તો શું ? ગઇ લક્ષ્મી કદિ તો શું ?
જનારી તે ન રેનારી, કરો યત્નો કદિ કોટી. ૪
મીંચાશે આંખડી જ્યારે, નથી કાંઈ અહિં ત્યારે;
દીવાની દુનિયા માહિ, દીવાનો તું બન્યો ભાઇ ? ૫
નથી આ દુનિયા તારી, દીવાની ફોજદારી છે;
સુખી થાવા તરી જાવા, મરી જાવા જંગતમાંથી. ૬
**વિનય મુનિ** વિવેકથી, વિચારો દ્રષ્ટી ખોલીને;
તજી બુરી બુરાઇને, ભજી લેને ભલાઇને ? ૭

## (૫) પ્રાણ રૂપી પ્યારા પોપટને પ્રતિબોધ. ગઝલ. કવ્વાલી

ગગન ગામી અરે પોપટ ? પડ્યો તું પિંજરામાહિ;
નથી આ પીંજરૂં તારૂં, મિથ્યા તું માનમા મારૂં. ૧
ઉડી જાવું ગગન પથે, તજી આ પિંજરૂં તારૂં,
રમા રામા વિષે રાતો, રહ્યો મદ મોહમાં માતો. ૨
ન શોધી તત્વની કુંચી, ગયો આ કીચમાં ખુંચી;
તજી નીર શુભ ગંગાનું, પીએ જળ કેમરે ખારૂં ? ૩
મુકી કેસર કસ્તુરી, રહ્યો શું કીચમાં વળગી ?

સુબુદ્ધિ ચિત્તમાં ધારો, કુબુદ્ધિને કરી અળગી ? ૪
વિચારી ચિત્તમાં વ્હાલા ? ઠગામાં ઠાઠમાં ઠાલા,
કરો પરમાર્થને સારા, સફળ આ જીંદગી થાવા ૫
દુઃખીના દુખડા દેખી, દયા તેની દિલે ધરજો ?
આંસુડા તેહના લુંછી, ગરિબોની દુવા લેજો ? ૬
સુખી થાશો દુવાથી તે, તરી જાશો ભવાબ્ધિને ?
ગરીબોની દુવા નિશ્ચે, હૃદયના રોગને હરશે. ૭
સુખી કરશે, દુઃખો હરશે, પ્રભુ–પદ પ્રેમથી મળશે;
સફળ આ જીંદગી થાવા, સુપંથે ચાલજો પ્રીતે. ૮
**વિનય મુનિ** વિવેકથી, વિચારો, દ્રષ્ટા ખોલીને;
તજીને તંતને તારા, ભજી લે સંતને સારા ? ૯

## (૬) " ગુમાવી જીંદગી ખાલી. " ગઝલ કવ્વાલી.

પ્રભુની પ્રીત ના પાળી, કુબુદ્ધિ અન્યને આલી;
કાયા કર્મે કરી કાળી, **" ગુમાવી જીંદગી ખાલી."** ? ૧
ગરવમાં, જીંદગી ગાળી, અઘટ ધાઢે મતિ ચાલી;
પ્રપંચે ચોંપથી ચાલી, **" ગુમાવી જીંદગી ખાલી."** ? ૨
અન્યો આ જીવ જંજાળી, રહ્યો જડ ભાવને ઝાલી;
ધરમની ટેકને ટાળી, **" ગુમાવી જીંદગી ખાલી."** ? ૩
ઠગાયો ઠાઠમાં ઠાલી, ન શોધી પુન્યની ડાળી;
સ્વદોષો અન્યને ઢાળી, **" ગુમાવી જીંદગી ખાલી."** ? ૪
નજી શુભ હેમની થાળી, ભરી ધન ધામમાં ફાળી;
ગરીબોનાં હૃદય બાળી, **" ગુમાવી જીંદગી ખાલી."** ? ૫
કરમની રીત ના ભાગી, મમતામા રે રહ્યો માલી;

( ૬ ) રડે કુટે મરનારની, પાછળ અતિ ઝુરાય,
પણ અંતે દુઃખ ઉપજે, કામ સરે નહિ કાય.

મતિ મુજ થઈ ન માયાળી, " **ગુમાવી જીંદગી ખાલી.**"૧
ન ટાળી ટેવ ઈર્ષાળી, ન જોયું હિત નિહાળી;
અવિદ્યાને કરી વાલી, " **ગુમાવી જીંદગી ખાલી.**"?
દીધા છે કેક ઉછાળી, કરી ક્રૂર કર્મ કોદાળી;
પીધા છે ઝેરની પ્યાલી, " **ગુમાવી જીંદગી ખાલી.**"? ૮
ન ખાધી પુન્યની પાળી, કર્યું ના હિત સંભાળી,
ટળી ના ટેવ ક્રોધાળી, " **ગુમાવી જીંદગી ખાલી.**"? ૯
રમા રામા વિષે લાલી, હૃદયમાં રંગની તાળી;
**વિનય મુનિ** સુપંથ ટાળી, "**ગુમાવી જીંદગી ખાલી.**"? ૧૦

**(૭) જ્ઞાની જનોનું આનંદમય આંતરિક જીવન.**

આનંદ છે આનંદ છે, અમને સદા **આનંદ** છે?
બાકી સકળ ભવ ફંદ છે, અમને સદા **આનંદ** છે. એ ટેક૦ ૧
સુખ સાંપડે સારાં કરી, તોયે સદા **આનંદ** છે?
સંકટ પડે શિર આકરા, તોયે સદા **આનંદ** છે? ૨
કદી સાંપડ્યા મિષ્ટાન્ન ભોજન, તોય મન **આનંદ** છે?
ટુકડા મળ્યા ટાઢા લુખા કદી, તોય મન **આનંદ** છે? ૩
સન્માન અવર મળ્યું કદી, તોયે સદા **આનંદ** છે?
અપમાન દુઃખદ મળ્યું કદી, તોયે સદા **આનંદ** છે? ૪
વસવા મળ્યા રંગ મહેલ સુંદર, તોય મન **આનંદ** છે?
જીરણ મળી વન ઝુંપડી કદી તોય મન **આનંદ** છે? ૫
વસ્ત્રો વિવિધ સુંદર મળ્યા કદી, તોય મન **આનંદ** છે?
કંથા મળી જીરણ કદી તન, તોય મન **આનંદ** છે? ૬
વંદન કરે ધરી હર્ષ કોઇ, તોય મન **આનંદ** છે?

વંદે નહિ ધરી દ્વેષ કોઈ, તોય મન **આનંદ** છે? ૭
સંતોષ મય જ્ઞાની તણું, જીવન **સુપરમાનંદ** છે?
**મુનિ વિનયચંદ** ધરી ઉમંગ, વદે સદા **આનંદ** છે? ૮

## (૯) " અમે તો જૈનના જોગી. " ગઝલ કવ્વાલી.

અમે તો જૈનના જોગી, અમારો પંથ ન્યારો છે;
અજ્ઞાનીને અકારો છે, પ્રવરને પ્રાણ પ્યારો છે. અમે-૧
કાયરના કાળજાને તો, ખરે કંપાવનારો છે,
જીવનનો તો સુધારો છે, અધીરનો તો મુન્જારો છે. અમે-૨
ફીકરની તો કરી ફાકી, નહિ આશા અનેરાકી,
સુરતાં છે સિદ્ધમા જાકી નહિ કાયર બને થાકી. અમે-૩
અદત્ત વસ્તુ ન લેનારા, કટુ વાકયો ન કેનારા.
અભય સુખ સૌને દેનારા, સદા આનંદ રેનારા. અમે-૪
પતાવી પાપની પુંજી, ભિત્તરની ભ્રાંતિને ભુંજી,
સદા સુજ્ઞાનમાં ગુંજી, રહે સધ્ધર્મમાં ઝુંઝી. અમે-૫
કુટીલ જંજાળને કાપી, મતિ સન્માર્ગમાં સ્થાપી,
સદા સદ્બોધને આપી, વદે સદ્ વાકયને માપી. અમે-૬
મળે મિષ્ટાન્ન કદિ કયાંઇ, મળે ટુકડા લુખા કયાંઇ,
સદા આનંદ ઉભયમાહિ, નહિ દિલગીર દિલમાહિ. અમે-૭
કદિ ટાઢું કદિ ઊનું, કદિ લુખું કદિ તિખું;
કદિ મીઠું કદિ જુઠું, કદિ કડવું કદિ નડવું. અમે-૮
મહાત્મા **ધર્મ રૂચિને**, મળ્યું હા શાક તુંબીનું,
કટુ તે વિખના જેવું, જમ્યા આનંદથી એવું. અમે-૯
કનકને કામની ત્યાગી, પ્રભુમા પ્રીતડી લાગી;

(૮) સ્વાર્થીઆ જનનો કદિ, કરશો નહિ વિશ્વાસ:
નિજ સ્વાર્થને કારણે, નાસ કરે ખાસ.

રહે શુભ ધ્યાનમા જાગી, સદા છે વૃત્તિ વૈરાગી. અમે-૧૦
જયવંતુ છે જીવન જેનું, સુખદ છે કાર્ય સૌ તેનું;
**વિનય મુનિ** વદે ભાવે, ગુણો જૈન જોગીના ગાવે. અમે-૧૧

**(૯) મંદોદરીએ રાવણને કહેલાં વચનો ગઝલ કવ્વાલી.**

ગણીને પ્રાણના પ્યારા, કહું છું બોલ બે સારા;
જણાશે તો ખરે ખારા, સુણી લેજો પ્રીતમ મારા.-૧
ન કીધું કામ આ સારૂં, ઉઘાડયું દુઃખનું બારૂં;
કહ્યું મન માનીને મારૂં, હજુ સમજાય તો સારૂં.-૨
સતી આ જોગ માયા છે, પુનિત મન વાણી કાયા છે;
જનકની તેહ જાયા છે, સુરોએ ગુણ ગાયા છે- ૩
જુઓ આ રામજી આવ્યા, લઘુ બાંધવને લાવ્યા;
કદિ અટકે ન અટકાવ્યા, પ્રબળ આ સૈન્યને લાવ્યા.-૪
પડી આધીન પરદારા, થશે એ દુઃખના ભારા;
વિચારો ચિત્તમા વ્હાલા, પિઓ ના ઝેરના પ્યાલા-૫
કુબુદ્ધિ આ કિહાં આવી, નહિ તેમાં જશો ફાવી;
મુકી દ્યો મન સમજાવી, નહિતો આપદા આવી.-૬
ફજેતી લોકમાં થાશે, ઘરોઘર ગીતડાં ગાશે;
ખુવારી રાજયની થાશે, પડો મા આ વિષમ પાસે.-૭
અનીતિ રે નહિ જીતે, કહું છું સાભળો પ્રીતે;
લખી આ રાખજો ચિત્તે, **વિનય મુનિ** વદે હિતે.-૮

**(૧૦) મંદોદરી પ્રત્યે રાવણ બોલ્યો. ગઝલ કવ્વાલી.**

સુણી નિજ પત્નિના વેણ, ચડાવ્યા રાવણે નેણ;
કહ્યાં તેં આકરાં કેણ, ન દે તું એહવા રેણ. ૧

નથી બસ બાયલો હું તો, વધુ બોલીશમા તું તો;
નથી હું પારણે સુતો, નથી કંઇ પાપમા ખુંત્યો. ૨
નહિં સિતા દઉં પાછી, કહું છું વાત હું સાચી;
બની તારી મતિ કાચી, ડરાવે છે વૃથા રાચી. ૩
અચળ છે ટેક આ મારી, નથી પ્રાણાંત ફરનારી;
ન સોંપુ એ કદિ નારી, લખી લે છાતીએ તારી. ૪
ભલે તે **રામલો** આવે, ભલે **લક્ષ્મણને** લાવે;
ન રાવણ દિલ ડરી જાવે, શું ? તે બીખારીથી થાવે.૫
બહાદૂરી બતાવીને, કરૂં છું દૂર સતાવીને;
જુવોને માહરી સત્તા, ખરે ખાશેજ તે ખત્તા. ૬
અરે લંગોટીઆ બાવા, ભલે બન્ને જણા આવ્યા ?
લીધું પાછું નાહ મુકું, ગળુ ના હુ હવે થુંકયું. ૭
ગમે તે છો હવે થાય, ડરે લંકાપતિ રાય ?
વદે **વિનય મુનિ રાય.** ગતિ એવી મતિ થાય ? ૮

## (૧૧) શોખીન ફકકડોનું જીવન. ગઝેલ કવ્વાલી.

ચડાવી ચક્ષુ પર ચસ્મા, ભલે લાગે કદિ વસ્માં.
સદા છે ચિત્ત આતસમાં, રહે રંગ રાગના રસમા. ૧
ચતુરાનો થયો ચેલો, બન્યો બસ પાપમાં પેલો;
ગયો છેક પુણ્યમાં છેલો, ઉધાડયો દોષનો ડેલો. ૨
ફક્કડ ફટકેલ થઇ ફરવું, સ્વ ઇચ્છાને અનુસરવું;
ન દિલમાં દોષથી ડરવું, નહિ કંઈ ધ્યાનમાં ધરવું. ૩
નહાવું ચોળીને સાબુ, રખડવું રોજ બની બાબુ;
નહિ ચિત્ત રાખવું કાબુ, ધર્યું સદ્ધર્મ પર ધાબુ. ૪

(૧૦) અંધો વિષય વિકારમા, કરે ન લવ વિચાર;
કર્મોતે પર હાથે મરે, તે કીચક અવતાર.

ફરે લઇ હાથમા છત્રી, (બને) સોનેરી ટોળીના તંત્રી;
ચીનાઇ વાકડી ટોપી ફરે મરજાદને લોપી. ૫
જમે જઇ હોટલે હોંશે. સીગારેટની બીડી જોશે;
ભરી ચક્ષુ સદા દોષે, પ્રપંચે પિંડ તો પોષે. ૬
નથી પરલોકની ભીતિ, સદા પર પ્રેમદા પ્રીતિ,
પતાવી સર્વ સુરીતિ, અનીતિમા બન્યો ઇતિ. ૭
સગાઇ સુંદરી સાથે, ભમાવે ભ્રાંતિમે ભાથે,
ફર્યો સુખના બની શોખીન, રહ્યો ગુલતાનમા નિશદિન. ૮
જોવા નાટકના ખેલો, ટીકીટ નંબર લઇ પેલો;
લંપટ ટોળી ભળે ભેળો અઘટ ધાટો ઘડે ઘેલો. ૯
ઇહા તો મોજ ભલે માણો, લખાણો જ્યા સુધી દાણો;
**વિનય મુનિ** ખબર પડશે, કડુ જ્યારે ફેળો ફળશે. ૧૦

## (૧૨) કહો કલ્યાણ શું થાય ?) ગઝલ કવ્વાલી.

ભલે હો વિશ્નુ કે જૈન ? ભલે હો, ખ્રીસ્તી કે દીન ?
હૃદયનો મેલ નહિ જાય, "કહો કલ્યાણ શું થાય ?" ૧
લઇને ધર્મના બાના, કરે છે કર્મ તો છાના;
ફરે જ્યું હસ્તિ મસ્તાના, "કહો કલ્યાણ શું થાય ?" ૨
વહેલી મંદીરે દોડે, કરે જઇ દર્શનો ક્રોડે;
નહિ દિલ દુષ્ટતા છોડે, "કહો કલ્યાણ શું થાય ?" ૩
સુણે વ્યાખ્યાન જઇ નિત્યે, ફરે સામાયકો પ્રીતે;
કપટ ભરપુર ભર્યું ચિત્તે, "કહો કલ્યાણ શું થાય ?" ૪
કરે પોષા પડિક્રમણા, કરે વ્રત્તો વિવિધ ઘણા;
હૃદયના દોષ ના જાય, "કહો કલ્યાણ શું થાય ?" ૫

બુરૂં બીજા તણું તાકે, વખત આવે કુટી નાખે;
અદેખાઈ ભરી આખે, "કહો કલ્યાણ શું થાય ?" ૬
પ્રભુને રાખવા રાજી. મીઠાઇ તો ધરે તાજી;
રમે દિલ તો દગલબાજી, "કહો કલ્યાણ શું થાય ?" ૭
વદે **વિનય મુનિ રાય,** ઉપરથી ફક્ત શું થાય ?
હૃદયનું ઝેર ના જાય, "કહો કલ્યાણ શું થાય ?" ૮

**(૧૩) (પદ ૨ જું. રાગ ઉપરનો.) ગઝલ કવ્વાલી.**

ગળામા કંઠીઓ ઘાલે, તીલક તાણે ભલા ભલે;
કુચાલે ચોપથી ચાલે, "કહો કલ્યાણ શું થાય ?" ૧
ગરીબના કાળજાં બાળે. પીડાતાને ન પંપાળે;
નહિ કુટેવને ટાળે, "કહો કલ્યાણ શું થાય ?" ૨
કરે ગીરનાર ને આબુ, કરે જાત્રા બની બાબુ,
નથી નિજ ચિત્તડું કાબુ, "કહો કલ્યાણ શું થાય ?" ૩
નદી ડુંગરમાં ભટકે, ખરચતાં દ્રવ્ય ના ખટકે,
અનીતિથી નહિ અટકે, "કહો કલ્યાણ શું થાય ?" ૪
ગણે લઈ હાથમાં માળા, કરે છે કામ તો કાળાં;
ઉપરના એ વૃથા ચાળા, "કહો કલ્યાણ શું થાય ?" ૫
ઉપરથી તો ભલું ભાખે, ભરી ઇર્ષ્યા દિલે આંખે,
દાનત દિલ સાફ ના રાખે, "કહો કલ્યાણ શું થાય ?" ૬
કરે પૂજા અને પાઠ, ધરે છે ધર્મનો ઠાઠ;
લંપટ લુચ્ચાઇ ના જાય, "કહો કલ્યાણ શું થાય ?" ૭
હૃદયના દોષથી ડરશો, ડરી દુર્ગુણ પરિહરશો;
સદા સત્કાર્ય જો કરશો, **વિનય મુનિ** સુખો વરશો ? ૮

( ૧૨ ) ધરમી તું તો ધર્મ કર, ધર્મ કરે ધન જાત;
પાપી રો સ્વર્ગે જશે, ધરમી નરકે નિપાત.

## (૧૪) ઇશક છે આંધળો જગમાં ગઝલ કવ્વાલી.

ઇશક છે આંધળો જગમા, રહે વ્યાપી રગો રગમા;
પવન છે પાપનો પગમાં, **ઇશક છે આંધળો જગમાં.** ૧
ઇશક બાજી રચી રાજી, મતી ઝાઝી કરી પાજી,
ભર્યો ગુણ ગર્વમાં ગાજી, ગતી થઇ નર્કની તાજી. ૨
ભલે વ્હાલી મળી માશુક, ભલે તેમા બન્યો આશક,
થશે તે આખરે ત્રાસક, **ઇશક છે આંધળો જગમાં.** ૩
ઇશક છે દુઃખનો દરીઓ, ઇશક છે દુર્ગુણે ભરીઓ;
ન કોઇ આખરે તરીઓ, **ઇશક છે આંધળો જગમાં.** ૪
કરે વાતો સદા મોટી, હૃદય ને દ્રષ્ટી છે ખોટી;
વ્યભીચારે રહે ચોંટી, **ઇશક છે આંધળો જગમાં.** ૫
જુવો લંકાપતિ રાજા, ઇશકથી રે તજી માજા;
સહ્યાં શિર સંકટો ઝાઝા, અજશના વાજ્યા વાજા. ૬
ઇશકમા નષ્ટ થઈ બુદ્ધિ, રહીના ચિત્તની શુદ્ધિ,
ગુમાવી રાજ્યને રૂદ્ધિ, **ઇશક છે આંધળો જગમાં.** ૭
કીચક દુર્યોધનો કર્ણ, ઇશકથી પામીયા મર્ણ.
રહ્યું ના અંતકો શર્ણ, **ઇશક છે આંધળો જગમાં.** ૮
**વિનય મુનિ** વદે ભાવે, ઇશકને જે ન અટકાવે,
ખત્તાતો આખરે ખાવે, દુઃખદ તે દુર્ગતિ પાવે.. ૯

## ( ૧૫ ) વિચારોમા વખત વહી જાય છે. ગઝલ કવ્વાલી.

વિચારોમા વહી જાશે, અરે ? આયુષ તમારૂં આ;
ભજીલો ઇશને ભાવે, તજી આ મોહની મસ્તી. ૧
ઉપાધી જેમની તેમ, તજી સર્વે જવાનુ છે;

સશક્તિ મા કરો કાંઇ (ધર્મ), પછી કંઈ નહિ બનાનું છે. ૨
હજારો ભુલ થઇ તે થઈ, હવે તે ભુલ સુધારોને ?
નવી ભુલો ન થાવાને, હૃદયમા કંઇ વિચારોને ? ૩
કરોડો ભુલમા આત્મા, ડુબેલો છે સદા જાણો,
બચે તે ભુલ બચાવીને, અગમ આત્મા પીછાણોને ?
ન સાથે કંઇ અરે ? આવે, હૃદયને કાં ન સમજાવે ?
ખત્તા શું જાણીને ખાવે ?, સમય આવો ફરી નાવે ? ૫
નથી સંસાર રે સારો, કરમનો બાંધવો ભારો;
ન આવે દુઃખનો આરો, મક્કમ છે મોહનો મારો. ૬
જુઠી સંસારની બાજી, થવું શું તેહમા રાજી ?
મમતની મસ્તીમા પાજી, કુદે જયુ કચ્છનો વાજી (ઘોડો). ૭
મહા મસ્તાની માયા છે, ન તેમાં કો કમાયા છે;
ભુલી સર્વે ભ્રમાયા છે, વૃથા જીવન ગુમાયા છે. ૮
કર્યાં કુડાં સદા કામો; જપ્યાના ઇશનાં નામો;
વિનય મુનિ વદે વાણી, સૂણી લ્યો શીખ આ શાણી. ૯

## (૧૬) ગણો એ ગ્રાહકો યમના. ગઝલ કવ્વાલી.

તજી મરજાદ ધર્મોની, કરે ક્રિયા કુકર્મોની;
ઉઘાડે પર મર્મોને, ગણો એ ગ્રાહકો યમના. ૧
વદે મુખે મીઠી વાણી, હૃદયમાં છે કપટ ખાણી;
બગાડે પારકું જાણી, ગણો એ ગ્રાહકો યમના. ૨
વિષયમા અંધ છે એવા, શરદના કુતરા જેવા;
અતિ છે ક્રોધના હેવા, ગણો એ ગ્રાહકો યમના. ૩
નિહાળી પારકું સુખ, હૃદયમાં ચિંતવે દુઃખ;

(૧૪) સર્વ મંત્ર શિરોમણી, મંત્ર ખરો નવકાર;
ભાવ ધરી જાપના લીએ, સુખસંપત્તિ અપાર.

કરે કુ દ્રષ્ટિ દુમુખ, ગણો એ ગ્રાહકો યમના.
તડા નાતો વિષે પાડે, પડે પરમાર્થમાં આડે; ૪
દીનોને દુઃખ દેખાડે, ગણો એ ગ્રાહકો યમના.
પંખીની પાંખને ભેદે, પશુના અવયવો છેદે; ૫
સુધર્મીને પડે ખેધે, ગણો એ ગ્રાહકો યમના.
પશુ સંભાળ ના રાખે નિસાસા આંગણે નાખે; ૬
અદેખાઇ ભરી આંખે, ગણો એ ગ્રાહકો યમના.
ધરમ કામે રહે અળગો, અધમ કામે રહે વળગ્યો; ૭
પર ચિંતામાં રહે સળગ્યો, ગણો એ ગ્રાહકો યમના.
વિનય મુનિ વદે ભાવે, સુબોધે સંત સમજાવે; ૮
(છતા) નહિ કુ પંથ અટકાવે, ગણો એ ગ્રાહકો યમના. ૯

**(૧૭) ઉદય એ પાપનો જાણો. ગઝલ કવ્વાલી.**

કુટીલા ક્રોધની ભારી, પીશાચી દુઃખ દેનારી;
મળી જો એહવી નારી, ઉદય એ પાપનો જાણો. ૧
પતિ સેવા ન કરનારી, સ્વછન્દ્રાએ વિચરનારી;
મળી જો એહવી નારી, ઉદય એ પાપનો જાણો. ૨
અતિ સંતાપ કરનારી, દીલે ના દોષ ડરનારી;
મળી જો એહવી નારી, ઉદય એ પાપનો જાણો. ૩
ફ્રુલી ફદેજા ફરનારી, નહિ સંતોષે ધરનારી;
મળી જો એહવી નારી, ઉદય એ પાપનો જાણો. ૪
અધર ધાટેજ ઘડનારી, દુરાચારેજ રમનારી;
મળી જો એહવી નારી, ઉદયે એ પાપનો જાણો. ૫
કુનારી સંગ કરનારી, કુપંથે પ્રેમ પડનારી;

મળી જો એહવી નારી, ઉદય એ પાપનો જાણો. ૬
પતિને તો પજવનારી, સ્વભાવે જેવી અંગારી;
મળી જો એહવી નારી, ઉદય એ પાપનો જાણો. ૭
સકળ ને કલેશ કરનારી, હઠીલાઇ ન હરનારી;
મળી જો એહવી નારી, ઉદય એ પાપનો જાણો. ૮
કદી ના ધર્મ ધરનારી, સુપથે ના વિચરનારી;
મળી જો એહવી નારી, ઉદય એ પાપનો જાણો. ૯
વિનય મુનિ વદે ભાવે, દુઃખે તેનું જીવન જાવે;
અવળ ચંડી મળી નારી, ઉદય એ પાપનો જાણો. ૧૦

## (૧૮) સુધરેલા જમાનાના સુધરેલા મનુષ્યોની વર્તણુંક.

દીવાનો આ જમાનો છે, ખરે તે એ તમાનો છે,
કપટની જ્યાં કમાનો છે, નહિ દીલમા ક્ષમાનો છે. ૧
જમાનો આજ આવ્યો છે, નવી ફેશન લાવ્યો છે;
નીતિ પંથે ન ફાવ્યો છે, દીવાનો આ જમાનો છે. ૨
ગણે છે એ સુધારો છે, કુધારાનો વધારો છે;
ઉત્તમનાનો ઉધારો છે, દીવાનો આ જમાનો છે. ૩
ફરે લઇ સુંદરી સાથે, મેલાવી હાથથી હાથે;
ગ્રહીને શ્વાન સંગાતે, દીવાનો આ જમાનો છે. ૪
કરે નીતિ તણી વાતો, રહે પોતે સદા તાતો;
નથી અન્યાય અટકાતો દીવાનો આ જમાનો છે. ૫
ધિક્કારે ધર્મના ગ્રંથો, ધિક્કારે પુણ્યના પંથો;
ગમેના સંતનિ ગ્રંથો, દીવાનો આ જમાનો છે. ૬
છતી આંખે ધરે ચશ્મા, ભલે લાગે કદિ વસમ;

(૧૬) ઓગણીસે બોતેરમાં, સાતમ આશો માસ;
**વિનય મુનિ ભાવે વદે, રહી પાટણુ ચોમાસ.**

ન રાખે સંપ આપસમાં, **દીવાનો આ જમાનો છે.** ૭
નિહાળી પારકી નારી, બને છે દ્રષ્ટી વિકારી;
સદા વૃત્તિ વ્યભિચારી, **દીવાનો આ જમાનો છે.** ૮
જમાનાને ગમે ખોટું, પ્રપંચે ચીતડું ચોટયું;
દીએ પરદ્રવ્યમાં દોટું, **દીવાનો આ જમાનો છે.** ૯
છટાથી બોલવું નિત્યે, છટાથી ચાલવું નિત્યે;
છટાથી મહાલવું નિત્યે, **દીવાનો આ જમાનો છે.** ૧૦
હવા લઇ દેહ વટલાવે, વિદેશી વસ્તુ લલચાવે;
**વિનય મુનિ** વદે ભાવે, **દીવાનો આ જમાનો છે.** ૧૧

**(૧૯) હે મનવા ! હવે તો જરા જંજાળ ઓછી કરી નીરંજનનું ધ્યાન ધર ? ધન્યાશ્રી ગઝલ.**

ધર નિરંજન ધ્યાન મનવા ? ધર નિરંજન ધ્યાન નેક.
તરવાની આ તક મળી છે, તજ હવે તોફાન. મનવા૦
મોહ મમતામાં રમત ગમતમાં, ભૂલ્યો-ભવનું ભાન. મનવા૦ ૧
હાર્યો હઠમાં હાય હરામી, હાથે હુવો હેરાન; મનવા૦
બોર ખાવા શું બેઠોરે મુરખ ? મૂકી મહા મિષ્ટાન મનવા૦ ૨
ગર્ભતણા દુઃખ ભૂલી ગયો શું, ગાંડા ન કર ગુમાન; મનવા૦
ગંગા જળને તજી કરે શું ? ખાળ કુવામાં સ્નાન. મનવા૦ ૩
આરે જગમાં કો નથી તારૂં, ભાવે ભજ ભગવાન મનવા૦
**વિનય મુનિ** આ શીખ સુણીલે, સમજુને બસ સાન. મનવા૦ ૪

---

**ગઝલ ગુલતાન ભાગ ૧ લો સમાપ્ત.**

પ્રથમ નમુ ગુરૂ દેવને, જેણે આપ્યું જ્ઞાન;
ભવસાગર તરવા તણું, આપ્યું જેણે ભાન.

---

# કવિરાજ મુનિશ્રી વિનયચંદ્રજી વિરચિત.

# ગઝલ ગુલતાન. ભાગ ૩ જો.

## (૧) સત્સંગ મહિમા વિષે ગઝલ કવ્વાલી.

કરો સત્સંગ સદ્દભાવે, સુબુદ્ધિ ઉરમાં આવે,
મલીનતા ચિત્તની જાવે, કરો સત્સંગ સદ્દભાવે. ૧
સગાઈ સંતની સાચી, બીજી બાજી સહુ કાચી;
ન રે'વું મોહમાં રાચી, કરો સત્સંગ સદ્દભાવે. ૨
જુવો ભુપાલ પરદેશી, ગુરૂ આવી મળ્યા કેશી;
મટી ગઇ લક્ષ ચોરાશી, કરો સત્સંગ સદ્દભાવે. ૩
હતો નાસ્તિક મહા પાપી, મતી ઉન્માર્ગમાં સ્થાપી.
સુધાર્યો સન્મતિ આપી, કરો સત્સંગ સદ્દભાવે. ૪
અહા ? સંત્સંગનો મહિમા, સહુથી છે મહા ગરીમા,
ન એથી શ્રેષ્ઠ પૃથ્વીમાં, કરો સત્સંગ સદ્દભાવે. ૫
દવા સંજીવની જેવી, સુખદ સત્સંગની તેવી,
વધુ દઉં ઉપમા કેવી ? કરો સત્સંગ સદ્દભાવે ૬
દુઃખો સહુ જન્મના જાવા, સદા આણંદ વરતાવા,
ખરે સંસારની નાવા, કરો સત્સંગ સદ્દભાવે. ૭
ખપાવા જન્મના ફેરા, કપાવા કર્મના ઘેરા,
પનાવા પાપના પેરા, કરો સત્સંગ સદ્દભાવે. ૮

(૨) ભવ ભ્રમણના ચક્રમા, ભમીઓ બહુ બહુ વાર
મહા પુન્યથી પામીઓ, માનવનો અવતાર.

જુવો નય સાર કડીયારો, કર્યો સત્સંગ ધરી પ્યારો;
થયા મહા વીર અવતારો, કરો સત્સંગ સદ્ભાવે. ૯
મહા સદ્ભાગ્ય જો થાવે, સુખદ સત્સંગ મન ભાવે;
અભય પદ પ્રેમથી પાવે, કરો સત્સંગ સદ્ભાવે. ૧૦
વિનયમુનિ વદે ભાવે, ગુણો સત્સંગના ગાવે;
સુખો (સહુ) સત્સંગથી થાવે, કરો સત્સંગ સદ્ભાવે. ૧૧

## (૨) નર્કના દુઃખનું વર્ણન ગઝલ કવ્વાલી.

અહા? શું નર્કના દુઃખો? મળે નહિ લેસ જ્યાં સુખો?
સદાયે વેઠવી ભુખો, અહા શું? નર્કના દુઃખો? ૧
કુંભીમા જન્મ જ્યા થાવે, યમો દોડી તુરત આવે;
સતાવા શસ્ત્રને લાવે, અહા શું? નર્કના દુઃખો? ૨
બનાવે અગ્નિ તો એવો, સવિતા ઉગતો જેવો;
તેમા હોમી દીયે દેવો, અહા શું? નર્કના દુખો? ૩
રૂપો લઇ દૈત્યના કાળા, ડરાવે રે કરી ચાળા;
સતાવે મારીને ભાલા, અહા શું? નર્કના દુખો? ૪
સુણાવે છે કર્યા કર્મ, દીયે દુખો બની ગર્મ,
જરી લાવે નહિ શર્મ, અહા શુ નર્કના દુખો? ૫
જુગારી ચોરીને જારી, કર્યા કુકર્મ તે ભારી;
દયાના દીલમા ધારી, ઉઘાડી નર્કની બારી. ૬
અતિ આક્રોશ લાવીને, દીયે દુઃખો ડરાવાને;
પસ્તાવો થાય આવાને, અહા શુ? નર્કના દુખો? ૭
તૃપા તેને બહુ જાગે, ઉદક ત્યા કરગરી માગે,
પગે કરજોડીને લાગે, અહા શું નર્કના દુખો? ૮

શિશું ઉકાળીને આપે, નિહાળીને હૃદય કાંપે;
પરાણે પાઇ સંતાપે, અહા શું ? નર્કના દુઃખો ? ૯
નદી છે વૈતૃણી નામે, સુખી થાવા પડે તાંમે;
નહિ શાન્તિ તિહાં પામે, અહા શું ? નર્કના દુઃખો ? ૧૦
કર્યા ક્રુર કર્મના કામો, જપ્યા ના ઇશના નામો;
વદે મુનિ વિનય ભાવે, દુઃખો તે નર્કના પાવે ? ૧૧

## (૩) પરોણો રે થયો યમનો. ગઝલ કવ્વાલી.

મનુષ્યનો જન્મ ના જાણ્યો, ઉપાડયો પાપનો પાણો;
કમાઇ કર્મની ખાણો, પરોણો રે થયો યમનો ? ૧
તજી પરલોકની ભીતિ, ધરીના ધર્મની પ્રીતિ;
અનીતિમા બન્યો ઇતિ, પરોણો રે થયો યમનો ? ૨
અખજ ખાધા ખરી ખાતે, કીધા કુકર્મ એકાતે,
મળ્યા તેના ફળો પ્રાતે, પરોણો રે થયો યમનો ? ૩
દયાળુને દગા દીધા, પીયાલા દારૂના પીધા;
ભક્ષણ પર સાટીના કીધા, પરોણો રે થયો યમનો ? ૪
રહ્યો રંગ ભોગમા રાજી, સદાએ ગર્વમાં ગાજી;
બનીને પાપમા પાજી, પરોણો રે થયો યમનો ? ૫
કપટ મા રે ? લપટ થઇને, ખટક જુલમી ઝપટ દઇને,
કુપથોમા નષ્ટ રહીને, પરોણો રે થયો યમનો ? ૬
દયા ના દીલમા આણી, હણ્યા પખી પશુ પ્રાણી:
પીલીને પાપની ઘાણી, પરોણો રે થયો યમનો ? ૭
વ્યભિચારી દુરાચારી, મદી ના કરી યારી;
અનીતિ ને કરી પ્યારી, પરોણો રે થયો યમનો ? ૮

( ૪ ) માત તાત ભ્રાતા સહુ, સ્વપ્ન તણો સંગાત.
અંતે જાવુ જીવને (એકલા) પુન્ય પાપ લૈ સાથ.

---

વિનયમુનિ વદે વાણી, કર્યાં કુકર્મ રે ? જાણી;
મજાઓને બહુ માણી, પરોણો રે થયો યમનો ?

## (૭) હે શ્રાવકો ! તમારો એ ખરો ધર્મ. ગઝલ

સુણો સહુ શ્રાવકો ? પ્રીતે, તમારો એ ખરો ધર્મ ?
વિચરજો તેહમા નિત્યે, કપાશે તો સકળ કર્મ. સુણો૦ ૧
પ્રભાતે ઉઠીને વહેલા, સ્મરણ નવકારનું કરજો;
ધરમનું ધ્યાન રે ધરજો, તમારો એ ખરો ધર્મ. સુણો૦ ૨
જગતના સર્વ જીવોને, જીગરથી જાણજો ભ્રાતા;
પરસ્ત્રીને ગણો માતા, કરો સૌ જીવને શાતા. સુણો૦ ૩
બુરના તાકશો પરનું, દુઃખદ એ જાણી આખરનું;
હૃદય સદ્ભાવથી ભરજો, તમારો એ ખરો ધર્મ. સુણો૦ ૪
લંપટ લુચ્ચાઇ ના ધરજો, કપટના કામ ના કરજો,
કદી પર દ્રવ્યના હરજો, તમારો એ ખરો ધર્મ. સુણો૦ ૫
દયાળુ દિલના થાજો, અનીતિમાં નહિ જાજો,
અખજ ખાંતે નહિ ખાજો, તમારો એ ખરો ધર્મ. સુણો૦ ૬
સદા ઉપાશ્રયે જઇને, કરો વૃત્તી વિમળ થઇને;
હૃદયની દુષ્ટતા હરજો, તમારો એ ખરો ધર્મ. સુણો૦ ૭
ગરીબોના ગળા કરવા, ઠગીને દ્રવ્યને હરવા;
ન ધંધા એહવા કરજો, તમારો એ ખરો ધર્મ. સુણો૦ ૮
જુગારી ચોરીને જારી, તજી દ્યો કષ્ટીને ખારી;
ઉઘડશે (તો) મોક્ષની બારી, તમારો એ ખરો ધર્મ. સુણો૦ ૯
**વિનયમુનિ** વદે પ્રીતે, ધરી આ ધર્મને નિત્યે;
અચળ ઠામે સુખે ઠરજો, તમારો એ ખરો ધર્મ. સુણો૦ ૧૦

[મુલતાન ] જન્મ થકી દુર્જ વધે, મરણે દુ:ખ અપાર;
તે કારણ સંસારને, જ્ઞાની દે ધિક્કાર.

## (૫) શ્રાવકનો ખરો ધર્મ ગઝલ કવ્વાલી. (પદ ૨ જુ)

કદી જુઠું નહિ બોલો. કદી જુઠે નહિ તોલો;
પરાયા મર્મના ખોલો, તમારો એ ખરો ધર્મ. સુણો૦ ૧

નહિ આ જીવિકા તોડો, ધરો ના પારકાં ફોડો,
જીવન પરમાર્થમાં જોડો, તમારો એ ખરો ધર્મ. સુણો૦ ૨

દુ:ખીના દુ:ખડા દેખી, દયા તેની દીલે ધરજો;
આસુડા તેહના લુછી, ગરીબોની દુવા લેજો. સુણો૦ ૩

અધિક લે આપવું ઓછું, અહાશું ! પાપએ પોચું;
કદીના કામ તે કરજો, તમારો એ ખરો ધર્મ, સુણો૦ ૪

નહિ મોટી ભરો ફાળો, દીનોના ના દાસો બાળો;
પીડાતા પ્રાણીને પાળો, તમારો એ ખરો ધર્મ. સુણો૦ ૫

બતાવી માલને સારો, નઠારો દઈ નહિ મારો;
ન બાંધો કર્મના ભારો, તમારો એ ખરો ધર્મ. સુણો૦ ૬

કુટીલતા તંતને તોડો, હૃદયના દુર્ગુણો છોડો;
અતિના લોભમાં દોડો, તમારો એ ખરો ધર્મ. સુણો૦ ૭

બનીને સ્વાર્થમા અંધા, કરોનારે અધમ ધંધા?
ખુટલ થઇ ના બનો ખંધા? તમારો એ ખરો ધર્મ. સુણો૦ ૮

સદા સંતોષને ધરજો, ભલા ભંડારને ભરજો;
દીલે દોષો થકી ડરજો, તમારો એ ખરો ધર્મ. સુણો૦ ૯

રૂડા આચાર વિચારો, વસાવો શુદ્ધ વ્યવહારો,
સુબોધે સ્વાત્મ સુધારો, તમારો એ ખરો ધર્મ. સુણો૦ ૧૦

**વિનય.મુનિ** વદે પ્રીતે, ધરી આ ધર્મને નિત્યે;
અચળ ઠામે સુખે ઠરજો, તમારો એ ખરો ધર્મ. સુણો૦ ૧૧

( ૬ ) જેની દ્રષ્ટીમા સદા, કમળા કેરો રોગ;
પીળું દેખે સર્વમાં, કર્મ તણે સંજોગ.

## (૬) પર્યુષણ પર્વનો આનંદ મહોત્સવ ભેરવી ગ

આવ્યા રૂડા પર્યુષણો, આનંદ મંગળ આજ છે,
શુભ ઉદય જાણો આપણો, આનંદ મંગળ આજ છે.
પર્વો ઘણા છે વર્ષમા, આનંદ મંગળ આજ છે;
આ પર્વ છે ઉત્કર્ષમાં, આનંદ મંગળ આજ છે.
આ જીંદગી કરજો સફળ, આનંદ મંગળ આજ છે;
પર્યુષણો સેવી સફળ આનંદ મંગળ આજ છે.
અવસર મળ્યો છે આ ભલો, આનંદ મંગળ આજ છે;
મળવો દુર્લભ છે સાંભળો, આનંદ મંગળ આજ છે.
જંજાળ ઘરની છોડજો, આનંદ મંગળ આજ છે;
શુભ પંથમાં ચિત્ત ચોડજો, આનંદ મંગળ આજ છે.
ભગવાનની વાણી સુણો, આનંદ મંગળ આજ છે;
તજજો હૃદયના દુર્ગુણો, આનંદ મંગળ આજ છે. ૬
શુભ ધ્યાન ધરજો ધર્મનું, આનંદ મંગળ આજ છે;
કરજો નિકંદન કર્મનું આનંદ મંગળ આજ છે. ૭
તપ જપ કરો દ્યો દાનને આનંદ મંગળ આજ છે;
કરશો નહિ અભિમાનને આનંદ મંગળ આજ છે. ૮
આવ્યા પજુસણ ભાગ્યથી, આનંદ મંગળ આજ છે;
જાણો સુ પુણ્ય અથાગથી, આનંદ મંગળ આજ છે. ૯
પરમાદ પરનિંદા તજો, આનંદ મંગળ આજ છે;
શણગાર સદ્‌ગુણના સજો, આનંદ મંગળ આજ છે. ૧૦
**મુનિવિનયચંદ્ર** ઉમંગથી, આનંદ મંગળ આજ છે;
સેવો પજુસણ રંગથી, આનંદ મંગળ આજ છે. ૧૧

 તેમજ જેના હૃદયમા, અવગુણનો ભંડાર;
અવગુણ દેખે સર્વમા, શોધે નહિ કંઇ સાર. 

## (૭) બીડીથી થતી ખુવારી વિષે ગઝલ કવ્વાલી.

કલેજું બાળશે બીડી, અતિ સંતાપશે પીડી;
પીઓ મા ભ્રાતરે ! બીડી, પીઓ મા ભ્રાતરે ! બીડી ? ૧
અનાડી ક્યાં બળી બુદ્ધિ ? નથી કંઇ આવતી શુદ્ધિ;
શરીરની ટાળશે રૂદ્ધી, પીઓ મા ભ્રાતરે ! બીડી. ૨
વહાલી સ્વર્ગની સીડી, ગણી તેં તેહવી બીડી;
નક્કી છે નર્કની સીડી, પીઓ મા ભ્રાતરે ! બીડી. ૩
ખુવારી આખરે કરશે, હૃદય ક્ષય રોગથી ભરશે;
ખટકશે જેમરે કીડી, પીઓમા ભ્રાતરે ! બીડી; ૪
સદા સદ્દગુણ હરનારી, અતિ દુર્ગુણ કરનારી;
દુઃખદ ભંડાર ભરનારી, પીઓ મા ભ્રાતરે ! બીડી. ૫
નથી કંઈ ફાયદો તેમાં, અતિશય દુઃખ છે એમાં;
મુખે ગંધાય છે જેમાં, પીઓ મા ભ્રાતરે બીડી; ૬
તલપ એની બહુ બુરી, સતાવે પાપણી પુરી;
બગાડે શ્વાસને કુડી, પીઓ મા ભ્રાતરે ! બીડી. ૭
નહિ વૃત્ત નિમ કરવા દે, ન ધર્મે ધ્યાન ધરવા દે;
કદી ના ઠામ ઠરવા દે, પીઓ મા ભ્રાતરે ! બીડી. ૮
બીડી વિના કરે ચાળા, સદા તેની ફરે માળા;
વ્હાલી જેમરે બાળા, પીઓ મા ભ્રાતરે ! બીડી. ૯
ફજરમા જોઇએ વેલી, પીએ સંડાસમાં પેલી;
મતિ થઇ તેહમા મેલી, પીએ મરજાદને મેલી. ૧૦
**વિનયમુનિ** વદે ભાવે, બીડીના એ ગુણો ગાવે;
છતા ના દીલ સમજાવે, ખતાતો આખરે ખાવે. ૧૧

(૮) દુર્યોધનને એકદા, કહે કૃષ્ણ મહારાય; [ગઝલ
સંખ્યા લાવોગુણીતણી, આ નગરની માંય.

## (૮) મરકી દેવી પ્રતે સનમ્ર ઉપાલંભ (ઠપકો) ગઝલ.

અરે મરકી ? અરે મરકી ? ગજબ તેં તો કર્યો જગમા,
ગજબ તારો ઝપાટો છે. અજબ તારી થપાટો છે ? ૧
ખુની તું છે ખરે દેવી, ભયંકર રાક્ષસી જેવી;
વધુ દઉં ઉપમા કેવી ? અરે મરકી ? અરે મરકી ? ૨
હણ્યા તે કંઇકના પ્રાણો, કરાવી કંઇકને કાણો,
ખુંચે છે જેમરે બાણો, અરે મરકી ? અરે મરકી ? ૩
રંડાવી કંઇકની બાળા, દેવાયા કંઇકને તાળા;
પડે આસુજ પરનાળા અરે મરકી ? અરે મરકી ? ૪
બહુ જુવાનીઆ ઝાલ્યા, તજી ઘર બાર ને ચાલ્યા,
હૃદય પ્રેમીતણા બાળ્યા, અરે મરકી ? અરે મરકી ? ૫
અજબ તારી ગતિ જગમા, અતિ ખટકે રગો રગમા,
કર્યાં નિરવંશ ઘણા જગમા, અરે મરકી ? અરે મરકી ? ૬
ધ્રુજે તારૂં સુણી નામ, તજાવે ગામને કામ;
છુટી જાએ હૃદય હામ, અરે મરકી ? અરે મરકી ? ૭
ચુટે છે તુ કુણા ફુલો, નિકંદન તું કરે કુળો;
મુકી દે દુઃખનો પુળો, અરે મરકી ? અરે મરકી ? ૮
કંઇકના માત પિતા રૂવે, કંઇકની નારીઓ રૂવે,
બિચારા આસુડા લુવે, અરે મરકી ? અરે મરકી ? ૯
ગરીબડો દેશ આ મારો, ન તેને દુઃખનો આરો;
દયા કરી રોગને વારો, અરે મરકી ? અરે મરકી ? ૧૦
નયનમા નીર આવે છે. હૃદયમા ત્રાસ લાવે છે;
વિના વાંકે સતાવે છે, અરે મરકી ? અરે મરકી ? ૧૧

લતાન ] ચકલે ચૌટે શેરીએ, ફર્યો બહુ સમશાન.
ઢુંઢયુ આખું નગર પણ. મળ્યો નહિ ગુણવાન.

ગજબ તું ગેબની ગોળી, પલકમા દેહ દે રોળી;
સર્જનની શું કરે ટોળી, અરે મરકી ? અરે મરકી ? ૧૨
ઝપટ તારી બહુ બુરી, ભીતિ તારી હૃદય પુરી,
તું દર્શનથી મરે ઝુરી અરે મરકી ? અરે મરકી ? ૧૩
હવે તો કોપ શમાવોને ? અહિંથી દૂર સિધાવોને, ?
હૃદયમા મ્હેર લાવોને ? અરે મરકી ? અરે મરકી ? ૧૪
અરજ માતા ? સુણો મારી, દયા લાવો દિલે ધારી;
કરો શાંતિ હવે સારી, કૃપા ચાહુ સદા તારી. ૧૫
**વિનયમુનિ** ગઝલ ગાવે, ધરો સુધર્મને ભાવે;
સુધર્મે કો બચી જાવે, સુધર્મે વિઘ્ન ના આવે. ૧૬

## (૯) સફળ આ જીંદગી કરવા. ગઝલ કવ્વાલી.

તજી દઇ પારકી પરવા. પ્રભુને પ્રેમથી સ્મરવા;
ગુણીના આ ગુણો ગરવા, સફળ આ જીંદગી કરવા ? ૧
વિચારી વાકય ઉચ્ચરવા, સદા સદ્‌ગુણ સંચરવા;
કદિ કુપંથ ના ચરવા, સફળ આ જીંદગી કરવા ? ૨
અચળ ઠામે સુખે ઠરવા, ભવાબ્ધિ પાર ઉતરવા;
દુઃખીના દુઃખડા હરવા. સફળ આ જીંદગી કરવા ? ૩
મળ્યા અંગો સહુ નરવા, ધરમને ધૈર્યથી ધરવા;
ભલા ભંડારને ભરવા, સફળ આ જીંદગી કરવા ? ૪
મળ્યો સુજન્મ આ તરવા, ન ધન ભંડારને ભરવા;
સુપંથે વિત્ત વાપરવા સફળ આ જીંદગી કરવા ? ૫
સુ વાકયો સંતના સુણવા. દુઃખદ સહુ દુર્ગુણો હણવા;
ગુણીના સદ્‌ગુણો ગણવા, સફળ આ જીંદગી કરવા ? ૬

(૧૦) બીજે દીન અર્જુનને, કહે કૃષ્ણ મહારાય; [
અવગુણી ગોતો તમે, આ નગરની માંય.

અઘટ ઘાટો નહી ઘડવા, ન કેહવા વાક્ય તો કડવા;
સુપદ સુવાક્ય સંઘરવા, સફળ આ જીંદગી કરવા? ૭
વિતંડા વાદના વદવા, ન લેવી કોઇની કદવા;
છળેના લોક છેતરવા, સફળ આ જીંદગી કરવા? ૮
કઠીન કૃતકર્મ નીર્જરવા, સુભાવે સુવૃતો ધરવા;
**વિનયમુનિ** સુપદ વરવા, સફલ આ જીંદગી કરવા? ૯

## (૧૦) કુદરતનો અચળ કાયદો. ગઝલ કવ્વાલી.

અરે કુદરત! અરે કુદરત! અચળ છે કાયદો તારો;
નહિ તું વાયદો આપે, ન છેડે ફાયદો આપે. ૧
અકળ છે હા કળા તારી? કરે શું યત્ન નરનારી?
કરે ના કોઇની યારી, ન ચાલે ત્યાં મતિ ભારી. ૨
બનાવે રંકને રાજા? ક્ષણીકમાં તું કરે તાજા?
ક્ષણિકમા દુઃખ દે ઝાઝા? મુકાવે ધર્મની માજા? ૩
ક્ષણીકમાં તું હસાવે છે? ક્ષણીકમા રોવરાવે છે?
કુફંદે તું ફસાવે છે? સુખોમા તું વસાવે છે? ૪
ભણેલાને ભુલાવે છે? નિડરને તું ડુલાવે છે?
ક્ષણીકમાં તું ફુલાવે છે? ક્ષણીકમાં તું ઝુલાવે છે? ૫
ન વદવાનું વદાવે છે? ન કરવાનું કરાવે છે?
કુપંથે તું કુદાવે છે? અઘટ ઘાટો ઘડાવે છે? ૬
ન ચાલે જોર ત્યાં તનનું. ન ચાલે જોર ત્યા ધનનું;
દીવાની તું દીસે કુદરત? અરે કુદરત! અરે કુદરત! ૭
ન પોંચે કો તને કુદરત? અહાહા! શી બની કુદરત?
ગણે ના કોઇને કુદરત, અકળ તું છે અરે કુદરત! ૮

ઉજડ તુંતો કરે ક્ષણમાં ? અજડ તુંતો કરે ક્ષણમાં ?
સજડ તુંતો કરે ક્ષણમાં ? અહા કુદરત ! અહા કુદરત ! ૯
થવા દે ધાર્યું ના મનનું, થવા દે ધાર્યું ના તનનું;
ખરે તું ઘાતકી કુદરત ! અરે કુદરત ! અરે કુદરત ? ૧૦
કુદરતનો કાયદો ન્યારો, અતિ આશ્ચર્ય કરનારો;
કદિ ના દીલ ડરનારો, સ્વઇચ્છાએ વિચરનારો. ૧૧
કુદરતને કો નહિ જીતે, કહુ છું સાંભળો પ્રીતે;
**વિનયમુનિ** વદે હિતે, સુધર્મે ધ્યાન દ્યો નિત્યે. ૧૨

## (૧૧) ચાની ખુવારી વિષે ગઝલ કવ્વાલી.

પીઓમાં ચા અરે ભાઈ ? પીઓમાં ચા અરે ભાઇ !
ન તેમાં ફાયદો કાઇ, પીઓમા ચા અરે ભાઇ ? ૧
ધુતારી તે ઠગારી છે, પુરી તેમા બીમારી છે;
નહિ ચા સુખકારી છે, ખરે આખર ખુવારી ? ૨
વ્યસન ચાનું નઠારૂં છે, નહિ તલમાત્ર સારૂં છે;
ખરે તે દુઃખ બારૂં છે, પીઓમા ચા અરે ભાઇ ! ૩
પીસાચી ભુતડી વળગી, ન મનથી થાય તે અળગી;
મતિ ચામાં રહી સળગી, પીઓમાં ચા અરે ભાઇ ! ૪
ચુકાવી ધર્મની રીતિ, મુકાવી વૃત્તની પ્રીતી;
બગાડી દેહની સ્થિતિ, પીઓમાં ચારે અરે ભાઇ ! ૫
ગજબ ચાયે કર્યો જગમાં, રહી વ્યાપી રગો રગમાં;
ઠરી તું ચા ખરે ઠગમાં, પીઓમાં ચા અરે ભાઇ ! ૬
સવારે ચા બપોરે ચા, સંધ્યામા ચા નિશામાં ચા;
સદા વ્યાપી અરેરે ચા, પીઓમાં ચા અરે ભાઇ. ૭

( ૧૨ ) એ દ્રષ્ટાંતે જાણજો, નિશ્ચે આ જગમાંય;
દુર્ગુણી દુર્ગુણ ગ્રહે, ગુણીજન ગુણુ લહાય.

અગાડી ચા થકી કાયા, ઠગાયા રંક ને રાયા;
બડી ચા મોહની માયા, પીઓમાં ચા અરે ભાઇ! ૮
તલપ ચાની બહુ બુરી, સતાવે પાપણી પુરી;
દીધા જન સર્વને ચુરી, પીઓમાં ચા અરે ભાઇ! ૯
ઘડી ના ચા વિના ચાલે, પીએ ના શિર તો ઝાલે;
વિધાણા દુઃખને ભાલે, પીઓમા ચા અરે ભાઇ! ૧૦
બળહીણ હિંદને કરવા, વિનાશસ્ત્રે વિજય વરવા;
ઇલમ એ શ્રેષ્ટ સોધ્યો છે, પીઓમાં ચા અરે ભાઈ! ૧૧
પીએ સૌ વૃદ્ધને બાળા, સદા ચાની ફેરે માળા;
વિના ચાએ કરે ચાળા, પીઓમા ચા અરે ભાઇ! ૧૨
બનાવ્યા બાયલા લોકો, અધમ એ દુષ્ટ રંડાએ;
વધાર્યા દેશમાં રોગો, પીઓમા ચા અરે ભાઇ! ૧૩
નથી એ ચાતણા પ્યાલા. ખરે છે રોગના પ્યાલા;
ઠગાઓ શીદને ઠાલા, તજી દ્યો ચા હવે વ્હાલા. ૧૪
બગાડે દુષ્ટ ચા કાયા, વૃથા ચામાં શું ભરમાયા?
મુકી દો ચા તણી માયા, પીઓમાં ચા અરે ભાઇ! ૧૫
અહા શો ટેસ આવે છે? મજા શી ચાહ આપે છે?
વદે એમ ચાતણા શોખીન? ન જાણે તત્વ તે મસ્કીન? ૧૬
મુકી દો મન સમજાવી, ગણી ચા દુઃખની ચાવી;
નહિ તો આપદા આવી, પીઓમા ચા અરે ભાઇ! ૧૭
હવે કંઇ નેત્ર ઉઘાડો, વિચારો ચિત્ત વિચારો?
ઘણું ઉંઘ્યા હવે જાગો? પીઓમાં ચા અરે ભાઇ! ૧૮
નિરોગી પુષ્ટ બળવંતા, થવાને ચિત્ત જો ચાહો;

ગુલતાન ] છે જેના અંતર વિષે, દુર્યોધન નરરાય; (૧૩)
અજર અમર પદ દૂર છે, ત્યાં સુધી જગમાય.

---

તજી દ્યો ચિત્તથી ચાને? તજી દ્યો ચિત્તથી ચાને? ૧૯
વિનય મુનિ વદે ભાવે, ગઝલ એ ચા તણી ગાવે;
તજે ચા તે સુખી થાવે, મુરખ ચા પી ખત્તા ખાવે? ૨૦

## (૧૨) દુનિયા દોરંગી છે તે કોઇથી જીતાતી નથી. ગઝલ

અરે દુનિયા ! અરે દુનિયા ! તને કોઇ નહિ જીતે;
દીવાની તું દીસે દુનિયા? અરે દુનિયા ! અરે દુનિયા ! ૧
કદિ ગાડો ગણે દુનિયા, કદિ ડાહ્યો ગણે દુનિયા;
વિવિધ વાણી વદે દુનિયા દીસે દોરંગીરે દુનિયા? ૨
કરે નિંદા ક્ષણીકમા તે, કરે સ્તુતિ ક્ષણીકમા તે;
ન પોચે કો તને દુનિયા? અરે દુનિયા ! અરે દુનિયા ! ૩
બહુ જો બોલને બોલે. ગણે તો વાયડા તોલે;
અતિ ઓછું કદિ બોલે, કપટ વાળો કહી છોલે. ૪
અતિ જો ધર્મને ધારે, ગણે છે દુનિયા ઢોંગી;
દીસે છે ઉલટી રીતે. અરે દુનિયા ! અરે દુનિયા? ૫
ગણી ગાડે નહિ બાધો, અરે ! દુનિયા તણા વાકયો;
સુપંથે પ્રેમથી ચાલો, હૃદયમા રાખીને હિંમત. ૬
કદિ જો સત્યથી ચાલે, કરે હાસી ખરે દુનિયા;
દ્વી ધારૂં ખડ્ગ છે દુનિયા ઉભયથી દુઃખ દે દુનિયા. ૭
વદે મુનિ વિનય ભાવે, ન દુનિયા કોઇની થાવે;
હૃદયને રાખજો મજબુત મરૂના જેહવા રજપુત

## (૧૩) ઉપદેશી અંતરલાપિકા. ભૈરવી ગઝલ.

મતિ માનસકુ સુણજો સુબોધ સુણી હૃદય અવધારજો,
હારી ન જાશો જન્મ આ અજ્ઞાનમા નિરધારજો.

(૧૪) દુર્યોધન જેવા જનો, છે બહુ આ જગમાંય;
અર્જુન સમતો વિશ્વમા, જન વિરલાજ જણાય.

રાજા ગયા નિજ રાજ મેલી વાત એ ન વિસારજો;
જગમા નથી કો અચલ એમ વિચારી આત્મ સુધારજો. ૨
શ્રીસદ્ગુરૂના સંગથી સુમતિ હૃદયમા ધારજો;
શઠતા તજો રૂજુતા ભજો નિજ આત્મતત્વ વિચારજો. ૩
રક્ષણ કરો સહુ જીવતું વળી ભાવના શુભ ભાવજો;
બાળ સંગ અંગ નિવારજો સતસંગ રંગ જમાવજો. ૪
ચંડાળ મન્યું માન માયા મોહમદ નિવારજો;
દઈ દાન દીન અનાથને પરમાર્થને ઉર ધારજો. ૫
જીવન મલ્યું આ શ્રેષ્ઠ માનવનું ખરેખર જાણજો,
સ્વાર્થાંધ થઇ પરદુઃખ દેવા તંતને ના તાણજો. ૬
મિજમાન બે દીનના શહુ છે સત્ય કેવળ માનજો;
નેહે પ્રભુ ભજજો અને તજજો હૃદય અભિમાનજો. ૭
હું મારૂ કેવલ દુઃખ કરનારૂં ખરે પિછાણજો,
નક્કી નદીના નીર જેવી લક્ષ્મી ચંચળ જાણજો. ૮
મુકી જવું છે આખરે મમતા અતિના આણજો;
છુટી જવા ભવ દુઃખથી મુનિવિનય ધર્મ પ્રમાણજો. ૯

(૧૪) સુખો ક્યાથી કહો થાય? ગઝલ કવ્વાલી.

અરે કામો મહા અવળા, વિચારો ના મળે સવળા;
અને પાપો વિષે પ્રબળા, સુખો ક્યાથી કહો થાય? ૧
ખાસા નાકના લીધા, ગરીબના ર ગળાં કીધા?
ક્યાણ ન દગા કીધા. સુખો ક્યાથી કહો થાય? ૨
... ના કીધા પીઆ... પાપના પીધા
... મનથી ... સુખો ક્યાંથી કહો થાય? ૩

લતાન ] ગુણ માહિ પણ દેખશે, દોષ તણો ભંડાર; (૧૫)
એવા જનને જાણવો, દુર્યોધન અવતાર.

---

જીભેથી તો જપે રામ, રમે દીલ ચામને દામ;
કપટના રે ? કરે કામ, સુખી ક્યાંથી કહો થાય ? ૪
તજી સુપંથને સીધા, કુપંથો હર્ષથી લીધા;
ધરમાદાના ધનો લીધા, સુખી ક્યાંથી કહો થાય ? ૫
કરીના સંતની સેવા, ભજ્યા ના દેવના દેવા;
ટળ્યાના નીચ રે ? હેવા, સુખી ક્યાંથી કહો થાય ? ૬
પરાઈ થાપણો રાખી, ઊપરથી તો ભલું ભાખી;
સદા જુઠી ભરી શાખી, સુખી ક્યાથી કહો થાય ? ૭
પરધન પરદારમાં પ્રીતિ, નથી પરલોકની ભીતિ ?
ધરી છે ઉલટી રીતિ, સુખી ક્યાથી કહો થાય ? ૮
ન કષ્ટો ઝેરીલી જાય, ભલુંના કોઈનું થાય ?
વદે વિનય મુનિરાય, સુખી ક્યાંથી કહો થાય ? ૯

### (૧૫) હીંમત રાખવા વિષે. ગઝલ કવ્વાલી.

કદી આવી પડે કષ્ટો, હૃદયમાં રાખજો હીંમત;
મદદમાં આવશે હીંમત, નથી હીમતની કીમત. ૧
નહિ દિલમાં જરી ડરવું, હીમત રાખીજ વિચરવું;
સુપથે ચિત્તને ધરવું, સદા આનંદમાં ફરવુ ૨
અહા ! નહિ ઉપમા કેવી ? ખરે હીમત છે દેવી,
દવા સંજીવની જેવી, અહા ! હીમત છે એવી ? ૩
કદી સારૂં વદે લોકો, નઠારૂં કો વદે લોકો,
સુપથે વિચરી વ્હાલા હૃદયમાં રાખજો હીમત ? ૪
હૃદયમાં દુઃખને ધારો, હીમતથી કાર્ય સુધારો;
કરો પુરૂષાર્થને સારો, બીકતાને દુરે વારો ૫

(૧૬) માટે મિત્રો માહરા બનો અર્જુન સમાન;
વિનય મુનિ શુભ ભેટવા, ભજો ભાવે ભગવાન.

રૂદનથી દુઃખ ના જાય? રૂદનથી સુખ ના થાય?
સદુદ્યોગે સુખી થાય, હીમત ધારો હૃદયમાંય
હીમતથી સંકટો જાશે, હીમતથી સુખ સૌ થાશે;
સદા આનંદ વરતાશે, ગુણો સૌ તેહના ગાશે.
કરે નિંદા કદિ તો શું? કરે સ્તુતિ કદી તો શું?
હૃદયમા રાખીને હીંમત, સદા આનંદમાં રહેવું.
વદે મુનિ વિનય ભાવે, હીમતને તોલ કો નાવે;
હીમત હારી નહિ જાવે, નરો તે સુખને પાવે?

**(૧૬) હે વ્હાલા આત્મા! હવે તો કંઇ વિચાર. ગ**

વિચાર કર વ્હાલા? હૃદયમા વિચાર કર વ્હાલા? એ ટેક૦
ઠાઠમાઠમા શું રે? ઠગાયો, મેલ વૃથા ચાળા; હૃદયમાં૦
અમ્રત રસને તજી પીએ શું, ઝેર તણા પ્યાલા. હૃદયમા૦ ૧
ગુણી થવાને ગુણવંતોની, ગણને ગુણમાળા; હૃદયમા૦
સંત પુરૂષનો સંગ કરીને, ખોલ હૃદય તાળા. હૃદયમા૦ ૨
ચખોડીમા શું લલચાયો, પકડ પરવાળા; હૃદયમાં૦
ભોગ સકળને જાણે ખરે તું, ભય તણા ભાલા. હૃદયમાં૦ ૩
ચેતન પ્યારા? હંસ બનીને, કામ ન કર કાળા, હૃદયમા૦
ક્ષણભંગુર આ સર્વ જગત છે, ગયા વૃદ્ધ બાળા. હૃદયમાં૦ ૪
અજ્ઞ પણામા શું અથડાયો, ઘાટ ન ઘડ કાલા, હૃદયમા૦
પ્રેમ તણો આ પંથ વિકટ છે, વિષય વિષ જ્વાળા. હૃદયમા૦ ૫
સંભાળી લે તું ઘર તારૂં, તજ જગત જાળા; હૃદયમા૦
વિનય મુનિ નીજ મંદીર આવે, ટળશે દુઃખ કાળા. હૃદયમા૦ ૬

**ગઝલ ગુલતાન ભાગ ૩ જો સમાપ્ત.**

સકળ પાપનો બાપ તે, લોભે કહ્યો જીનરાય,
વર્ણન તેનું સાંભળો, સ્થિર કરી મન વચ કાય.

# કવિરાજ મુનિશ્રી વિનયચંદ્રજી વિરચિત

# ગઝલ ગુલતાન ભાગ ૪ થો.

## (૧) જૈન જોગીનું ચારિત્ર (વર્તન રીતિ) ગઝલ.

એક રાજાએ એક જૈન મહાત્માને પુછયું કે તમો કોણ છો અને તમારો ધર્મ કયો છે ? તે સાભળી મહાત્માએ ઉત્તર દીધો કેઃ-

અમેતો જૈનના જોગી, અમારે દ્રવ્યના કલ્પે;
કદાપિ ના અમે સુઇએ, મૃદુ રૂ રેશમી તલ્પે અમે૦ ૧
અમારે કાજ કીધેલું, જ મણ એવુ નહિ જમીએ;
ન ગાડી વાહને બેસી, કદિ મુસાફરી કરીએ. અમે૦ ૨
નહિ કુવા તળાવોનું, અમે પાણી નહિ લઇએ;
તમારા કામને માટે, ઉકાળેલું સદા ગ્રહીએ. અમે૦ ૩
વિવિધ ધાતુ તણા ઠામો, અમારે ના કદિ ખપશે;
ઉમંગે કાષ્ટના પાત્રો, વિષે ભિક્ષા ગ્રહી જમશે અમે૦ ૪
વિવિધ જાતી તણા ખેલો, ન ચાહીને જશે જોવા,
નહિ દ્રહ કે સરોવરમા, ન વસ્ત્રો બેશશે ધોવા. અમે૦ ૫
જરીફ યુવાન કે બાળા, ન નારીને કદી અડશે;
નહિ તે હાથમાં ગ્રહશે, કંઇ વસ્તુ કદિ જડશે. અમે૦ ૬
કદી ટાઢી કદી ઉની, કદી કોઇ લુખી દેશે;
ગમે તેવી મળે ભિક્ષા, ઉમંગેથી જમી લેશે. અમે૦ ૭

( ૨ ) લોભે જીવ હિંસા કરે, લોભે જુઠ વદાય; [
લોભે ચોરી ચિંતવે, લોભે કપટ કરાય

કદિ વંદો કદિ નિંદો, કદી કોઇ કહો ગંદો;
કદિ સાહેબનો બંદો, કહો કોઇ કદી ખંધો. અમે૦
ઉભય સંભાવના વાળી, સદા સુવૃત્તિ છે શાળી;
વિષયની વાસના બાળી, રહે નીજ ધર્મ સંભારી. અમે૦
નિશામાં અન્ન કે પાણી, કદી ના નાખશે મુખમાં;
સદા સંતોષ ધારીને, રહેશે સુખને દુઃખમાં. અમે૦ ૧૦
અમારા જૈન જોગીની, કઠણ છે એહવી રીતિ;
વિનય મુનિ વદે ભાવે, સુણી પામે પ્રવર પ્રીતિ. અમે૦ ૧૧

(૩) સતિ કલાવતિને પોતાના પતિએ કહેલા વચ

ભુલીજા તું ભુલીજા તું, હવે સૌતે ભુલીજા તું;
કદી દીલ હોય ઉભરાતું, ભુલીજા તું ભુલીજા તું. ૧
કીધો અનર્થ મેં ભારી, દયા ના દીલમાં ધારી;
ધિક્કારી અજ્ઞતા મારી, ભુલીજા તું ભુલીજા તું. ૨
સતિ છું ? શુદ્ધ શાણી છું ? હૃદય સદ્ગુણ ખાણી છું ?
પ્રવર પંક્તિ મુકાણી છું ? ભુલીજા તું ભુલીજા તું. ૩
સુકોમળ હસ્તને કાપી, દયા ના દીલમાં વ્યાપી;
ક્ષમા તે પાપની આપી, ભુલીજા તું ભુલીજા તું. ૪
ન ભુલાતું ભુલી દે તું, ન મુકાતું મુકી દે તું;
કહેવું હોય તે કે તું, ભુલીજા તું ભુલીજા તું. ૫
સપત્નિમાં પ્રમાઇને, વ્યલીક વાકયે ઠગાઇને;
આત મેં દુઃખડાં દીધાં, ભુલીજા તું ભુલીજા તું. ૬

દીલે વિચાર ના કીધો, દયાળુને દગો દીધો;
નરકનો માર્ગ મેં લીધો, ભુલીજા તું ભુલીજા તું. ૭
વિના વાંકે તું સંતાપી, બન્યો પાપી બન્યો પાપી,
સતિની છાપ તેં છાપી, ભુલીજા તું ભુલીજા તું. ૮
નયનમાં નીર આવે છે, ભ્રમણમાં મન ભમાવે છે;
અતિ અફસોસ થાવે છે, ભુલી તું ભુલીજા તું. ૯
અહા ! તું શુદ્ધ છે દેવી, સતિ શાસ્ત્રે કહી જેવી;
અધિક દઉ ઉપમાં કેવી, ભુલીજા તું ભુલીજા તું. ૧૦
અપરાધી હું થયો પાકો, ન દેતા કષ્ટરે થાકયો;
સકળ તે માહારા વાંકો, ભુલીજા તું ભુલીજા તું. ૧૧
સજા માગું ? ક્ષમા માગું ? કૃપા માગું ? દયા માગું ?
સકળ હે પાપની માગી, ભુલીજા તું ભુલીજા તું. ૧૨
કહેતા શર્મરે ? આવે, વિનય મુનિ વદે ભાવે;
કહું છું દીનતા દાવે, ભુલીજા તું ભુલીજા તું. ૧૩

(૩) ઉપરના વચનો સુણી સતિ કલાવતી બોલ્યા.

પતિ હે ? પ્રાણના પ્યારા, ભુલી ગઇછું ભુલી ગઇછું;
ઉરે ભાવી ગણી લઉછું, ભુલી ગઇછું ભુલી ગઇછું. ૧
ન તેમાં આપનો વાંક, કરે છે કર્મ તો રાંક,
કરી દે કાકનું કાંક, ભુલી ગઇછું ભુલી ગઇછું. ૨
કરમનો વાંક હું કહુ છુ. દયાને દોષ ના દઉછું;
દીલે દીલગીર તો થઉછું, ભુલી ગઇછું ભુલી ગઇછું. ૩

લોભે લાંચ લીએ વળી, લોભે જુલમ કરાય;
લોભે લજ્જાને તજે, લાલચમા લપટાય.



અહો ? શા કર્મના ખેલો, કરે છે જીવને ઘેલો;
કરે ક્ષણમાં અતિ મેલો, ધકેલે ભ્રાંતિનો રેલો. ૪
ભિખારી તે કરે ક્ષણમાં, બનાવે ભૂપતિ ક્ષણમાં;
રૂળાવે તે ક્ષણે રણમાં, ગણાવે તે (ક્ષણે) ગુણી ગણમાં. ૫
હશે હા ? પૂર્વના મારા, કઠીન એ કર્મના ભારા;
હૃદયને દ્રોહ દેનારા, ઉદે આવ્યા અહીં પ્યારા ? ૬
કરેલા કર્મના છોડે, ગમે ત્યાં જઇ ભલે દોડે ?
વિચારો ચિત્તના તોડે, અઘટ ઘાટે અરે જોડે ? ૭
ક્ષણીકમાં રંગમાં ભંગ, કરે તે ભંગમાં રંગ;
અકળ છે કર્મના ભંગ, ક્ષણીકમા તે કરે જંગ ૮
લખેલા લેખ ના ટળશે, કરેલા કૃત્ય ઉકલશે;
ફળો વાવેલ તે ફળશે, કર્યેથી યત્ન શું વળશે. ? ૯
ધરમનો આશરો લેવો, મિટે સહુ કર્મનો ખેવો;
વિનય મુનિ સુપંથ સેવો, મળે તો મુક્તિનો મેવો. ૧૦

**(૪) દશા બદલાય છે ત્યારે બધું બદલાય છે ગઝલ**

દશા બદલાય છે જ્યારે, બધું બદલાય છે ત્યારે;
ન ધાર્યું ચિત્તનું થાય, વિચાર્યું તે ઉડી જાય. ૧
હતા જે પ્રાણથી પ્યારા, થયા તે આખરે ન્યારા;
પિતા સુત ભ્રાત કે દારા, દશા પલટે થશે ખારા. ૨
સગા તે શત્રુ સમ થાશે, દીવસ જ્યારેજ બદલાશે;
બધું ખાવા અંરે ધાશે, વિષમ જ્યાં વાયરો વાશે. ૩

કર્યા ઉપકાર ના ગણુંશે, સહજમાં ચિત્તને હણુશે;
છળેથી છિદ્રને છણુશે, દુઃખોની ખાણુને ખણુશે. ૪
સમયની છે બલીહારી, નથી બળવંત નરનારી;
ભુલાવે ભૂપને ભારી, કરાવે તેહ લાચારી. ૫
દશાના ઢંગ છે એવા, તરંગો પાણીના જેવા;
વધુ હું રે ! કહું કેવા ? કરાવે નીચની સેવા. ૬
વહાલા તે બને વેરી, મતિ થઇ જાય રે ઝેરી;
દુઃખો આવી લહે ઘેરી, ન થાયે આપણી ભેરી. ૭
ભુલાવે ભાન તે રંડા, ચળાવે ચિત્ત ચામુંડા;
કરાવે કામ તે ભુંડા, મચાવે તે ક્ષણે ઝુંડા. ૮
ગણાયે આપ્ત અંતરના, વ્હાલા જે નિરંતરના;
જશે નાશી દિગંતરમાં, ન રેશે હિત અંતરમાં ૯
**વિનય મુનિ** વદે ભાવે, દશાના રંગ એ ગાવે;
દશા જ્યારે વિષમ થાવે, સગે તે પાસકો નાવે. ૧૦

**(૫) અતિ જંજાળી શેઠને એક મહાત્માનો જ્ઞાન ફટકો.**

અરે ઓ શેઠ જંજાળી ? રહ્યો શું મોહમાં માલી ?
ન જોયું આપ નિહાળી, રહ્યો જડ ભાવને ઝાલી. ૧
કંઇ કર હિત સંભાળી, પકડને પુન્યની ડાળી;
કરી માયાજ તેં વહાલી, ગુમાવી જીંદગી ખાલી. ૨
વરસ આ સાઠ તો વિત્યા, ન ગાઇ ધર્મની ગીતા;
કરી ના આત્મની ચિંતા, પકડશે કાળ ઓચિંતા. ૩

( ૬ ) લોભે ક્રોધ કરે ઘણો, લોભે ગર્વ ધરાય; [ગઝલ
લોભે માયા કપટને, કરે અતિ ઉરમાંય.

ભ્રમામા ભ્રાંતિમાં ભુલી, ફસામાં ફંદમાં ફુલી;
હૃદયની ચક્ષુ કર ખુલી, મગજ મૂકી ન ખા ચુલી. ૪
મળી આ દેહ બહુ મુલી, ગયો દેવા વિષે ડુલી;
ગકડી (તેં) પાપની પુળી, કનક મુકી ધમે ધુળી. ૫
મુસાફર બે દિવસનો તું, મુસાફરી બંગલે આવ્યો;
નથી આ બંગલો તારો, વૃથા તું બોલમા મારો. ૬
કહુંછું પ્રેમથી વ્હાલા ! હવે લે હાથમાં માળા,
ઉપાધિના તજી જાળાં, હૃદયના ખોલને તાળાં. ૭
ઉમર આં રાખમાં રોળી, ન જોયું ચિત્તમાં ખોળી,
ગળી તેં ગર્વની ગોળી, ઉદકમાં જીંદગી બોળી. ૮
નથી ઘરબાર આ તારા; નથી સુત દ્રવ્ય કે દારા;
ધરીલે ધર્મના ધારા, કહ્યું તું માનીલે મારા ! ૯
હવે લે ચિત્તમાં ચેતી, ધરમની ખેડને ખેતી;
શીખામણ હું કહું કેતી, વૃથા તું પીલમાં રેતી. ૧૦
**વિનય મુનિ** વદે ભાવે, ગઝલ એ પ્રેમથી ગાવે;
સુબોધે સંત સમજાવે, સમય આવો ફરી નાવે. ૧૧

**(૬) બે મીત્રોના અન્યો અન્ય ગાઢ પ્રીતિના ઉદ્ગારો.**

અમારૂં તે તમારૂં છે ? તમારૂં તે અમારૂં છે ?
અમારા ને તમારામાં, નથી જુદાઇની રીતિ ? ૧
ઉદકમાં મત્સ્યના જેવી, સદા લાગી રહી પ્રીતિ;
અધિકી તેહથી પ્રીતિ, અમારી ને તમારી છે. ૨

અમારા હાડ ને ચામ, તમારા જેહવા જાણો;
અમારા ને તમારામાં, ન અંતર લેશને આણો. ૩
ભલે હો દેહ આ જુદા, હૃદય છે એક હા નિશ્ચે;
તમારા સુખ ને દુઃખમાં, અમારો જાણજો હિસ્સો. ૪
તમારા પ્રેમને માટે, અમારા પ્રાણ આપીશું;
સહિને સંકટો ભારે, તમારા કષ્ટ કાપીશું. ૫
જીગર છે એક જ્યાં જેનું, સકળ છે એક ત્યાં તેનું;
અભેદી જોડલું એનું, અમારૂં ને તમારૂં છે. ૬
અમારા પ્રેમની દોરી, અરે કોઈ નહિ તોડો;
ફસાવી ફંદમાં ફેલી, અમારો ફાલ ના ફોડો. ૭
અમારે સ્વર્ગના સુખો, નથી જોતાં અરે ભાઇ !
અમે તો સ્વર્ગનું સાચું, ગણ્યું આ પ્રેમનું સુખ. ૮
લક્ષ્મણ ને રામનો જુઓ, અહાહા ! પ્રેમ તો કેવો ?
અમારો પ્રેમ છે તેવો, **વિનય મુનિ** સદા રેજો. ૯

**(૭) હે ભાઇ ? હવે તો કાંઇ હિત શીખામણ માન.**

સુણી લે શીખ આ રૂડી, ગ્રહીલે ધર્મની મુડી;
ખતા ખાઇશ ના જાણી, **સમજ પ્રાણી ? સમજ પ્રાણી ?**
કરી આ ગોળને અહુગો, ખરે શું ખોળને વળગ્યો;
કઠણ એ કર્મની કાણી, **સમજ પ્રાણી ? સમજ પ્રાણી ?**
થશે જઇ ખાખ આ કાયા, ન આવે સંગ સુત જાયા;
ન રહેશે કાંઇ એંધાણી, **સમજ પ્રાણી ? સમજ પ્રાણી ?**

( ૮ ) લોભે ઝગડાઓ કરે, લોભે દેવે આળ;
લોભે ચાડી ચુગડી, લોભે લાવે કાળ.

વ્હાલા ! થા જરી ડાહ્યો, શું ભ્રમમાં ભ્રાત ? ભરમાયો;
વલોવે શું વૃથા પાણી, **સમજ પ્રાણી ? સમજ પ્રાણી**
હઠીલાઇ તણી હોળી, ગજબ એ ગેબની ગોળી;
થવા દે ના મતિ શાણી, **સમજ પ્રાણી ? સમજ પ્રાણી**
હતો તું એકદા એવો, ભિખારી હાલના જેવો;
ગુમાની થઇશ ના જાણી, **સમજ પ્રાણી ? સમજ**
ગરીબને આશરો દેજે, દુવા તું દીનની લેજે;
સુખદ એ પંથ ઉર આણી, **સમજ પ્રાણી ? સમજ પ્રાણી**
ભલો થઇ લે ભલાઇને, હું પદ હોળી તજી દેને;
**વિનય મુનિ** વદે વાણી, **સમજ પ્રાણી ? સમજ પ્રાણી**

**(૮) હે વ્હાલા આત્મા ? હવે તો કાંઇ સમજ. ગઝલ**

પલકમાં પ્રાણ તો જાશે, સમજ પ્રાણી ? સમજ પ્રાણી ?
હેતું નોતું થઇ જાશે, **સમજ પ્રાણી ? સમજ પ્રાણી !**
પ્રપોટો પાણીનો જેવો, ખલકનો ખેલ છે તેવો;
કદર લે જન્મની જાણી, **સમજ પ્રાણી ? સમજ પ્રાણી !**
હતા હાથી ઘણા ઘોડા, કનકના પહેરતા તોડા;
ગયા રાજા અને રાણી, **સમજ પ્રાણી ? સમજ પ્રાણ ?**
કરી પરમાર્થના કામ, ભજી લે ભાવથી રામ;
મમતની છોડને ઘાણી, **સમજ પ્રાણી ? સમજ પ્રાણી ?**
ગણે તું જેહને મારા થશે તે અંતમાં ન્યારા;
મરે શું તંતને તાણી, **સમજ પ્રાણી ? સમજ પ્રાણી ?**

કનકમાં પ્રીતડી તોડી, કથીરમાં શું રહ્યો દોડી ?
મતિ તુજ કેમ ભરમાણી, **સમજ પ્રાણી ! સમજ પ્રાણી !**
સમય આ સાંપડયો સારો; હીરો શું હાથથી હારો;
સુણી લે સંતની વાણી, **સમજ પ્રાણી ! સમજ પ્રાણી !**
ચણી લે મોતીનો ચારો, વિષયનો સુંથમાં ગારો;
વ્હાલા હંસ ! લે માની, **સમજ પ્રાણી ! સમજ પ્રાણી !**
સગાઇ સતની કરજે, સુખે સંસારને તરજે;
**વિનય મુનિ** વદે વાણી, **સમજ પ્રાણી ! સમજ પ્રાણી !**

**(૯) મનવા ! હવે તો અભિમાન મૂકી દે ભાઇ ! ગઝલ.**

મુક હવે અભિમાન મનવા ? મૂક હવે અભિમાન ટેક૦
ભાવ ધરીને વિનય વરીને, ભજ ભલા ભગવાન; મનવા મુક.
સાધન સઘળા શુભ મળ્યા છે, હવે ન બન નાદાન. ૧
કર સફળ કર પ્રેમ ધરીને, દઇ સુપાત્રે સુદાન;
દયા દિનતા દીલ ધરી લે, સુખનું એજ નીદાન. ૨
મિથ્યા ભ્રમમાં શું ભરમાયો ? ભૂલ્યો ભવનું ભાન;
તન ધન યૌવન કુટુંબ કબીલો, તજી જવું અવશાન. ૩
ગયા અનંતા તજી જગતને, ન મળે નામ નિશાન;
કૈકની ખાખ થઇ છે તુજ નજરે, જો જઇને સમશાન. ૪
મોહ માયામાં મુઢ પણે તું, કેમ બન્યો મસ્તાન;
સંત તણા સુકોમળ વચનો, ધર્યાં નહિ તેં કાન. ૫
વિષય સંગમાં રંગ ઉમંગમાં, બની રહ્યો ગુલતાન;

(૧૦) શુદ્ધ ધર્મ વિષે સદા, ભાબે અંરતિ ધરાય;
માયા મોસો લોભથી, ફરે ઠરે ન જરાય.

ચેત ચતુર થઇ ચેતન વ્હાલા ? આગળ છે તોફાન. ૬
વીર થવાને વીર પ્રભુનું, શરણુ લે સુખ ખાણુ;
વિનય મુનિ તક ઉત્તમ આવી, ફરી ન મળશે માન. ૭

## (૧૦) ઉન્મત્ત મનવાને ઉપાલંભ (ઠપકો) ગઝલ.

અરે ઓ પાપીરે મનવા ? ઘડી તું ઈશ ભજવા દે;
જરા ઉપાધિ તજવા દે, સુખદ સાચું સમજવા દે. ૧
કંઇ સુકૃત્ય કરવા દે, સુઠામે ઠીક ઠરવા દે;
સદાચારે વિચરવા દે, ધરમનું ધ્યાન ધરવા દે. ૨
સદા ચાલે અરે આડો, બન્યો મસ્તાન જયું પાડો;
છતી આંખે બન્યો બાડો, થયો પાપો વિષે જાડો ૩
ધરૂં જ્યાં ધર્મનું, ધ્યાન નડે ત્યાં આવી નાદાન;
ભુલાવે ભ્રાંતિમાં ભાન, ફરે થઇ નિત્ય મસ્તાન. ૪
હવે કંઇ હિત સમજવા દે, પ્રભુના જાપ જપવા દે,
કરેલા કર્મ ખપવા દે, સુખે સંસાર તરવા દે. ૫
અઘટ ઘાટો ઘડે નિત્યે, પડે કુપંથમાં પ્રીતે;
ડરે નહિ કોઇથી ચિતે, તને કોઇ નહિ જીતે. ૬
વહાલા ? થા જરી ડાહ્યો કીચડમાં રે શું લલચાયો ?
અધમ અંધો બની ધાર્યો, સુધર્મે રે ન સંધાયો ૭
ચપળ છે માંકડો જેવો, ખરે તું છે ચપળ તેવો;
નથી કંઇ જંપરે વળતો, નથી ઉન્માદરે ટળતો. ૮
વિનયમુનિ વદે ભાવે, હૃદયને સંત ઉપજાવે;

કુપંથેથીજ અટકાવે, સુખો તે મોક્ષના પાવે. ૬

## ૧૧) દીન પશુઓની મહાજન પ્રત્યે સનમ્ર અરજી ગઝલ.

યાળુ ઓ ! સુખી મહાજન ! અમારી સાંભળો અરજી ?
ાકારી સૌ સુણાવીએ, અમારા દુઃખની અરજી ? ૧
શુ જાતિ અમારી આ, પુરા પાપે મળી અમને;
ાનુષ્યની ઉચ્ચ પદવી આ, મળી તો ધન્ય છે તમને. ૨
અમારાં દુઃખડાં સામું, નિહાળો નેત્ર ઉઘાડી;
ા સારૂં સાંપડે ખાવા, ભોગવીએ ભૂખને દહાડી. ૩
ાથી રહેવા તણું ઠામ, રખડીએ દુઃખમાં આમ;
તમોને સાંપડયા ધામ, અમારૂં કષ્ટ કાપોને ? ૪
ખમો સૌ રંક જાતિની, દયાળુ થઇ દુવા લેજો;
ખરૂં એ પુન્યં ભાતું છે, વિચારી ઉરમાં જોજો. ૫
દયા પાળી પુરા પ્રેમે, શશકની હસ્તિ અવતારે;
થઇને મેઘ કુમાર, ગયા મોક્ષેજ ઉતારે. ૬
મળ્યા તમને સુખો સારા, મળ્યા આ ભવ્ય ઉતારા;
મળ્યા સુત દ્રવ્ય ને દારા, દયાના એ ફળો પ્યારા. ૭
અમો દુઃખી પશુઓની, લીઓ સંભાળરે વહાલા !
ભટકીએ ભૂખના દુઃખે, વહે છે આસુની ધારા. ૮
દયા લાવો ? દયા લાવો ? દયાળુઓ ! દયા લાવો ?
અમારા પ્રાણુ ઉગારી, લીઓ લક્ષ્મિ તણો લાવો ? ૯
અમારા દુઃખની અરજી, ઉતારો અંતરે વ્હાલા !

(૧૨) લોભે સજ્જનતા તજે, લોભે દુર્જન થાય;
લોભે સગપણ ના ગણે, લોભે દે અન્યાય.

---

શ્રીમંતો પુન્યશાળીઓ ! સુણો સહુ વૃદ્ધ ને બાળા !
દયાથી સુખ સહુ થાશે, દયાથી દુઃખ સહુ જાશે;
સદા આણંદ વરતાશે, દયાથી મોક્ષ સુખ થાસે.
**વિનય મુનિ** વદે ભાવે, ગઝલ એ પ્રેમથી ગાવે;
પશુ પોકાર સુણાવે, દયાળુ દિલ દયા લાવે.

## (૧૨) સુખી શ્રીમંતો પ્રત્યે ગરીબની વિનતી

અરે ઓ ! સુખીઆ લોકો ! દુઃખીને ના ભુલી જાશો;
દુઃખીને ના ભૂલી જાશો, **દુઃખીને ના ભૂલી જાશો.** અરે. ૧
મનુષ્યની પદવી પામીને, ન રંકોને ભૂલી જાશો;
અરે ઓ ! સુખીઆ લોકો ! **દુઃખીને ના ભૂલી જાશો.** અરે.
ક્યાં સત્કર્મ જે પૂર્વે, સુફળ તેનુ સ્વીકારીને;
હવે સુખમાં થઇ શોખીન, **દુઃખીને ના ભૂલી જાશો.** અરે.
થયા શ્રીમંત કે રાજા, પ્રભુની તે દયા જાણો;
પ્રભુ આજ્ઞા ઉથાપીને, **દુઃખીને ના ભૂલી જાશો.** અરે. ૪
અવિદ્યાથી દુઃખી લાખો, અનંતા ભૂખથી ભટકે;
પીડાતા સેંકડો દર્દે, **દુઃખીને ના ભૂલી જાશો.** અરે. ૫
ખીલેલું પુષ્પ ખરવાનું, જે આવ્યું તે જવાનું છે;
કર્યું હાથેજ તે સાથે, **દુઃખીને ના ભૂલી જાશો.** અરે. ૬
ઉદય ને અસ્ત છે સહુનો; કરે અભિમાન મુર્ખાઓ;
છે ભરતી ઓટ લક્ષ્મીની, **દુઃખીને ના ભૂલી જાશો.** અરે. ૭
તમે છો શ્રેષ્ઠ રંકોથી, પ્રભુ છે સર્વથી મોટો;

હિ કદીએ ભૂલે તમને, દુ:ખીને ના ભૂલી જાશો. અરે. ૮
ખીને જો ભૂલી જાશો, પ્રભુ તમને ભૂલી જાશે;
જબ થાશે તો દુનીયામાં, દુ:ખીને ના ભૂલી જાશો અરે. ૯
વિનય મુનિ વદે ભાવે, ગઝલ એ પ્રેમથી ગાવે;
દુ:ખી પોકાર સુણાવે, દયાળુ દિલ દયા લાવે. અ.રે. ૧૦

**(૧૩) અહા શું ? સ્વર્ગના સુખો ? ગઝલ કવ્વાલી.**

અહા શું ? સ્વર્ગના સુખો, મળે નહિ લેશ જ્યાં દુ:ખો;
શશી શમ છે વિમળ મુખો, અહા ! શું સ્વર્ગના સુખો ? ૧
સુગંધી પુષ્પ શય્યામાં, પલંગે ઉપજે દેવો;
અનુપમ દિવ્ય વૈમાનો. અહા શું ! સ્વર્ગના સુખો ? ૨
તુરત ત્યાં દેવીઓ ચાર, કરે આવી સુઉચ્ચાર;
અહો ! તુમ ધન્ય અવતાર ? અહા શું ! સ્વર્ગના સુખો ? ૩
અહો સ્વામી ! અહો દેવ ! અહો ! તુમ કીજીએ સેવ;
સુપુન્યેથી થયા દેવ ! અહા શું ! સ્વર્ગના સુખો ? ૪
કીધા સદ્ધર્મ ને દાન ! કીધા સત્પુન્ય સન્માન;
ફળો તેના મળ્યા સ્વામ ! અહા ! શું સ્વર્ગના સુખો ? ૫
નિહાળે નાટકો ભવ્ય, નિહાળે દેવિઓ દિવ્ય;
સદા સુખો અભિનવ્ય. અહા શું ! સ્વર્ગના સુખો ? ૬
કરે અમૃતનો આહાર, ધરે સુપુષ્પના હાર;
જીવન જેનું મનોહાર, અહા શું ! સ્વર્ગના સુખો ? ૭
શરીર છે રત્નમય જેને. ન રોગો કે જરા તેને;

(૧૪) ભાણ્યું અંતર લોભીને, કરતા વાર ન કાય;
અધરાયો લોભી સમો, દીઠો નાહિ જગમાય.

અનુપમ કાંતિ છે એને, અહા શું ! સ્વર્ગના સુખો
સહસ બે વર્ષ વહી જાય, નાટક એક નિરખે ત્યાંય;
સદા આયુષ્ય સુખમાય, અહા શું ! સ્વર્ગના સુખો!
સુકૃત્યો જે કરે ભાવે, સુખો તે સ્વર્ગના પાવે;
વિનય મુનિ વદે ભાવે, ગજલ એ પ્રેમથી ગાવે

## (૧૪) આત્માને પવર હિતબોધ ગઝલ કવાલી.

કરી લ્યો હિત કંઈ વ્હાલા, તમારા આત્મને માટે;
ઠગાઓમા અરે ઠાલા, તમારા આત્મને માટે. ૧
ધરો ઉર ધર્મના ધારા, તમારા આત્મને માટે;
કરો દૂર કર્મના ભારા, તમારા આત્મને માટે. ૨
કહે સત્પુરૂષો નિત્યે, તમારા આત્મને માટે;
સુણો સદ્‌વાણીને પ્રિતે, તમારા આત્મને માટે. ૩
સુપાત્રે દાન દ્યો રૂડાં, તમારા આત્મને માટે;
કરો ના કૃત્ય કંઇ કુડાં, તમારા આત્મને માટે. ૪
મનુષ્યનો જન્મ આ પામ્યા, તમારા આત્મને માટે;
પુરા પુન્યો ખરે જામ્યા, તમારા આત્મને માટે. ૫
સુ સાધુ સંગને સાધો, તમારા આત્મને માટે;
સદા સુ વૃત આરાધો, તમારા આત્મને માટે. ૬
ભજો ભગવંતને ભાવે, તમારા આત્મને માટે;
દુઃખોનો અંત તો આવે, તમારા આત્મને માટે. ૭
નથી આ દ્રવ્ય કે દારા, તમારા આત્મને માટે;
નથી આ પુત્ર તન પ્યારા, તમારા આત્મને માટે. ૮

સુખદ ગુરૂદેવ છે ધર્મ, તમારા આત્મને માટે;
ગ્રહી લ્યો પંથ એ પર્મ, તમારા આત્મને માટે. ૯

ગણો ભ્રાતા જીવો સર્વ, તમારા આત્મને માટે;
તજો નિજ અંતરે ગર્વ, તમારા આત્મને માટે. ૧૦

વિનય મુનિ વદે વાણી, તમારા આત્મને માટે;
સુણી લ્યો શિખ શાણી, તમારા આત્મને માટે. ૧૧

## (૧૫) આત્માને પ્રવર હિતબોધ ગઝલ કવ્વાલી.

કર્યું શું જન્મીને સુકૃત, તમારા આત્મને માટે;
વિચારો ચિત્તમાં સકૃત, તમારા આત્મને માટે. ૧

ન કરવાનું કીધું કાંઇ, તમારા આત્મને માટે;
ન શાસ્ત્રામ્રત પીધું કાંઇ, તમારા આત્મને માટે. ૨

ન દેવાનું દીધું કાંઇ, તમારા આત્મને માટે;
ન લેવાનું લીધું કાંઇ, તમારા આત્મને માટે. ૩

ન પીવાનું પીધું કાંઇ, તમારા આત્મને માટે;
ન પાપે મન બીધું કાંઇ, તમારા આત્મને માટે. ૪

હુવે તો નેત્ર ઉઘાડો, તમારા આત્મને માટે;
ન ખોદો ખોપનો ખાડો, તમારા આત્મને માટે. ૫

ઘણું ઉંઘ્યા હુવે જાગો, તમારા આત્મને માટે;
ઉઠો પ્રમાદને ત્યાગો, તમારા આત્મને માટે. ૬

ન હોયે દેખવા દુઃખો, તમારા આત્મને માટે.
સહુને આપજો સુખો, તમારા આત્મને માટે. ૭

સદાચારે સદા ચાલો, તમારા આત્મને માટે;
કુપંથોના વૃથા ઝાલો, તમારા આત્મને માટે. ૮

(૧૬) માટે એવા લોભને, તજો ભજો કિરતાર; [ગઝલ
વિનય મુનિ ભાવે વદે, તો પામો ભવપાર.

કરો પરમાર્થને સારા, તમારા આત્મને માટે;
નથી ભાડુતી ઉતારો, તમારા આત્મને માટે. ૯
નથી આ લક્ષ્મી ભંડારો, તમારા આત્મને માટે;
નથી વ્હાલા સગા યારો, તમારા આત્મને માટે. ૧૦
નથી આ મોહની માયા, તમારા આત્મને માટે;
નથી ભાડુતી આ કાયા, તમારા આત્માને માટે. ૧૧
કરો સદ્ધર્મના કામો, તમારા આત્મને માટે;
અચળ સુખો સદા પામો, તમારા આત્મને માટે. ૧૨
વિનય મુનિ વદે વાણી, તમારા આત્મને માટે,
સુણી લ્યો શિખ આ શાણી, તમારા આત્મને માટે. ૧૩

(૧૬) હજી મોહ મમતા ન ટળી. ગઝલ કવ્વાલી.

ટળી ના મોહને મમતા, ધરી ના શાન્તી ને સમતા;
ભૂલ્યો ભવ ભ્રાંતિમાં ભમતા, ડુબ્યો અજ્ઞાનમા ક્રમતા. ૧
મળી આ જીંદગી એવી, અમુલખ રત્નના જેવી;
વધુ દઉં ઉપમા કેવી, દવા સંજીવની તેવી. ૨
ગયા રાણા નજર તારી, તજી નિજ મહેલને ભારી;
વૈભવ ધન સુખને પ્યારી, વિચારી જો તુ નિરધારી. ૩
નથી ધન ધામ આ તારા, વૃથા તું માન મા મારા;
ભજી લે સંતને સારા, તજી દે તત તું તારા. ૪
વિનય મુનિ વદે ભાવે, ગઝલ એ પ્રેમથી ગાવે;
સુબોધે સત્ય સમજાવે, ન સમજે તે ખત્તા ખાવે. ૫

---

ગઝલ સુલતાન ચોથા ભાગ ૪ થો. સમાપ્ત.

દ૪૯

ગુણાનુરાગી કવિવર્ય મુનિશ્રી વિનયચંદ્રજી વિરચિત.

# વિનય બોધ ગરબાવળી.

## (૧) શ્રી મહાવીર જયંતી વિષેનું ગીત.

( રાગ. આજે દાદાજીના રાજમા. કાલે જાવુ પરદેશ જો. )

આજ હરખ વધામણા, આણંદ મગળ આજ જો. એ ટેક.
જન્મ મોચ્છવ શ્રી મહાવીરનો, જય જય મગળ જીનરાજ જો, ૧
ધન્ય ત્રીસલા દેવી માતને, ધન્ય ભાગ્ય અપાર જો,
રત્ન સમાન સુપુત્રને આપ્યો અમુલ્ય અવતાર જો - આજ૦ ૨
સૂર્ય ઊગ્યોરે સોનાતણો, મોતીડે ઊઠયા રૂડા મેહજો;
ધન્ય જગતના જીવને પુન્ય પાવન દેહ જો. —આજ૦ ૩
ચોસઠ ઇંદ્ર આવી તીહાં, કરે મોચ્છવ સુખકાર જો.
ગુણ ગાવે જીનરાજના, મંગળ ગીત નરનાર જો. -આજ૦ ૪
છપન દેવ કુમારીકા, હરખે પ્રભુ ગુણ ગાય જો.
આશિષ્ય દે દેવીઓ મળી. ચીરં જીવો જીનરાય જો. -આજ૦ ૫
ધન્ય સિદ્ધારથ રાયને વધામણી સુણી ત્યાય જો;
દાન દીધાં અતિ રંગથી, હૈડે હર્ષ ન માય જો. -આજ૦ ૬
ભવિ જીવોને રે તારવા, પ્રભુ ધર્યો અવતાર જો,
ધન્ય ઘડી ધન્ય ભાગ્યછે, ધન્ય ધન્ય નર નાર જો, -આજ૦ ૭

(૨) પ્રણમું વીર જીણુંદને, સમરૂં ગૌતમ સ્વામ;
બોધ વિવિધ હ્રુદયે ધરી, કર પરમારથ કામ.

---

અંજવાળા થયા ત્રણે લોકમાં, પ્રભુ જન્મ જયવંત જો,
ત્રણ જ્ઞાને કરી દીપતા, જય જય શ્રી ભગવંત જો .–આજ૦ ૮
દેવ દેવીઓ ગગન મધ્યે, બોલે જય જય કારજો,
ધન્ય પ્રભુ ધન્ય માતને, ધન્ય ધન્ય અવતાર જો. –આજ૦ ૯
ચૈત્રસુદી તેરસદીને, પ્રભુ જન્મ મધરાતજો,
ત્રીસલાં માતાજીને ઓરડે, આણંદ મંગળ અવદાત જો. ૧૦
કર જોડી હરખે વદે **વિનયચંદ્ર મુનિરાય** જો,
જય બોલો શ્રી **મહાવીરનો** જય જય મંગળ જીનરાયજો.૧૧

**(૨) પજુસણ પર્વ વિષેનું ગીત—રાગ ઉપરનો.**

પર્વ પજુસણ આવીયા, રૂડા મંગળ દીનજો–એ ટેક૦
ધર્મ ધરો તમે ભાવથી, પ્રભુ ભક્તિ થઈ લીનજો–પર્વ૦ ૧
ધન્ય ઘડી ધન્ય ભાગ્ય છે, ધન્ય દીવસ આજજો;
લાવો લેજો રે લક્ષ્મી તણો, ધરજો ધર્મની દાઝજો–પર્વ૦ ૨
મોહ માયા મમતા તજો, તજો રાગને દ્વેષજો;
કામ ક્રોધ ને નિંદા તજો, તજો કજીયા કલેશ જો–પર્વ૦ ૩
દાન દેજો શુભ ભાવથી, સુણજો શાસ્ત્ર વચનજો;
ધ્યાન ધરો નવકારનું, કરી નિર્મળ મનજો–પર્વ૦ ૪
તપશા કરજો રૂડા ભાવથી, તપથી કર્મનો ક્ષયજો;
સમતા ધરજો તપસા વિષે, થાશે આત્મનો જયજો–પર્વ૦ ૫
પદ નિદ્રાને પરિહરો, હરો પંચ પ્રમાદજો;
સાર વસ્તુને સંભાળજો, કરો અસાર બાદજો–પર્વ૦ ૬

કૌરવ પાંડવ એક કુળ, સંગે ગુણ વિપરીત;

પર્વ સર્વમાં શિરોમણી, પર્વ પજુસણ જાણજો;
આધિ વ્યાધિ ઉપાધિ તજી, સુણો સોળે વખાણજો-પર્વ૦ ૯
આજ હરખ વધામણા, આણંદ મંગળ આજજો;
ધન્ય ધન્ય તે નર નારને, પાળે પર્વ શિરતાજજો-પર્વ૦ ૮
ભાવ ધરી હરખે વંદે, વિનયચંદ્ર મુનિરાયજો;
જય બોલો શ્રીમહાવીરનો, જય જય મંગળ થાયજો-પર્વ૦ ૯

## (૩) ગુરૂ સ્તુતીની ગરબી

( આવોને નંદલાલ રમવા આવોને રે એ રાગ. )

સદ્ગુણ ના ભંડાર, આનંદી ગુરૂ મારા;
શીવ સુખના દેનાર, આનંદી ગુરૂ મારા એ ટેક૦
ભલે ભાગ્યે ગુરૂરાજ પધાર્યા, વીનય વિવેક વિચાર વધાર્યા,
આવી શ્રાવકને સુધાર્યા. આનંદી૦ ૧
પંચ મહાવ્રતનાં ધરનારા, સહુ જીવને સુખ ના કરનારા;
તારી અવર તરનારા. આનંદી ૨
અવગુણ મેલ મીટાવણ હારા સદ્ગુણસત્ય શીખાવણ હારા;
શુદ્ધ આચાર વિચારા. આનંદી૦ ૩
મોહ માયા મમતાને મટાડે, જ્ઞાન દઈ અજ્ઞાન ઘટાડે;
અવિચળ સુખ ચખાડે. આનંદી૦ ૪
પંથ તમામ તજાવીને અવળા દેખાડે પુણ્યના પંથ સૌ સવળા;

આ ગરબી ગુરૂમહારાજના શુભ આગમન વખતે પણ ગાઇ શકાયછે. પણ તેમાં "આનંદી ગુરૂ મારા" એ બદલે 'આનંદી ગુરૂ આવ્યા" કહેવું.

(૪) પુર્ણ જ્ઞાની જન જે હશે તે ગુણ ગંભીર થાય; [ગરબાવળ
સાગર જળ જુઓ કદી, છલકાયું નવ જાય;

વરવા ને કેવળ કમળા આનંદી૦
કોટી ઉપાય કરો કદી કોઈ, દેશ પરદેશ ફરો વળી જોઈ,
ગુરૂ વીના જ્ઞાન ન હોઇ. આનંદી૦
સદ્દગુરૂ સરણ વીના નહી હોઇ, સાચું સંસારમાં સગપણ કોઈ;
વાંદુ જોડી કર દોય. આનંદી૦
ગુણવંતા ગંભીર ને ધીર, સમતા માહી છે મહા સુરવીર;
વાણી મીઠી જેવી ખીર, આનંદી૦
ચાલો સૌ આજે રંગે ઉમંગે, શણગાર સદગુણની સજી અંગે,
વાંદસુ ગુરૂ ઉછરંગે. આનંદી૦
ગુણવંત ગુરૂતણા ગુણ ગાય, તેહના પાતક હરી જાય;
વંદે વિનયમુનિરાય. આનંદી૦

(૪) મહા વૈરાગી શ્રી જંબુ સ્વામીની ગરબી.

ઝીણી આને ઝબુક વીજળિરે—એ રાગ.

બોધ સુણી સુધર્મા સ્વામીનોરે, જંબુ માગે રજા કહે માય;
કુંવરજી કેમ કરી સહેસો જોગનેરે. એ ટેક૦
સંજમ સહેલુ છે નહીં કુંવરારે, કંચન કાયા જસે કરમાય. કુ
પંચ મહાવ્રત છે મેરૂ તુલ્યનારે, જાણજે ખાંડા કેરી ખરે ધાર. કુ.
બાવીસ પરીસા છે અતી આકરારે, ખમસો કેમ કરીને કુમાર. કુ
ચળકતા શ્યામ વર્ણના કેસનેરે, ચુંટવા ભાજી બકાલાની જેમ કુ
થાસે પાછળથી તુને ઓરતોરે, કીધો મેઘ કુમારે જેમ. કુ
ત્યાં નથી ગાદીને ગાલ મસુરીયારે, નથી કાંઇ હેમ હીંડોળા ખાટ.

સાનો કુંવર કેણુ આ માયરૂરે, ઘડાસે પછી ત્યાં અવળા ઘાટ. કું.
ઘરઘર ભીક્ષા માગવી દોહીલીરે, દોહીલી શરમ તજવી ત્યાંય. કું. ૫
ભાવ મુનિ કહે નહી હું સીયાળીઓરે, થઇસ હુ સાંકુલો સિંહ ત્યાંમાય.
આંઠે અપછરા આવી કહેરે, અમને કેમ તજો પ્રાણનાથ. કું. ૬
કુંવર કહેજો હોય ઘણી પ્રીતડીરે, તો તમે ચાલો અમારી સાથ, કું.
બુઝવ્યા સાત પીતા સાસુ સાસરારે, તેમજ બુઝવી આઠે નાર. કું. ૭
બુઝવ્યા પ્રભવાદિક સહુ ચોરનેરે, લીધો પ્રભાતે સંજમ ભાર. કું. ૮
દીક્ષા લઇને કર્મ ખપાવીયારે, પહોંચ્યા શીવપુર પાટણ માય. કું.
ભાવધરી ભલાભાવાપુર બંદરેરે, મુનિ વિનયચંદ ગુણ ગાય. કું. ૯

## (૫) સહા વૈરાગી એવંતા કુમારની ગરબી.

પોલાસપુર સહા વીરજી પધારીયારે, ગૌતમ આદિ લઇ અણગાર;
વૈરાગી વંદુ એવા કુમારનેરે. એ ટેક.
અનુસતિ લઈ ભેક્ષાને પારણેરે, ગૌતમ રૂષી નગરમાં જાય. વૈ. ૧
ફરતા દીઠા લઘુ કુમારનેરે, જેની આઠ વરસની કાયા વૈ.
કાયા કંચન વરણી ઓપતીરે, દેખી બાળક મન હરખાય વૈ. ૨
બે કરજોડી પુછે મુની રાયનેરે પુરમાં શા કારણ ફરાય. વૈ.
સધ્યાન કાળમાં શીર વળી ટાલ છેરે, નથી દાઝતા આપના પાય? વૈ.
સાંભળી બાળના બોલ રળીઆમણારે, ઉપનો આણંદ ઉર અપારરે;
ભીક્ષા કારણ બતાવ્યું રૂષિએરે, બાળ કહે આવો અમારે દ્વાર વૈ.૪
આપને જોસે તેવું વહોરાવસુંરે, એમ કહી નીજ ઘેરે લઈ જાય. વૈ.
સુરતરૂ ફળ્યો અમારે આંગણેરે, માતા વોરાવેરે ઉમંગ લાય. વૈ.૫

(६) મોટાની સાથે મળે, મોટા સમ ગુણ થાય; [ ગરબાવળી
નદી જળ મીઠું સાગરે, ભળતાં ખારૂં જણાય;

મુનિવર આહાર વેરીને પધારીયારે, બાળ પુછે કિંહા તમારો વાસ વૈ
વીર પ્રભુ પાસે અમારો વાસ છેરે, ચાલ્યા સાથે આણીને હુલ્લાસ વૈ.૬
કુંવર કહે ઝોલી દ્યો હાથમાંરે; સુકુમાર સરીરે ભાર ન લેવાય વૈ.
ગૌતમ મુની કહે સુણ બાળુડારે, દીક્ષા દીએ તેને દેવાય. વૈ. ૭
દીક્ષા લઇશ ભાર દીઓ હાથમાંરે; આજ્ઞાકેની માયે મેલ્યા સાથ વૈ.
જીનવર વાંદી રજા લૈ માતનીરે સંજમ લીધોજી મનને હુલ્લાસ, વૈ૮
થીવર સાથે થંડીલે પધારીયારે, બાળ મુની ક્રીડા કરે જળ માંય. વૈ.
મુકી નીરમાં તરતી પાતરીરે, જોઇ રમત રાજી થાય. વૈ ૯
થીવરે આવી બાલ સમજાવીયોરે, આપણો નહી એવો વહેવાર. વૈ.
હીંસા કરવા થકી છ કાયનીરે હોવે નર્ક તણો અવતાર. વૈ. ૧૦
થીવર પુછે એના ભવ કેટલારે, પ્રભુ કહે છેલી છે એની કાય; વૈ.
પાપની માફી લઈ ગુરૂ સાખથીરે જ્ઞાન લઇ શીવપુર પાટણ જાય વૈ.૧૧
ધન્ય ધન્ય બાળ મુનિ એવંતનેરે જેણે સફળ કર્યો અવતાર. વૈ.
બે કર જોડી **મુનીવિનયચંદજી** રે કરે છે વંદણાવારંવાર. વૈ. ૧૨

**(६) મરૂદેવી માતાની ગરબી**–રાગ–ડોલરીયો ફુલજી રે લોલ.

રૂષભજી ઉતર્યા બાગમાં રે લોલ,
કેવળ લઈ અયોધ્યામાંય–ભરતરાય ભાવથી રે લોલ–એ ટે
શ્રેષ્ઠ સુણી વધામણી રે લોલ, મુગટ વરજી દાન દેવાય-ભરત૦
હુકમ કર્યો પ્રધાનને રે લોલ, સેના લઈ દરસન કરવા જાય–ભરત
સહસ્ર વરસથી ઝુરતાં રે લોલ, જોડે લીધાં મરૂદેવી માય–ભરત૦
હોદે બેસારીયાંરે લોલ, હરખે દાદી અતી ઉરમાંય–ભરત

ત્રીગડાગઢની રચનારે લોલ, આંગળી કરી દેખાડે રાય-ભરત૦ ૩
તારા પુત્રની સાહેબીરે લોલ, ન મળે ત્રણ જગતની માંય-ભરત૦
માત વિચારે ચિતમાંરે લોલ, મેં તો જાણ્યું રૂષભ દુઃખી થાય-ભરત ૪
ત્રણ ભુવનનો ઉપરી રે લોલ, તો કેમ ડોસીની સાર લેવાય-ભરત૦
હું રે કેની એ કેહનોરે લોલ ? જગ સહુ સ્વારથીઓ કહેવાય-ભરત૦૫
અનિત્ય ભાવના ભાવતાંરે લોલ, હસ્તી હોદ્દે માતા સિર્વ જાય-ભરત૦
ભાવ વડો સંસારમાં રે લોલ, ભાવે **વિનયચંદ** ગુણ ગાય-ભરત૦ ૬

## (૭) શ્રી પાર્શ્વ પ્રભુના પરિષા વિષે.

રાગ—મુને રસ્તા વચે રોકીરે છેલ જબીલ છેગાળા

વામા દેવીના નંદનરે. સંજમ લઇ વનમાં જાવે,
તપ જપ ક્રીયા કરી ઘાટારે, પારસ પ્રભુજી તન તાવે. ૧
તીણ અવસર અમર કમઠોરે, અવધવડે અરિહંત ભાળે;
પરભવનું વેર સંભારીરે, ક્રોધ કરી ત્યાંથી ચાલે. ૨
ઊભા છે કાઉસગ ધ્યાનેરે, અદભુત રૂપ કરી બીવરાવે;
કૈલાસીસમ પ્રભુ જાણી રે, શીત પરિસહ ઉપજાવે. ૩
સુર ત્યાંથી વેગે સધાવીરે મેઘ માળી તેડી લાવે;
વળી કઠણ પરિસહ દેવારે, વાને પણ સાથે લાવે. ૪
વીજળી ઝબકારા કરતીરે, ઝમઝટ જળ ત્યાં વરસાવે;
જંગલના ઝાડ પહાડોરે થરથર તેને કંપાવે. ૫
પણ ત્રેવીસમા જીન રાયારે. અચળ પણે રહી ધ્યાન ધરે;
કદી ગંભીર ગુણ ભરેલોરે, હસ્તિ ડરે નહિ સો કુતરે. ૬

(૮) સારા નરસા સર્વનો, ક્રોધ કરે છે નાશ; [ ગરબાવળી
અગ્નિ ભક્ષે સર્વને, પડે જે જઇ પાસ.

---

નાસાસમ નીર ભરાણારે ધરણીધર આસન ચળીયું;
પદ્માવતી સાથે દેવીરે આવી પ્રભુજીનું કષ્ટ હર્યું. ૭
શિક્ષા સુરને ત્યાં આપીરે, ધરણીધર નિજ ઘર જાવે;
પ્રભુ પારસ કેવળ પામીરે વિનય વડે સિવપદ પાવે. ૮

## (૯) સતી સીતાજીની ગરબી.

ટહલક જાઇને વાલમ ભલે આવ્યા—એ રાગ.

વિસમા શ્રી મુનિ સુવ્રત વારે, થયા રામચંદ્ર અવતારીરે;
સતી સીતા સીરોમણી—એ ટેક.
બાર વરસ વનવાસમાં વેઠ્યા પછી અયોધ્યામા પેઠારે સતીસી. ૧
રોજ રાત્રે પ્રભુ પુરમાં પધારે સાંભળવા લોકની વાણીરે સતીસી.
એમ ફરતા આવ્યા ધોબી આવાસે ધોબી નિજ નારને ત્રાસેરે સતીસી.
આવડી મોડી રાત ક્યાં તું રોકાણી સ્વેછાચારી તું જણાણીરે? સતીસી
એકવીસ રાત વેરી ઘરમાં રોકાણી તોય રાખે રામડો રાણીરે. સતીસી૩
ક્રોધ કરી કહે મારીજ નાખું પણ હવે ઘરમાં ન રાખુંરે. સતીસી
વચન સુણી રામ મંદીર આવે; ફરી વનવાસ દેવરાવે રે. સતીસી.૪
સાંભળી જનકબાળા હૈડે વિચારે, વાંકવિના નાથ કેમ મારે, સતીસી.
લોક મળી સહુ અરજ ફરમાવે; સીતાજી વન કેમ જાવેરે, સતીસી.૫
વચન સુણી રામ ન્યાય બતાવે; સત્ય બહારપાડી ઘેર આવેરે સતીસી.
વાત સુણી સીતા આવે દરવાજે, લોક બોલે વિવિધઅવાજેરે.સતીસી૬
દુષ્ટ ધોબીડો વદે એવી વાચા પડે અગ્નીમાં તો સાચ રે સતીસી.
ખાઇ ખોદી નાંખે ખેરના અંગારા સાતવામછેજેનીજવાળારેસતીસી.૭

પંચ પરમેષ્ટીનું ધ્યાન ધરીને પડે તે હીંમત ધરીને રે. સતીસી.
શિયળ પ્રભાવે થયું ત્યાં પાણી બેઠા પદ્માસન વાળી રે સતીસી. ૮
રામચંદ્રજી ત્યાં શીશ નમાવે લોક સહુ મોતીયે વધાવે રે સતીસી.
મોટા મહોત્સવથી ગામમાં લાવે બિનયચંદ ગુણ ગાવે રે. સતીસી.૯

## ૯ મુની મહારાજ પધારતાં શ્રાવક શ્રાવીકાનો ઉલ્લાસ.

વાલાજીની વાટડી અમે જોતારે—એ રાગ.

સુણો એક વધામણી સારીરે તેતો સરવને છે હીતકારીરે
બોધ આપસે ગુરૂ પધારી, ચાલો જઇએ વાંદવાને ઉમંગેરે. ૧
જેની વાણી અતી ગુણ વાળીરે, ચાલો જીવ જોઇને સંભાળીરે;
આજ આપણે દીન દીવાળીરે ચાલો જઇએ વાંદવાને ઉમંગેરે. ૨
ગુરૂ વાંદતા છે ફળ કેવારે સુખ સમાધી પામીએ એવારે;
વળી પરભવ મુકિતના મેવા, ચાલો જઇએ વાંદવાને ઉમંગેરે. ૩
સુભ ભાગ્યથી આહી પધારેરે, આવી શ્રાવક સહુને સુધારેરે;
દોષ દુરે કરી ગુણ ધારે, ચાલો જઇએ વાંદવાને ઉમંગેરે. ૪
કરી વિનય ગુરૂ સેવા સાધીરે, નવકાર મંત્રને આરાધીરે;
પોતે પાસે પમાડે સમાધી, ચાલો જઇએ વાંદવાને ઉમંગેરે. ૫
સાધુ વાંદતાં **રેવતી** બાઇરે, પ્રેમ ધરી વાંદ્યા ચિતલાઇરે;
બાંધ્યુ ગોત્ર તિર્થંકર ભાઇ ચાલો જઇએ વાંદવાને ઉમંગેરે. ૬
ગુરૂ વાંદતાં લીજીએ સાતારે બાંધે પરભવના સુભ ભાતારે;
પાસે વળી આ ભવ પુરણ તાતા ચાલો જઇએ વાંદવાને ઉમંગેરે ૭
સતી **ચંદન બાળા** કુમારીરે; વાંદ્યા **વીર પ્રભુ** ચિત્ત ધારીરે;

મોક્ષ ગયાં કર્મ રિપુને મારી, ચાલો જઇએ વાંદવાને ઉમંગેરે; ૮
વ્રત ધારી અને ગુણકારીરે, રૂડાં પંચ મહા વ્રત ધારીરે;
જેની વાણી અતી સુખકારી, ચાલો જઇએ વંદવાને ઉમંગેરે. ૯
જેના દર્શન ચાહે ભુપાળો રે, પર નિંદાની ટેવને ટાળોરે;
ગુરૂ વાંદી આતમ અંજવાળો, ચાલો જઇએ વાંદવાને ઉમંગેરે. ૧૦
જેહ મોહ મિથ્યાત્વને ત્યાગેરે, જેના દેશમાં ડંકા વાગેરે,
વળી અન્યની ભ્રમણાઓ ભાંગેરે, ચાલોજઇએવાંદવાનેઉમંગેરે.૧૧
મહા પાતકી **રાય પરદેસીરે,** પણ આવી મળ્યા ગુરૂ કેસીરે
તેથી ટળી ગઇ ફરવી ચોરાસી, ચાલોજઇએ વાંદવાનેઉમંગેરે. ૧૨
માટે વાંદવા સરવે ચાલોરે, સત્ય મારગને તમે ઝાલોરે;
તો તો શિવ તણાં સુખ માલો, ચાલો જઇએવાંદવાને ઉમંગેરે. ૧૩
જેને સત્સંગ નહીજ કરાણોરે, પિંડ પાપતી તેનો ભરાણોરે;
તેતો જમનો થઇ જાસે પરોણો, ચાલો જઇએ વાંદવાને ઉમંગેરે. ૧૪
નીચ ગોત્રને તે કાપી નાખેરે, વળી આજ્ઞા સહુ શીર રાખેરે;
એમત્રીસલાના નંદન ભાંખે, ચાલો જઇએ વાંદવાને ઉમંગેરે. ૧૫
શ્રી ઉમેદચંદજી સ્વામીરે, મુનિ હર્ષચંદ્ર શિર નામીરે.
મુનિવિનય વદે સુખ કામી, ચાલો જઇએ વાંદવાને ઉમંગેરે. ૧૬

## (૧૦) સમજુ બહેનોને હિત શિખામણ.

ત્રીસલા ઉર મહાવીર જન્મ્યારે. ચૈતર તેરસ અજવાળી—એ રાગ.

કહું એક શીખામણ સારી રાજ, સાંભળજો બેની ભાવે—એ ટેક
તે તમને છે હીત કારી રાજ. સાંભળજો૦

મોંઘો માનવ ભવ પામી રાજ. સાંભળજો૦
ભજજો શ્રી અંતરજામી રાજ. સાંભળજો૦
સદ્‌ગુરૂનો સંગજ કરજો રાજ. સાંભળજો૦ ૧
સુવચન તેનાં ચિત્ત ધરજો રાજ. સાંભળજો૦
હરિજન સંગત પરિ હરજો રાજ. સાંભળજો૦
પાળો ભાવે વ્રત રૂડાં રાજ. સાંભળજો૦
કદી કામ ન કરજો કુડાં રાજ. સાંભળજો૦ ૨
ભણી ભણતરને ભલી ભાતે રાજ. સાંભળજો૦
સારાં થાજો સહુ વાતે રાજ. સાંભળજો૦
પહેરો શિયળની સાડી રાજ. સાંભળજો૦
વરજો દુરગુણની ખાડી રાજ. સાંભળજો૦ ૩
વસજો સહુ સંપી સાથે રાજ. સાંભળજો૦
નહી આળ દીઓ કોઇ માંથે રાજ. સાંભળજો૦
સદ્‌ગુરૂની શીક્ષા માનો રાજ, સાંભળજો૦
પર હરજો સહુ તોફાનો રાજ. સાંભળજો૦ ૪
કરીને સહુ સારા કામો રાજ. સાંભળજો૦
**મુનિવિનય** સદા સુખ પામો રાજ—સાંભળજો બેની ભાવે ૫

## (૧૧) પર્યુષણમાં ગવાની ગરબી.

(કાંડે કાંડે કાંકણીયાળી ચુડીરે, લાડા પાસે લાડડી દીસે રૂડીરે—એ રાગ.)

આવો બેની આનંદ મંગળ આજેરે; પજુષણ પરણ રૂડાં ગાજે રે.
મેલો મેલો મોહ મમતાને માયારે, ચાલો બેની નિર્મળ કરીયેકાયારે૧

(૧૨) દુર્જન કચર્યા કામના, નવ કચર્યે દે દુખ [ ગરબાવળી
અડેવાણે પગ ચાલતા કાંટા કરે અસુખ.

---

સાંભળજો વીર વચન સહુભાવેરે, શુભ પંથ ગુરૂ ગુણિયલ બતાવેરે
પાળો બેની વ્રત શુભ ભાવેરે, એવો રૂડો અવસર ફરી નવ આવેરેર
પજુષણ પુરણ ભાગ્યથી આવ્યાંરે, તેતો ખરે ભાવિકને મન ભાવ્યાંરે
વેર ઝેર કલેસ કુસંપને ટાળોરે, ભલે ભાવે આતમને અજવાળો રે૩
દીઓ દીઓ દાન મુકી અભિમાનરે, તજો સહુ અંતરના તોફાન રે
ટાળો બેની પર નિંદા પરમાદરે, સાર લઈ અસારને કરો બાદરે,૪
ધન્ય ધન્ય તેહ તણો અવતારરે. સેવે રૂડા પજુષણ સુખકારરે,
કર્યો જેણે સફળ આ અવતારરે વદે મુનિ **વિનયચંદ** હીતકારરે.૫

## (૧૨) ગુરૂ પધારવાની ગરબી.

ગરવા ગણપતીને લાગુ પાયરે—એરાગ.

બેની આજ આનંદ અમારે રે, ગુણવંત ગુરૂજી પધારે રે,
આવી શ્રાવ૦ સહુને સુધારે રે, તરી આપ અવરને તારે રે. બેની ૧
ક્રોધ માન માયાને નીવારે રે, વળી વિનય વિવેક વધારે રે;
રૂડા પંચ મહાવ્રત ધારે રે, ભવસાગર પાર ઉતારે બેની ૨
મહા ભાગ્યથી આંહી પધારે રે, દોષ દુરે કરી ગુણ ધારે રે;
આધી વ્યાધીઉપાધી વિદારે રે, ફળીઆ ભાગ્યઆપંચમઆરેરેબેની૩
જેને સદગુરૂ દર્શન મળીયા રે, તેનાં ભાગ્ય સંપૂરણ ફળીયાં રે
ગળી જાય કુકર્મનાગળીયારે, સુખ એજ જગતમા રળીયાંરે બેની૪
મળ્યો માનવભવ આ રૂપાળોરે, સુભ મારગને તમે ઝાલોરે;
પર નિંદાની ટેવને ટાળોરે, ગુરૂ વાંદી આતમ અંજવાળો રે બેની૫
બેની ચાલો સહુ રંગે ઉમંગે રે, ગુરૂ વાંદીએ મહા ઉછરંગેરે

સદ્ગુરૂ સદા સુખકારી રે, વાંદે વિનયમુનિ હર્ષ ધરી રે. બેની ૬

**( ૧૩ ) સદ્ગુણી સ્ત્રીઓને સદા સંસ્મરણિય સદબોધ.**

(રાય ગોરી હુરે ને હિન્દવાણી ગરાસીયા ગજ્યા રે લોલ—એ રાગ)

સહીયર સ્નેહ ધરી સુખકારી શિખામણ સાંભળોરે લોલ;
સહીયર ભાવે ભજો ભગવંત તજી મન આમળોરે લોલ. ૧
સહીયર માનવનો અવતાર, મળ્યો શુભ ભાગ્યથીરે લોલ,
સહીયર સફળ કરો અવતાર પરમ અનુરાગીથીરે લોલ. ૨
સહીયર અવસર આ વહી જાય, વૃથા અજ્ઞાનમારે લોલ;
સહીયર સુઝે નહિ આપ હિત, અરે અભીમાનમારે લોલ. ૩
સહીયર સમજાવે ધરી સ્નેહ તે સદ્ગુરૂ સાનમાંરે લોલ;
સહીયર મેળવજોરે ભલાઇ, ધરો વાત ધ્યાનમાંરે લોલ. ૪
સહીયર સદગુણથી નીજ દેહ, સદા સણગારજોરે લોલ,
સહીયર સદગુરૂનો સદબોધ, હૃદયમાં ધારજોરે લોલ. ૫
સહીયર કપટી કલેશી કુનાર, તણો સંગ વારજોરે લોલ;
સહીયર વિનય વિવેક વિચાર સુવિદ્યા વધારજોરે લોલ. ૬
સહીયર સંપી વસો સહુસાથ, ગણી એક આપણોરે લાલા
સહીયર લહે તે શિવસુખ સાર, વિનયમુનિ એમ ભણેરે લોલ. ૭

(૧૪) પદ ( ૨ ) રાગ ઉપરનો.

સહીયર ઇંદ્રિયનારે વિકાર, હૃદયથી બાળજોરે લોલ;
સહીયર સજી શિયળ સણગાર આતમ અજવાળજોરે લોલ. ૧
સહીયર મદ વિષય કષાય, પ્રમદ ને ગાળજોરે લોલ;

સહીયર લાજ ધરી દીલમાંય; સુચાલથી ચાલજોરે લોલ. ૨
સહીયર દુર કરી અભીમાન; ધરો ધ્યાન ધર્મનુંરે લોલ,
સહીયર ડરજો દિલ મોઝાર; જાણી બળ કર્મનુંરે લોલ. ૩
સહીયર સંસારનારે આ સુખ; દીવસ ચારના ગણીરે લોલ,
સહીયર સાચવજોરે ભલાઈ રૂડા ભણતર ભણીરે લોલ. ૪
સહીયર કુડા ન કરજો કાજ, લાજ દીલમાં ધરીરે લોલ,
સહીયર રૂડાં રે કરજો કાજ, આજ અવસર વરીરે લોલ. ૫
સહીયર સુખકર આરે શિખામણ સ્નેહથી જે સુણેરે લોલ,
સહીયર લહે તે શિવસુખ સાર, વિનયમુનિ એમભણેરે લોલ, ૬

## (૧૫) ઉપદેશી સાત વાર.

વાલાજીની વાટડી અમે જોતારે, એ રાગ.

સખી સોમે સુણો સંત વાણી રે, સેવો શિયળ સદાગુણ ખાણીરે,
દોહો દુરગુણ દુઃખની ખાણી; સુણો સાતવાર આ સુખકારી એ ટેક.
સખી મગળે મોહને મમતારે તજીક્રોધને ધરજો સમતારે;
સુખ પામીયે ઇંદ્રીય દમતા સુણો૦ ૨
સખી બુધે બુદ્ધિ રૂડી ધરજોરે કદી કલ્પના કુડી ન કરજોરે;
સદા ધર્મ મુડીને સંઘરજો૦ સુણો૦ ૩
સખી ગુરૂવારે ગુણવંત રે; સંત સેવો સદા ધરી ખતરે;
તજી અંતરનો નીજ તંત; સુણો૦ ૪
સખી શુકરવારે શુભ ભાવેરે; જેહ જ્ઞાની તણા ગુણ ગાવે રે,
તેહ કર્મ સકળને ખપાવે૦ સુણો૦ ૫

સખી શનિવારે સંપી વસવું રે બહુ દાંત દેખાડી ન હસવું રે;
ખળ સંગતથી દુર ખસવું સુણો૦ ૬
સખી રવીએ રૂડા કૃત્ય કરજોરે, ક્રોધ માન માયા મદ હરજોરે;
પુણ્ય પંથમાં પ્રિતે વિચરજો સુણો૦ ૭
સખી સાત વાર સુખકારીરે સુણો ભાવધરી નરનારીરે
વંદે મુની "વિનયચંદ" હીતકારી સુણો૦ ૮

(૧૬) **કોનું જીવન સફળ.**—વીવાહ આવ્યા ઢુંકડા. એ રાગ.

દેવધર્મ ગુરૂ જેણે ઓળખ્યા ટાળ્યાં વેર વિરોધ તમામ;
જીવન સફળ તેહનું એ ટેક
પાળે વ્રત રૂડા શુભ ભાવથી, ગાય ગુણીજનના ગુણ ગ્રામ જીવન૦ ૧
વરજે વિષય કષાયની વારતા નહિ અંતરમાં અહંકાર જીવન૦
રંગે હૃદય વૈરાગના રંગમાં, સજે શીયળ તણો શણગાર જીવન૦ ૨
દયા દાન અને દીનતા ધરે; ધરે ધર્મતણું નિત્ય ધ્યાન. જીવન૦
ભલે ભાવે ભાવે શુભ ભાવના; ભજે ભય ભંજન ભગવાન જીવન ૩
સદ્‌બોધ સુણી સદગુરૂ તણો વાધે વિનય વિવેક વિચાર જીવન૦
ભણી ભણતરને ભલી ભાતથી; ટાળે દુરગુણને દુરાચાર જીવન ૪
સુણી વચન કઠણ કોઇ પરતણા ધરે રીસ નહી લવલેશ જીવન૦
ક્રોધ માન માયા લોભ પરિહરે; વળી પરિહરે રાગને દ્વેશ જીવન ૫
કરે પરમાર્થના નિત્ય કામને, જપે જાપ સદા પરમેસ જીવન૦
સુખ દુઃખ વિષે સમ ભાવના; રહે આનંદ માંહી હમેશ જીવન૦ ૬
સંગ કરે સદગુરૂ તણો; તજે કપટી કુગુરૂનો સંગ જીવન૦

(૧૬) બાળ લગ્ન બળહીન કરે પુરે પુર્વજ સાખ [ ગરબાવ
હરાવ્યા ત્રણસેં સ્પાર્ટને ઇરાની દશ લાખ.

નહિં રાચે વિષય રંગ ભોગમાં રાચે સદગુણમાં ઉછરંગ જીવન૦
પડે સંકટ વીકટ અતી ઘણાં તોય તજે નહિ ધર્મ ટેક જીવન૦
મુનિ વિનય વદે શુભ ભાવથી પુણ્ય પંથથી સુખ અનેક જીવન૦

## (૧૭) ઉપદેશી દોહરા.

સકલ મંત્ર શિરોમણી, મંત્ર ખરો નવકાર;
ભાવ ધરી જપતાં લીએ સુખ સંપતિ અપાર.
વિનય વડો સંસારમાં, વિનય વિના નહિ જ્ઞાન;
વિનય ધર્મ સેવો સદા, છાંડી ઉર અભીમાન.
પ્રથમ નમુ ગુરૂદેવને, જેણે આપ્યું જ્ઞાન;
ભવ-સાગર તરવા તણું, આપ્યું જેણે ભાન.
ભવ ભ્રમણના ચક્રમાં ભમીયો હું બહુ વાર;
મહા પુણ્યથી પામીયો માનવનો અવતાર.
જન્મ ધરી આ જગતમાં, શું મેળવીયો સાર ?
નિર્મળ મનના ભાવથી, કરજો એહ વિચાર.
માત તાત ભ્રાતા સહુ, સ્વપ્ન તણો સંઘાત;
અંતે જાવું જીવને, પુણ્ય પાપ લઈ સાથ,
ક્યાંથી આવ્યો ક્યાં જવું, કેમ થસે ધન્ય અવતાર ?
આ દુઃખીયા સંસારમા, શોધો તારણ હાર
ગુરૂ મોક્ષદાતાર છે ગુરૂ દુઃખ હરનાર;
ગુરૂ વિના કો છે નહિ, જગમાં તારણ હાર
કેશી ગુરૂએ તારીઓ, મહા પાતકી રાય.

પળમાં કાળ કરે ઘણો કાયા કરો નાશ,

નામે પરદેશી ભલો, દીઓ સ્વર્ગ સુખદાય. ૯
શાંત દાંત સંતોષિને, શુદ્ધ શિયળ ધરનારા;
એવા ગુરૂ ગુણુવંતને, વંદન વારંમવાર. ૧૦
મોહ કર્મની જાળમાં, બંધાયો આ જીવ,
બોધ સુણાવીને સદા, ગુરૂ બતાવે શીવ, ૧૧
સદગુરૂનો સત્સંગ કરી, કરજો સારા કામ.
વિનયમુનિ શુભ પંથથી, મળશે શિવ સુખધામ ૧૨

## (૧૮) ઉપદેશી પદર તિથીઓ.

આવો ને નંદલાલ રમવા આવોનેરે—એ રાગ.

પડવે પ્રિતે પ્રભુ ધ્યાનજ ધરીયે, નવકાર મંત્રને નિત્ય સમરીએ;
ભવ જળ પાર ઉતરીએ સુણજો સ્નેહ ધરીને એ ટેક. ૧
બીજે તે બોલજો બોલ વિચારી નિજ પર દુઃખ ન થાય લગારી;
ચાલજો ચાલ સુધારી. સુણજો૦ ૨
ત્રીજે તજી દઈને તંત તારા, ભાવ ધરી ભજી લે સંત સારા;
ભવો ભવ સુખ કરનારા. સુણજો૦ ૩
ચોથે ચંચળ ચિત્તને વસ કરજો, વિનય વિવેક વિચારને ધરજો,
દીલડાનાં દોષથી ડરજો. સુણજો૦ ૪
પાંચમે પાપના પંથે ન પડજો, ઘટડામાં ઘાટ અઘટ નવ ઘટજો.
પુણ્યનો પંથ પકડજો. સુણજો૦ ૫
છઠે છાના છળ છિદ્ર ન ધરજો, છળે કરી કોઈને ન છેતરજો,
છકાઇની રક્ષા કરજો. સુણજો૦ ૬

સાતમે સાંભળજો સંત વાણી, સાંભળી છાંડજો દુર્ગુણ આણી;
અંતરમાં હર્ષ આણી. સુણજો૦ ૭
આઠમે આઠ મદોને દબાવો, આનંદ અંદર અંદર આવો;
આનંદ ઉર જગાવો. સુણજો૦ ૮
નોમે નકકી મુકીને મરી જાવું, ફરી નહી મળશે સુંદીર ટાણ આવું;
સાંત પણે સમજાવું. સુણજો૦ ૯
દસમે દાન દીઓ સુભ ભાવે, દુઃખ દારીદ્ર જેથી દુર જાવે;
શિવ રમણી સુખ પાવે. સુણજો૦ ૧૦
અગીઆરસે ઉરમાં અરીહંત, ભાવ ધરી ભજજો ભગવંત
કરમનો કરવાને અંત. સુણજો૦ ૧૧
બારસે બાળક બુદ્ધિ નિવારો, સદ્‌ગુણના સજજો શણગારો,
આનંદે આતમ સુધારો. સુણજો૦ ૧૨
તેરસે તન ધનમા ન લોભાસો, તૃષ્ણા નદી માંહીરે ન તણાસો;
ભુલી ફંદે ન ફસાસો, સુણજો૦ ૧૩
ચૌદસે ચેતજો ચિત્ત ખચીત, કાળ ઝપાટો દીએ શિર નિત્ય
ધરમમાં ધરજો પ્રિત. સુણજો૦ ૧૪
પુનમે પુણ્યનાં પંથમાં ચાલો, પર નિંદા પરમાદને ટાળો;
આતમ ને અજવાળો૦ સુણજો૦ ૧૫
પંદર તીથીઓ પ્રેમથી ગાઇ, ઓગણી સીતેર બરવાળા માંઇ;
વિનયમુનિ હરખાઇ, સુણજો૦ ૧૬

## (૧૯) મુનિ વિહાર વખતે ગાવા લાયક ગીત.

( રાગ દેવગીયા મુનિ-વરતા. )

વિહાર કરેરે મુનિવર વિદેસે, શ્રાવક મળી સૌ કરે અર્જ,
ગુણવંતા મુનિવર સાતામાં રેજો, સાતામાં રેજો, સારી વંદના લેજો,
વેલેરા દરશન રૂડાં દેજો. ગુણવંતા. એ ટેક ૧
જગત જંજાળ મુનિવર નિવારી, દયા ધર્મને દીલ ધારી, ગુણ૦
અવિચળ ધ્યાને મુનિ મહાવ્રત પાળે, પંચ પ્રમાદ દુર ટાળે. ગુ. ૨
સમતાના સાગર મુનિ દયાના આગાર, રમણતા રમે જ્ઞાન ઘર. ગુ૦
ધર્મના ધોરી છતી રીદ્ધીના ત્યાગી મુકતી રમણી સા પ્રિતી લાગી ગુ. ૩
ભાગ્ય અમારા ગુરૂજી દરશન દીધા, દુઃખડા અમારા હરી લીધા. ગુ૦
ત્રણે રત્નના રૂડા જતન કરીને. રક્ષા કરોરે રૂડી પેર. ગુણ૦ ગુ. ૪
જ્ઞાન ભરેલી ભલી વીરની વાણી, સાંભળી પ્રમદા હરખાણી, ગુ૦
જગત જંજાળ જોઇ મનડું ન મોહે; બ્રહ્મચારીના ગુણ સોહે. ૫ ગુ.
તન ધન જોબન પરિવાર સંપાળ, સાચો એક ધરમ દયાળ, ગુ૦
દીપક વિનારે જેમ તિમીર ન જાય, ગુરૂ વિના જ્ઞાન નવ થાય. ગુ. ૬
ભલે ભાગ્યે રે મુનિરાજ પધાર્યા, આવી શ્રાવકને સુધાર્યા, ગુણ૦
કૃપા કરજો રે મુનિ આ દેસ ઉપર, ફેરીને પધારવાની અરજ, ગુ. ૭
માળી વડેરે જેમ વાડી સોભાય, તેમ ગુરૂથી જ્ઞાન થાય, ગુણ૦
વિનય કરીને મુનિવરને વિનવે, વિનયચંદ રે નેરાય. ગુણ૦ ૮ ગુ.
(૨૦) ઉપદેશી પંદર તિથી-શેરનો ગુણો ક્યારે આવશેરે. ગુ.
પડવે પરદેશી રાજા પાપીઓ રે; કેશી ગુરૂ દેવ પડ઼ે દીઠા રે, ગુ.

(૨૦) સતસગથી પામીએ, સત સંગનું મુલ; [વિનયબોધ
આળ નીર ગંગા સહી ભળતાં થાય અમુલ.

ઉતમ પ્રાણી હળુ કરમી બોધ પામસેરે, એ ટેક.
બીજે બહુળા કરમી પ્રાણીયા રે રઝળશે સંસાર માંય રે. ઉતમ૦ ૧
ત્રીજે તરવારની ધાર છે રે; પાળવો સંજમ ભારરે, ઉતમ૦
ચોથે ચતુરા રેવતી રે, વહોરાવ્યો બીજોરા પાક રે, ઉતમ૦ ૨
પાંચમે પાળવું પ્રીતથીરે; સોહામણું સીયળ વૃત રે. ઉતમ૦
છઠે છ ખંડનો રાજીઓ રે; નિજ કર્મે ગયો પાતાળ રે ઉતમ૦ ૩
સાતમે સમકીત સાંચવો રે, દુષણ ટાળીને પાંચ રે, ઉતમ૦
આઠમે અતી સુકત બાળીકોરે, જોગ લીધો લઘુ વય માયરે ઉતમ૦ ૪
નવમે ન માન્યો ચિતનો રે બ્રહ્મદતે હીતકારી બોધ. રે ઉતમ૦
દસમે દમ્યા વિન્યા ઇંદ્રિયો રે, નહિ કદી થાય શિવવાસરે ઉતમ૦ ૫
અગીયારમે અજ્ઞાનમાં રે, ગયો અનંતો કાળ રે, ઉતમ૦
બારમે બારે સુવૃતને રે શ્રાવકજી તમે પાળો રે. ઉતમ૦ ૬
તેરમે તરવા સંસારને રે, ખોળજો સદગુરૂ સાર રે. ઉતમ૦
ચૌદશે ચૌદ પ્રકારનાં રે, આપ સમાન જીવ જાણો રે. ઉતમ૦ ૭
પુનમે પાપ અઢારને રે, ટાળો દુરગતી દાતાર રે; ઉતમ૦
પન્નર તીથીઓ પ્રેમથી રે; ગાઈ ભાવાપુર માંય રે. ઉતમ૦ ૮
ઓગણી ઓગણ સાઠમા દે, શ્રાવણ સાતમ સોમવાર રે; ઉતમ૦
સદગુરૂ ચરણ નમી વદે રે, વિનયચંદ અણગાર રે. ઉતમ૦ ૯

(૨૧) શ્રી ગુરૂને નમન કરવા વિષે.—રાગ ધનાશ્રી.

નમન કરૂં આ વાર, ગુરૂજી મારા નમન કરૂં આવાર એ ટેક.
આદવ્યાધિ ઉપાધ અમારી કાપો તમે કિરતાર ગુરૂજી૦ (૧)

ગુણ સત્તાવીસ આપ બિરાજો ગુણીયલ છો અણગાર ગુરૂજી૦
આ ભવસાગર માંહી ભકતનાં આપ તણો આધાર ગુરૂજી૦ (૨)
સગપણ સાચું આપનું જગમાં સ્વારથીઓ સંસાર ગુરૂજી૦
ભવ્ય જીવોને બોધ સુણાવી સફળ કર્યો અવતાર ગુરૂજી૦ (૩)
શિવ સુખ મળવા સંકટ ટળવા ટાળો દોષ અઢાર ગુરૂજી૦
સંજમ લઇ સહુ કાજ સુધાર્યાં સુધાર્યો અવતાર ગુરૂજી૦ (૪)
ક્રોધાદિક અરિ ચારને માર્યા માર્યો મોહ સરદાર ગુરૂજી૦
કરજોડી અમે માગીએ એટલું ઉતારો ભવ પાર ગુરૂજી૦ (૫)
પંચ મહા વૃત નીર્મળ પાળો પાળો પંચ આહાર ગુરૂજી૦
ભાવધરિ વદે મુનિ **વિનયચંદ** વંદુ હું વારંવાર ગુરૂજી૦ (૬)

**(૨૨) શ્રી મહાવીર પ્રભુની સ્તુતિ**.—રાગ ઉપરનો.

નમીએ શ્રી મહાવીર જીન પ્રભુ નમીએ શ્રી મહાવીર ટેક.
સત્ય શરણ છો વિઘ્ન હરણછો મંગળ કરણ સધીર. જીન. ૨
શાસન નાયક શિવ શુખ દાયક જ્ઞાયક ગુણ ગંભીર. જી. ૩
દેવ દાનવ ને માનવ સરવે આવી નમાવે શીર. જી. ૪
સંકટ કાપો શિવ સુખ આપો, આપો ભવજળ તીરજી; ૫
ભાવિક ભક્ત તાર્યા બહુ જગત, કીધા અચળપદ સ્થિરજી; ૬
આપ વિના પ્રભુ હું બહુ ભટકયો, ભટકયો ભવજળ તીરજી; ૭
રૂપ અનુપમ આપ બીરાજો, કંચન વરણ શરીર. ૮
ભાવ ધરી વંદે મુનિ **વિનયચંદ**. નમો નમો મહાવીર જી ૯

**(૨૩) કાયાએ જીવને કરેલી વિનંતી.**

ગરબાઓ] ગુણીયલ ગુણ મુકે નહિ, દેતા દુઃખ હંમેશ; (૨૩)
ક ચંદનને ગાળ્યો ઘંધે, ઉલટો અતિ ઉજેસ.

## (૨૪) મુનિ વિહાર વખતે ગાવાની ગરબી.

( રાગ—ઓણી ઓમિ અણુક ચીનગી રે. )

સાયબા સાંભળો મારી વીનંતી રે;
કહું છું જોડી બેઉ હાથ ગુરૂજી, દરશન વેલા આપજોરે, એ ટેક૦
શ્રી સંઘ કરજોડીને વિનવે રે, આપને ચરણે લાગે પાય; ગુ. ૧
ગુરૂજી ગુણ ભર્યા છે સામટા રે; તે તો લખ્યા નવ લખાય. ગુ.
ગુરૂજી વાણી અમીરસ આપતા રે, તે તો પીતા નવ ધરાય ગુ. ૨
ગુરૂજી પાપીને પાવન કરો રે; એવા અદભુત છો અણગાર ગુ.
સેવા આપ સદા ભગવંતને રે, અમને એજ કહો અધિકાર ગુ. ૩
ગુરૂજી પ્રીતી પમાડી સામટી રે, જેવો જળ મચ્છનો સંજોગ ગુ.
એવિ પ્રીતી લાગી અમતણી રે, ખમાસે નહી થતાં વિજોગ ગુ. ૪
સંઘ રાય પણ આવ્યા નહીરે, નહિ તો આશ અમારી પુરાત ગુ.
પણ કર્મ કઠણ છે આપણા રે, તો કેમ લઇએ મળી સાક્ષાત ગુ. ૫
એવું સુણી દુઃખ તુ દીલડું રે, હવે કેસુ કેને સંભળાવો, ગુ.
ગુરૂજી ઝાઝું શુ કહીયે આપને રે, અમારો જીવ નહી કલપાવો ગુ. ૬
જે શ્રી વીતરાગે ફરમાવીયું રે, તે તો પાળો તમે શિર સાટ ગુ.
ફરીને પધારવાની વીનંતી રે, ધરજો મને માંહી આ વાત ગુ. ૭
ઓગણી ઓગણસાઠની સાલમાં રે શ્રાવણ સાતમને સોમવારે ગુ.
ભાવ ધરી ભાવપુર અંદરે રે, વંદે શ્રીવિનયચંદ્ર અણગાર ગુરૂજી૦ ૮

## (૨૫) આવો બહેનો આજ ગુણવંતી.

સતીઓના ગુણ ગાઇએ—રાગ (પુનમ ચાંદનીનો)

(૨૪) શ્રીફલ માને કયમ કરે, કહો દેવ કાંઇ કામ; [વિનયબોધ
શું એ છે કાંઈ લાંચીયા ! લાંચ લહે આ ઠામ,

---

આવો આવો બેની આણ દે સહુ આપણે રે,
ગાઇએ ગુણવંતી સતીઓના રૂડા ગીત, આવો–ટેક.

સાખી– માનવનો ભવ પામીઆ, મહા પુન્ય પસાય.
સેવી ઉત્તમ ધર્મને, સફળ કરો નિજકાય;
આવો અવસર રૂડો, ફરી ફરી નવ સાંપડેરે,
ધારો સદ્‌ગુરૂ વરની, શીખ હૃદય મોઝાર. આવો૦

સાખી– પુત્રી રૂષભ જીણંદની, બ્રાહ્મી સુંદરી દોય,
પરણવાને ઈચ્છા ધરી, બંધુએ રૂપ જોય;
તપસ્યા કઠણ કરીને; નિજ કાયાને શોષવીરે;
સંજમ લઇને બન્ને, પામ્યા પદ નીરવાણ. આવો૦ ૨

સાખી– પાંડવ પત્નિ દ્રૌપદી, સતીઓમાં શીરદાર;
પાંચે પતીના દેખતાં, કરી અનીતી અપાર;
ખેંચ્યા ચીર સભામાં, દુષ્ટ બની દુર્યોધનેરે,
સહ્યા સંકટ પણ નહિ સત્ય તજ્યું તલભાર, આવો૦

સાખી– દધી વાહનની દીકરી, સતી શ્રી ચંદન બાળ;
વેચાણી ચૌટા વિષે; દુઃખ સહ્યાં વિકરાળ;
શ્રી ચોવીસમાં જીનવર, દીન દયાળુ ભેટીયાંરે,
બેડી ભાંગી થયાં; ઝાંઝરના ઝમકાર. આવો૦ ૪

સાખી– સીતા સુભદ્રા શિવા; દમયંતી વળી ધાર;
શિયળવંતી રાજેમતી, ધન્ય અંજના અવતાર;
સંકટ માંહી પણ નહિ, સત્ય શીયળથી ચુકીયારે;

પાળી પતિવૃત ધર્મ, સફળ કર્યો અવતાર. આવો૦ ૫
સાખી– એવી આ સંસારમાં; સતીઓ થઈ ગુણવાન;
શિર સાટે શીળ સાચવી, પામ્યા મોક્ષ સુખ ધામ,
એવી ગુણવંતી સતીઓને; શુભ ભાવે સદારે;
હાલો વિનયમુનિ, નીવંદણાવારંમ વાર. આવો ૬

**(૨૬) રાજુલની વિનંતી.**–(રાગ અચકો મચકો કારેલી.)

વિનવે રાજુલ કરજોડી રાજ; નેમ નગીના રંગ ભીના.
જાઓ મુજને કેમ તરછોડી રાજ; નેમ નગીના રંગ ભીના ૧
ઉભા રહો તમે પાતળીયા રાજ; નેમ નગીના રંગ ભીના.
તોરણથી પાછા વળીયા રાજ; નેમ નગીના રંગ ભીના. ૨
આવા શું થયા તમે; ળળીયા રાજ; નેમ નગીના રંગભીના.
કે પુર્વ પાપ મુજ ફળીયા રાજ; નેમ નગીના રંગ ભીના. ૩
કાયરની જેમ શું ભાગો રાજ; નેમ નગીના રંગ ભીના;
પરણીને પ્રીતમ ત્યાગો રાજ; નેમ નગીના રંગ ભીના ૪
જગમાં અપજસ બહુ થાશે રાજ, નેમ નગીના રંગ ભીના
ઘર ઘરમાં ગીત ગવાસે રાજ, નેમ નગીના રંગ ભીના. ૫
જાનૈયા જોડે લાવ્યા રાજ; નેમ નગીના રંગ ભીના.
સૌને ફોગટ ભરમાવ્યા રાજ; નેમ નગીના રંગ ભીના. ૬
આઠે ભવનિ મુજ પ્રીતી રાજ; નેમ નગીના રંગ ભીના.
નવમે નવ રાખી રીતી રાજ. નેમ નગીના રંગ ભિના. ૭
જેહને અત્રિ બજાર રાણી રાજ; નેમ નગીના રંગ ભીના.

(૨૬) એક પીતાના પુત્ર પણ, એક લાંઠ એક રાંક; વિનયઋષિ
મોરડીએ કાંષ્ટા જુઓ, એક સીધો એક વાંકો.

નહિ એક તુમથી પક્ષવાણી રાજ; નેમ નગીના રંગ ભીના ૮
કરણીની કરણી જાણી રાજ; નેમ નગીના રંગ ભીના.
નહી મારી પીડ પીછાણી રાજ, નેમ નગીના રંગ ભીના. ૯
અડે ચાનકે ચિત્ત લગારી રાજ; નેમ નગીના રંગ ભીના.
તો વળો પાછા ગિરધારી રાજ; નેમ નગીના રંગ ભીના. ૧૦
શીવા સાસુના જાયા રાજ; નેમ નગીના રંગ ભીના.
શુ આમ કરી જીન રાયા રાજ નેમ નગીના રંગ ભીના. ૧૧
સુણી રાજુલની એ વાણી રાજ; નેમ નગીના રંગ ભીના.
નહિ મતી જરા રાગમાણી રાજ; નેમ નગીના રંગ ભીના. ૧૨
વૈરાગી નેમ નગીના રાજ; નેમ નગીના રંગ ભીના.
ગીરનારે જઇ વ્રત લીના રાજ; નેમ નગીના રંગ ભીના. ૧૩
સાહેલીઓને દઇ શીક્ષા રાજ; નેમ નગીનો રંગ ભીના.
રાજુલે લીધી દીક્ષા રાજ નેમ નગીનો રંગ ભીના. ૧૪
દીક્ષા લઇ કર્મ ખપાવ્યા રાજ નેમ નગીના રંગ ભીના.
નેમ રાજુલ શીવ પદ પાયા રાજ; નેમ નગીના રંગ ભીના ૧૫
ધન્ય ધન્ય એ રાજુલ પ્રીતી રાજ; નેમ નગીના રંગ ભીના.
રાખી નેવ ભવની રીતિ રાજ; નેમ નગીના રંગ ભીના. ૧૬
નેમ રાજુલના શુભ ભાવે રાજ; નેમ નગીના રંગ ભીના
મુનિ વિનય સદા ગુણ ગાવે રાજ; નેમ નગીના રંગ ભીના. ૧૭

**(૨૭) આ આનંદી અવસરને સફળ કરો—રાગ ઉપરનો.**

એક વાત કહું અહિં આવો રાજ, આનંદી અવસર આવ્યો રે.

ચંદ્રકળા સુદમાં વધી વદમાં ઘટે અચીત.

લ્યો ધર્મ તણો શુભ લાવો રાજ, આનંદી અવસર આવ્યો રે. ૧
અભિમાન અંતર અટકાવો રાજ, આનંદી અવસર આવ્યો
ચિત્ત જ્યાં ત્યાં નવ ભટકાવો, રાજ, આનંદી અવસર આવ્યો ૨
સેવો સદગુરૂના સરણા રાજ, આનંદી અવસર આવ્યો
ટળી જાય જન્મને મરણા રાજ, આનંદી અવસર આવ્યો ૩
ધન્ય ધન્ય સતિ ચંદન બાળા રાજ, આનંદી અવસર આવ્યો
મળ્યા શ્રી મહાવિર ગુણવાળા રાજ; આનંદી અવસર આવ્યો ૪
તુટયા કર પગના તાળા રાજ, આનંદી અવસર આવ્યો
થઈ ગયા ઝાકઝમાળા રાજ, આનંદી અવસર આવ્યો ૫
કરૂણા કરી દીન દયાળા રાજ, આનંદી અવસર આવ્યો
કરજોડી નમે સહીપાળા રાજ, આનંદી અવસર આવ્યો ૬
મહા પુન્યે નર ભવ પામી રાજ, આનંદી અવસર આવ્યો.
ભજજો શ્રી અંતર જામી રાજ, આનંદી અવસર આવ્યો. ૭
કરો જન્મ સફળ સુ ધરમથી રાજ, આનંદી અવસર આવ્યો.
પાછા વળજો કુકરમથી રાજ, આનંદી અવસર આવ્યો. ૮
કરીને નિત્ય સારા કામો રાજ, આનંદી અવસર આવ્યો.
મુનિ વિનય સદા સુખ પામો રાજ, આનંદી અવસર આવ્યો. ૯

(૨૮) ઉપદેશી બાર માસ—રાગ—સખી પડવેની પણ પ્રીત.

**સખી કારતક માસે હાંસ રૂડી કરજો રે,**
પરમેષ્ટીનું નિત્ય ધ્યાન હૃદયમાં ધરજો રે.
વિનય વિવેક વિચારમાં વિચરજો રે,

(૨૮) અક્ષાની ઊપદેશથી, તજે નહી અજ્ઞાન [વિનયબોધ
સાંખુ લઇને કોયલો, ધોતાં સામળવાન.

પ્રભુ રાખી દિલડા માંય દોષથી ડરજો રે. 1
**સખી માગસર માસે મોહ મદને મમતા રે.**
અંતરથી તજજો ક્રોધ ધરજો સમતા રે,
ઇંદ્રિયનાં વિકારને નિત્યે દમતા રે.
લહીએ અવિચળ સુખ ધામ ગુણીજન ગમતા રે, 2
**સખી પોષે** પાપ અઢારમાં નવ પડજો રે;
નિત્ય પ્રેમ ધરીને પુન્ય પંથ પકડજો રે;
પરનિંદા પરમાદને પર હરજો રે;
નહિ દુરીજન કેરો સંગ કદિયે કરજો રે.
**સખી માહ મહિને** મન માન મરવું મેલી રે; 3
તન ધન હારા સુખમાં રહ્યા શું રેલી રે;
નહિ આવે તારી સાથ ધનની થેલી રે;
ભજીલે ભાવે ભગવાન દુઃખના બેલી રે, 4
**સખી ફાગણ માસે** ફંદમાં શું ફુલ્યા રે,
આવ્યા લેવાને લાભ દેવામાં ડુલ્યા રે;
ઉંધે મસ્તક નવ માસ ઉદરમાં ઝુલ્યા રે.
આ ભ્રમનામાં ભરમાઇ તે દીન ભુલ્યા રે. 5
**સખી ચૈતર માસે** ચિત ચોખું કરીએ રે,
ભણી ભણતરને ભલી ભાત દુર્ગુણ હરીએ રે.
લાજ વધારી લોકમાં વિચરીએ રે.
કુળમા નવ લાગે ડાઘ ત્યાં પગ ભરીએ રે. 6

**સખી વૈસાખે** વિષ તુલ્ય વિષયો જાણીએ રે;
નહિ ગૃદ્ધ થવું તેમાંય અંતર આણીરે;
ભાવ ધરી સુણજો સદા સંત વાણીરે,
આ મળે અમર વૈમાન ટળે દુઃખ ઘાણીરે. ૭
**સખી જેઠે** જુઠી જાળમાં ન ઝલાશોરે,
આ લક્ષ્મી તણા અભિમાનમાં ન તણાસોરે,
જાણી આ દીવસ ચાર સર્વ વિલાસોરે;
બની અંધ બહુ તેમાં નહિ લોભાસોરે,
**સખી અષાઢે** આનંદમાં નિત્ય રહેવું રે, ૮
સુખ દુ.ખ જે આવે શિર તે સહી લેવું રે.
નહિ મીથ્યા શિરપર આળ કોઇને દેવું રે,
નહિ કાદએ વેણ કઠોર કોઇને દેવુંરે, ૯
**સખી શ્રાવણ માસે** સાંભળી સિખ સારીરે
ટાળો અંતરની ટેવ સર્વ નઠારીરે,
દેજો સુપાત્રે દાન માન નવારીરે;
જપજો શ્રી જીવનુર જાપ જય જય કારીરે, ૧૦
**સખી ભાદરવે** ભકતી કરો શુભ ભાવેરે;
આ ભવ સાગરનો અંત જેથી આવેરે,
આવો રૂડો સમય ફરી ફરી નાવેરે;
શ્રી સદગુરૂ સહુને સાનમાં સમજાવેરે. ૧૧
**સખી આસો માસે** આળસ અંગ નિવારોરે,

(૩૦) દુર્ગુણ નાસે દેખીને, સદગુણનો પ્રકાશ; [વિનયબોધ
તિમિર ટળે ઝાંખુ પડે, જોતાં અરૂણ ઉજાસ.

કરી ધર્મ તણાં શુભ કામ આત્મ સુધારો રે,
વારો એ તરસાંચેર વિરોધ વિકારોરે,
સંપી વસજો સહુ સાથ (એ) ધર્મ તમારોરે, 12
એ રૂડા બાર માસ જે જન ગાવેરે,
ગાઈ અંતર અવગુણને અટકાવેરે,
ભવ ભવના સંકટ તેહના ટળી જાયેરે;
મુનિવિનય સદા સુખ મોક્ષના તે પાવેરે. 13

(૨૯) કન્યાશાળાના મેળાવડાનો આનંદી મહોત્સવ.

( લીલીલીંબડીરે લીલાનાગરવેલના પાન એ રાગ.)

આજ આણંદ છે રે બેની મળીઓ જૈન સમાજ,
અતી ઉછરંગ છે રે; બેઠા સાજન સાજન રાજ. 1
પુરણ ભાગ્યથી રે; મળીઓ સુંદર આવો જોગ;
નિશ્ચે જાણજો રે; મળવો છે દુર્લભ સંજોગ. 2
જીન બાળા તણારે; અંતર સુધારવાને કાજ;
જૈન શાળા રૂડીરે. સ્થાપી છે મહાજન સુખ સાજ. 3
ભિન્ન ભિન્ન ભાતનારે, ભાવે ભણતર રોજ ભણાય,
નીતિ ધર્મનુરે; જેમાં જ્ઞાન ભલું દેવાય; 4
નવી નવી રીતનારે; રૂડાં ગાયન રોજ ગવાય;
પરીક્ષા લઈ વડી રે; દર વર્ષે ઈનામ અપાય. 5
દેખી દ્રષ્ટિએ રે; અંતર આનંદો ઉભરાય;
આવો આવજો રે; રૂડો સમય સદા સુખ દાય; 6

ધન ધન તેહને રે; ભણવા બાળાને હીતકાર,
જૈન શાળા ફરીરે; ખોલી સફળ કર્યો અવતાર. ૭
મોટુ સર્વથી રે, જાણો વીદ્યા કેરૂં દાન;
ભાખે ભાવથી રે, એવુ ત્રીસલાનંદ ભગવાન. ૮
નિત્ય નિત્ય આવજોરે, એની ભણવા શાળા માંય;
આનંદ આવશે રે; થાસે જ્ઞાન ભલુ ઉર માંય; ૯
સંપીને સહુ રે, રેજો લેજો વિદ્યા દાન;
આ સંસારમાં રે, જ્ઞાને થાશે ભવનું ભાન. ૧૦
ભણજો ભાવથી રે, જ્ઞાને મળશે સુખ સદાય;
વિનયમુની! વદેરે, રહી ચોમાસું પાટણ માંય. ૧૧

( ૩૦ ) ઉપદેશી ગીત–વ્યાખ્યાનમાં ગાવાનુ.

જીરે વાણી મીઠીરે મારા ગુરૂવાણી, જીરે અમ્રૃત તુલ્ય મનોહારરે
જીવડલા જાગી જો જરા. એ આંકણી.
જીરે અથિર સંસાર અસારમાં; જીરે તારૂં કોઇ નથી ધારરે; જીવ. ૧
જીરે રત્ન ચીંતામણી સરીખો. જીરે મળ્યો માનવનો અવતારરે જીવ૦
જીરે ફેરી ફેરી પામવો કઠણ છે; જીરે દસ દ્રષ્ટાંતે કરી ધારરે, જીવ. ૨
જીરે મારૂં મારૂં કરે શું વ્રથા, જીરે તજી જવું એક દીનરે. જીવ૦
જીરે કોના માત ને તાત નારીયો જીરે કોના કુટુંબ પરિવારરે જીવ૦
જીરે સાચું સરણ અરિહંતનું: જીરે ભાવે ભજીલે ભગવંતરે. જીવ ૪
જીરે કેમ સુતો તું મોહનિંદમાં; જીરે સુતો તું કાળ અનંતરે. જીવ૦
જીરે કુમતી નારી વસતું પડયો; જીરે ભુલ્યો તું ભવતણું ભાનરે જીવ. ૫

(૩૨) હરખ પછી હુંમેશ છે, શોક તણો ભંડાર; [વિનયબોધ.
જનમ્યા કેડે જીવને, મરવાનું નિરધાર.

જીરે સંત સરણ સેવો ખંતથી; જીરે તજી અંતર અભીમાનરે .
જીરે તજી જવું પરીવારને; જીરે તજી જવું ધન ભંડારરે જીવ ૧
જીરે કાયા માયા જાણો કારમી; જીરે કારમો સહુ પરિવાર રે જીવ
જીરે વિણસતા વાર લાગે નહિ, જીરે સ્વપ્ન સરીખું સહુ ધારરે જીવ
જીરે અજ્ઞ પણેરે આ આતમા; જીરે બાંધ્યા છે અહોળા પાપરે. જીવ
જીરે કીધા કર્મરે કેમ છુટશે જીરે પરભવ થાશે પશ્ચાતાપ રે જીવ
જીરે કાળ ભમે શીર તાહરે; જીરે પકડશે પલકમાં પ્રાણ રે જીવ૦
જીરે હતુ નોતુરે સહુ થઇ જાશે. જીરે ધર્મ ધરો હીત જાણરે જીવ ૯
જીરે સ્વારથ રૂપ સંસાર છે; જીરે તારૂં નથાયે અંતે કોય રે જીવ૦
જીરે વિનયમુનિ વદે ભાવથી; જીરે ધર્મ થકી સુખ હોયરે જીવ ૧૦

## (૩૧) શિયળવૃત વિશે-ધન્યાશ્રી રાગ.

શિયળ વ્રત સુખકાર; સેવો સહુ શિયળવ્રત સુખકાર. એ ટેક
શિયળ વ્રત ચીંતામણી સમ છે; શહુ વ્રતમા સીરદાર. સેવો૦ ૧
સાચો શિયળ શણગાર સુજનનો; સદગુણનો ભંડાર, સેવો૦ ૨
શિયળથી સહુ સંકટ જાયે, થાય સફળ અવતાર. સેવો૦ ૩
શિયળથી સીંહ સારંગ થાય; થાય અહિ ફુલ માળ, સેવો૦ ૪
શીયળ વ્રતને જે નવ પાળે; તે નરને ધીક્કાર; સેવો૦ ૫
શીયળ વીના નવ શોભે જગતમાં; જ્ઞાન ક્રિય વ્રત સાર. સેવો૦ ૬
સામાયક પોષા પડીકમણા; કરે અપવાસ અપાર; સેવો૦ ૭
પણ નવ હોવે શીયળ વ્રત તો; જાણો એ સર્વ અસાર સેવો૦ ૮
ધન્ય સીતાને સતી સુભદ્રા; પાળ્યું શિયળ શ્રીકાર. સેવો૦ ૯

.ોઠ સુદર્શન શિયળ રાખ્યું, સહ્યા સંકટ અપાર. સેવો૦ ૧૦
નેર્મળ મનથી શિયળ પાળી; સફળ કર્યો અવતાર. સેવો૦ ૧૧
.ુદ્ધ શિયળવ્રતના ધરનારા, ટેક નહી તજનાર. સેવો૦ ૧૨
.ાવ ધરી વંદે મુનિ વિનયચંદ શિયળે જયજયકાર સેવો૦ ૧૩

(૩૨) શુદ્ધ સામાયીક કરવા વીષે.-રાગ ધનાશ્રી.

.ામાયક સુખદાય કરો શુદ્ધ સામાયક સુખદાય એ ટેક.
.મતા રસની આવક જેમાં, સામાયક તે કેવાય. કરો૦ ૧
.ામાયક શણગાર શ્રાવકનો ભવસાગર ઉતરાય. કરો૦
.ામાયકમાં હસવું ન રમવું ફરવું ન ફોગટ ક્યાંય. કરો૦ ૨
મોહને મમતા મનમા ને ધરવી. કરવિ નહી વિકથાય કરો૦
.ર નિંદા પરમાદને હરવા કરવા શિવસુખ માય. કરો૦ ૩
.ુદ્ધ ત્રિકરણે રહો જીન શરણે, જન્મ મરણ ભય જાય. કરો૦
.ોટી જન્મના પાપ અજાળવા, માર્ગ કહ્યો જીનરાય કરો૦ ૪
જીન ગુણ ગાઓ ૩.શુ.પદ પાઓ, આવો શમ ઘરમાંય કરો૦
.ુણીયા શ્રાવક તણી સામાયક વીર મુખે વખણાય કરો૦ ૫
.ાખ ખાંડિ લાખ વરસ સુધી હેમનું દાન દેવાય કરો૦
.ાય ન આવે એ મત તોલે એમ વદે જીનરાય કરો૦ ૬
સામાયકમાં ગુણ અગણ્ય છે એક મુખે ન લેખાય કરો૦
ભાવ ધરી વંદે મુનિ વિનયચંદ સામાયક ગુણ ગાય કરો૦ ૭

૩૩) મહાપ્રભાવી શ્રી પંચપરમેષ્ટી મંત્ર-રાગ ધનાશ્રી

મંત્ર ખરો નવકાર જગતમાં મંત્ર ખરો નવકાર ટેક

(૩૪) અતિશય પ્રીતિ અવનીમાં, આખર દુઃખ દેનાર; [વિનયબોધ

સારસ જોડું તુટતાં, ઝુરી ઝુરી મરનાર.

સકળ મંત્ર શીરોમણી સાચો, ચૌદ પુરવનો સાર. જ૦ ૧

મહા પ્રભાવી મંત્ર થકીએ, વરતે જય જયકાર. જ૦ ૨

પ્રાણ લેવા ઘટમાંહિજ ઘાલ્યો, સર્પ મહાભયકાર. જ૦ ૩

સાંપ પ્રીટીને થઇ ફુલમાળા, કમળાવતી સતી સાર. જ૦ ૪

અધબળતા નાગનાગણી દેખી. મંત્ર દીધો નવકાર. જ૦ ૫

ધરણેંદ્ર પદમાવતી દેવી, પદવી પામ્યા સુખકાર. જ૦ ૬

મહાસુખ પામ્યા મંત્ર પ્રભાવે, સફળ કર્યો અવતાર. જ૦ ૭

વિઘ્ન વિનાશ્યુ અમરકુમારનું, પ્રતાપી એ નવકાર. જ૦ ૮

મંત્ર ભલે હો કોટી જગતમાં નહિ એ તુલ્ય લગાર. જ૦ ૧૦

વિઘ્ન વિદારણ સૌ સુખકારણ, મંત્ર વડો નવકાર. જ૦ ૧૧

દયા કરી શેઠે મંત્ર સુણાવ્યો, ચોર શુળી નિરધાર. જ૦ ૧૨

મંત્ર પ્રભાવે દેવ થયો ત્યાં સુખ પામ્યા શ્રીકાર. જ૦ ૧૩

ભાવ ધરી વદે મુની વિનયચંદ, જપો સદા નવકાર. જ૦ ૧૪

## (૩૪) સ્ત્રી સુબોધ શિક્ષિકા બાવની—દોહરા.

બ્હેનો ! સહુ આ સાંભળો, શિખામણ સુખકાર<br>
ધ્યાન દઈ અંતર ધરો, શફળ થશે અવતાર. ૧

પાપ તણા ઉદયે મળે, નારીનો અવતાર;<br>
સકળ લોક એમજ વદે, શાસ્ત્ર તણો અધિકાર. ૨

પણ જો ચાલે સત્યથી, સજી સદ્‌ગુણ સણગાર;<br>
સતી પણે પૂજાય છે દેવી રૂપ અવતાર. ૩<br>
ગુણ તેના સહુ ગાયછે, સકળ મળી નરનાર;

ધન્ય ધન્ય તે નારને, સફળ કર્યો અવતાર. ૪
કટુ વચન કો કદી કહે, કરે ન ક્રોધ લગાર;
સમતા રાખે સર્વમાં, ઉત્તમ ધરી વિચાર. ૫
ક્લેશ કુસંપ કરે નહિ, વદે વચન હિતકાર;
તે નારીનો ધન્ય છે, આ જગમાં અવતાર. ૬
સંપી ચાલે સર્વમાં, હળીમળી હંમેશ;
ધરે નમનતા હૃદયમાં, ભજે સદા પરમેશ. ૭
વ્હેલી ઉઠે સવારમાં, ધરે ધર્મનું ધ્યાન;
ગણે મંત્ર નવકારને, લે સતીઓના નામ. ૮
ગુણ ગાયે ગુણીજન તણા, તજે અંતર અભીમાન;
સંગ કરે સુનારીનો, ન કરે સંગ નાદાન. ૯
જોઈ તપાસીને સદા, કરેજ ઘરનાં કામ;
ઉઘાડા મેલે નહિ, વિવિધ વસ્તુનાં ઠામ. ૧૦
વગર વિચાર્યું ના વદે, કદીય મુખથી વેણ;
રસ્તે ચાલે જોઇને, નીચા રાખી નેણ. ૧૧
લાજ વધારે લોકમાં વિચરે ધરિ વિવેક;
તજે ન અંતરથી કદી, ધર્મ તણી શુભ ટેક. ૧૨
ક્રોધી માની લોભીને, કપટી કુલટા નાર;
એવી કુનારીનો કદી, સંગ ન કરે લગાર. ૧૩
કુથલી કરે નકામની, ભેળી મળી બે ચાર,
હોળી સળગાવે સદા, તે કુલટા નીરધાર. ૧૪

(૩૬) પડયે ટેવ સૌ સહેલ છે, ટળે નહિ તે રહેલ; [વિનયબોધ
'વ્યસન કર્યું' જે હોંસથી, તે ટળવું મુશ્કેલ.

પતિને સંતાપે અતિ, મતિહીન જે નાર;
સેવામાં સમજે નહિ, સહુ પર રાખે ખાર. ૧૫
સારવાર સંતાનની, કરે નહિ લવલેશ;
નહિ સુઘડતાઇ જરી, જેવો કુવડ વેશ. ૧૬
ઉઠે આંખો ચોળતી વાગે જ્યારે આઠ;
કુલટાને આવે નહિ મુખે પ્રભુનો પાઠ. ૧૭
ઘરમાં સહુ સાથે કરે કલેશ અતિ દીનરાત;
હાય વોય હૈયા વિશે હોય નહી નીરાંત. ૧૮
ગુણ ગોતે નહિ અંન્યના અવગુણનો ભંડાર
ધર્મ તણી પ્રીતી નહિ ક્રોધ તણો અવતાર. ૧૯
પર નિંદામાં પાપણી જરા નહિ ડરનાર;
આળ ચડાવે અન્યને દુરાચાર રસનાર; ૨૦
એવી કુનારીનો કદી સંગ ન કરજો કોય
તજવી તેને દુરથી જો સુખ ચહવું હોય ૨૧
કુળ ડુબાવે બાપનું કરી નઠારા કામ
જગમા બહુ નિંદાયછે હૈયે હોય હરામ. ૨૨
કરવત જેવી જીભડી કરવા કાઢે કેણ;
શુભ શીખામણ આપતા ચઢાવે ઉંચા નેણ. ૨૩
સવળા સારગ છોડીને અવળા પકડે પંથ
છિદ્ર ઉઘાડે ઘરતણાં પંજવે કુલટા કંથ ૨૪
ઘરે ઘરે બહુ ભટકે ટકે ન પળ ઘર માંય;

વાતો કરવા વાયડી બની ધુવડ ફુલાય. ૨૫
નફટ નહેજા નાગણી ફટફટ બોલે બોલ;
વિનય વિચાર ધરે નહિ તે નારી તૃણ તોલ. ૨૬
કુટુંબ કબિલામાં કરે, બહુ કજીયા કંકાસ;
લડે વઢે પાડોશમાં નહિ ધરમે નવરાશ. ૨૭
એવી કુલટા નારીના અવગુણ તજો સુજાણ;
ભજો પ્રભુ ભાવે કરી તો મળશે વૈમાન ૨૮
ધન્ય ધન્ય તે નારીને, સજે, શીયળ શણગાર
સત્ય શીળ સંતોષને, ધરે હૃદય મોઝાર. ૨૯
પ્રાણ જતા છોડે નહિ, સત્ય શીયળની ટેક;
લાલચમાં લપટાય નહિ, સંકટ સહે અનેક. ૩૦
**સીતા સતીને** લઇ ગયો લંકા કેરો રાય;
કષ્ટ સહ્યા અતી આકરાં પણ નહિ સત્ય તજાય ૩૧
દુષ્ટ બની દુર્યોધને **દ્રૌપદી** દુઃખી કરાય;
**સતીના** ભરી સભા વિષે ખેંચ્યા ચીવર રાય. ૩૨
વેચાણી ચૌટા વિષે, ચંદન બાળા જાણ;
**વીર પ્રભુની** શિષ્યણી પદ પામ્યા નિર્વાણ. ૩૩
**તારામતિ સતી** જુઓ ગતિ અતિ દુઃખદાય;
રતિ મતિ ન હતી ફેરી બહુ બહુ દુઃખસહાય. ૩૪
ગુણવંતી કુળવંતીને રૂપવંતી સુનાર,
જગમાં જશ બોલાયછે લક્ષ્મીરૂપ અવતાર ૩૫

તેથી નામ પ્રથમથી, જાનેયા કહેવાય.

લાજ વધારી લોકમાં કુળનો કરે ઉદ્ધાર;
વ્હાલી લાગે સર્વને થાય વખાણુ અપાર. ૩૬
સંકટ શીર પડે કદી કરે ન કુડાં કામ;
રૂડાં કામ કરે સદા. લે ઈશ્વરનાં નામ. ૩૭
નગુણી નારીની પેરે તજે નહિ કુળ લાજ;
ઠઠા મશ્કરી ના કરે, મુકીને મરજાદ. ૩૮
સાસુ સસરાની સદા સેવા કરે અપાર;
પતિને પરમાનંદમાં રાખે કરી સત્કાર. ૩૯
આણંદ ઉપજે સર્વને એવા બોલે બોલ;
મુખમાં અતિ મીઠાશ છે, ગરવી ગુણ અતોલ, ૪૦
સદા રહે આનંદમાં કરે ન શોક લગાર,
સુખ દુઃખમા સમભાવનાં ધર્મ કરે સુખકાર ૪૧
હસે નહિ હદ મુકીને વઢે નહિ કોઈ સાથે;
દયા કરે તન મન થકી દેખી દીન અનાથ. ૪૨
નાત જાત કુટુંબમાં ઉપજાવે આનંદ;
શીતળ સદા સ્વભાવમાં જેવો પુનમચંદ. ૪૩
કુળ દીપાવે આપનું કરી ભલેરાં કામ;
સદા ધરે સદ્ધર્મને લઇ અંતરે આરામ; ૪૪
દાન દીએ ઉછરંગથી ન કરે મન અભિમાન;
પુસ્તક વાંચે જ્ઞાનનાં ગુણ ગંભીર સુજાન, ૪૫
એવી સદગુણી સુંદરી સફળ તેનો અવતાર;

ઉભય લોકમાં પ્રેમથી પુજાયે તે નાર. ૪૬
સમય પ્રમાણે ચાલીને સુખદુઃખ સહે શરીર;
કાર્ય કરે સદ્ધર્મના પામે ભવ જળતીર. ૪૭
ઉતમ જન્મ મનુષ્યનો પામી આ જગમાંય;
ક્ષમ દમ શમ દિલમાં ધરે સફળ કરે નિજ કાય. ૪૮
રૂડુ દેખી પરતણું બળે ન અંતર માંય;
સદા ધરે સંતોષને આનંદેજ રહાય. ૪૯
ઓગણીસે તોતેરમાં **નાગનેશ** મોઝાર;
અધિકમાસની પુનમે પુર્ણ કર્યો અધિકાર. ૫૦
એ સૌ સુબોધ શિક્ષિકા ધરે જે મન મોઝાર;
**વિનય મુની** ભાવે વદે તે પામે ભવપાર. ૫૧

## (૩૫) શ્રી દીવાળીના પર્વના મહોત્તવ વિષે ગરબી.

રાગ—લોભી વણઝારો એ રાગ

સુણ સખી આજે રે; ઉત્તમ દીવાળી
આ પર્વ ભલી પેરે ગાજે રે, ઉત્તમ દીવાળી
દીવાળી મંગળકારી રે; ઉત્તમ દીવાળી
સહુ સજ્જનને સુખકારી રે, ઉત્તમ દીવાળી ૧
શુભ ભાગ્યે બેની આવી રે, ઉત્તમ દીવાળી
ભવિ જનને તે મન ભાવીરે, ઉત્તમ દીવાળી
આ દિનમાં જીન ચોવીસમારે; ઉત્તમ દીવાળી
**વીર પ્રભુજી** મોક્ષ પધાર્યા રે, ઉત્તમ દીવાળી ૨

(૪૦) લાખ ટકાની છાબજે, શોભાવંતી હોય; [વિનબોધ
અલ્પ વિના અટકાવી દે, માંડવીયા તે જોય.

સાંભળ તું મારી સજની રે; ઉત્તમ દીવાળી
ગુણ ગાતાં વીતિ રજની રે, ઉત્તમ દીવાળી
પરભાતે ગોતમ સ્વામી રે, ઉત્તમ દીવાળી
થયા ગણધર કેવળ જ્ઞાની રે, ઉત્તમ દીવાળી ૩
ભાવિ જીવના કારજ સાર્યાં રે, ઉત્તમ દીવાળી
નર નારી કઈકજ તાર્યાં રે, ઉત્તમ દીવાળી
આ દીવાળી અંજવાળી રે, ઉત્તમ દીવાળી
ધરો ધર્મ સદા મદ ગાળીરે, ઉત્તમ દીવાળી ૪
તે દીનથી જગમાં પ્રસરી રે, ઉત્તમ દીવાળી
નહિ જાય કદિ તે વિસરી રે, ઉત્તમ દીવાળી
આણંદી સુખડા દીસે રે, ઉત્તમ દીવાળી,
હરખી હૈયામાં હીસે રે, ઉત્તમ દીવાળી ૫
ગણવી મહાવીર ગુણ માળારે, ઉત્તમ દીવાળી,
થઇ જાશે ઝાઝ ઝમાળા રે, ઉત્તમ દીવાળી;
કરશે સુખ દિન દયાળા રે, ઉત્તમ દીવાળી,
પ્રગટે મન મંગળ માળારે, ઉત્તમ દીવાળી. ૬
સતીઓના નામ સંભારો રે, ઉત્તમ દીવાળી,
ટળસે કરમનો ભારો રે, ઉત્તમ દીવાળી,
રહેવું આણંદે નિત્યે રે, ઉત્તમ દીવાળી,
સંપી ચાલો સહુ પ્રત્યે રે, ઉત્તમ દીવાળી. ૭
કરો ધર્મ ધ્યાન શુભ ભાવે રે; ઉત્તમ દીવાળી,

જિન આવો ફરી નહિ આવે રે, ઉત્તમ દીવાળી;
સ્નેહે સહુને સમજાવે રે, ઉત્તમ દીવાળી,
**મુનિ વિનયચંદ્ર** ગુણ ગાવેરે, ઉત્તમ દીવાળી. ૮

## (૩૬) શ્રી મહાવીર પ્રભુના જન્મ મહોત્સવ.

( રાગ મને રસ્તા વચ્ચે રોકીરે છેલ છબીલા છોગાળા. )

જય જય **શ્રીમહાવીર** જનમ્યારે, આણંદ મંગળ દીવાળી,
દુઃખ દોહગ સરવે વિરમ્યારે, આણંદ મંગળ૦
કંચન વરણી શુભ કાયારે, આણંદ મંગળ૦
ચોવીસમાં શ્રી જીનરાયારે, આણંદ મંગળ૦ ૧
ધન્ય ધન્ય **ત્રિસલાના** જાયારે. આણંદ મંગળ૦
હરખ્યા **સિદ્ધારથ** રાયારે, આણંદ મંગળ૦
મળી છપન દેવ કુમારીરે, આણંદ મંગળ૦
કરે મહોચ્છવ હર્ષ વધારીરે, આણંદ મંગળ૦ ૨
મંગળ ગીત ગોરી ગાવેરે, આણંદ મંગળ૦
વંદન કરી નિજ ઘર જાવેરે, આણંદ મંગળ૦
ચોસઠ ઇંદ્રો ત્યાં આવેરે, આણંદ મંગળ૦
મહોચ્છવ કરવા મન ભાવેરે, આણંદ મંગળ૦ ૩
પ્રભુને લઇ મેરૂ શૃંગેરે, આણંદ મંગળ૦
કરે મહોચ્છ અતિ ઉછરંગેરે, આણંદ મંગળ૦
સહુ ક્ષીરોદક નવરાવેરે, આણંદ મંગળ૦
કરી મહોચ્છવ નિજ ઘર લાવેરે, આણંદ મંગળ૦ ૪

(૪૨) સાથે આવ્યા સર્વજે, નિંદાગો તે વાંક; [વિનયબોધ માટે સાસુ પોંખતા પ્રથમજ તાણે નાક.

---

ત્રીસલામાના ગુણ ગાવેરે, આણંદ મંગળ૦
કરી વંદન સ્વર્ગ, સિધાવેરે, આણંદ મંગળ૦
સુણી વધામણી ત્યાં રાજારે, આણંદ મંગળ૦
વજડાયે મંગળ વાજારે, આણંદ મંગળ૦ ૫
દીધાં બહુ દાન ઉમંગેરે, આણંદ મંગળ૦
મહોચ્છવ કીધા બહુ ઉમંગરે, આણંદ મંગળ૦
ધન્ય ધન્ય ઘડી દિન આજેરે, આણંદ મંગળ૦
ઉછરંગ ગગન ઘન ગાજેરે, આણંદ મંગળ૦ ૬
રંગે ગોરી ગીત ગાવેરે આણંદ મંગળ૦
પ્રભુ જન્મ સુણી હરખાવેરે, આણંદ મંગળ૦
થયા ત્રિભુવનમાં અજવાળારે, આનંદ મંગળ૦
પ્રભુ જન્મ્યા દીન દયાળારે, આણંદ મંગળ૦ ૭
ત્રણ જ્ઞાની મહા ગુણવંતારે, આણંદ મંગળ૦
ત્રિહુ જગમાં જયજયવંતારે, આણંદ મંગળ૦
ભવિ જીવના સંકટ ટળીયારે, આણંદ મંગળ૦
શુભ સકળ મનોરથ ફળીયારે, આણંદ મંગળ૦ ૮
બોલો ધરી મન આણંદારે, આણંદ મંગળ૦
જય જય શ્રીવીરજીણંદારે, આણંદ મંગળ૦
વીર પ્રભુના જે ગુણ ગાશેરે, આણંદ મંગળ૦
તે વહેલા શિવ સુખ જાશેરે; આણંદ મંગળ૦ ૯
દર જોડી નમે નર નારીરે, આણંદ મંગળ૦

ગરબાવળી ધુસળ કીધો ધરીના ચઈ કસવે કામ; (૪૩)
તેમજ આતુમ ઉપરે, પડશે ધુસળ આપ.

વીર જનમ્યા જય જયકારીરે, આણંદ મંગળ૦
મુનિ વિનયચંદ્ર શુભ ભાવેરે, આણંદ મંગળ૦
પ્રભુ જન્મ મહોત્સવ ગાવેરે, આણંદ મંગળ૦ ૧૦

## (૩૭) સદ્‌ગુરૂ પ્રાર્થનાષ્ટક. ગઝેલ કવ્વાલી.

મનોવૃત્તિ અમારી આ ભટકતી મોહ અંધારે
સમર્પી જ્ઞાન બિંદુને ગુરૂજી ? તારજો મારા. ૧
તમે સદગુણના દરીયા અમે તો દોષનો ભરિયા,
ઉદ્ધારિ દોષ સાગરથી ગુરૂજી ? તારજો મારા. ૨
તમે ઉપકારની વૃત્તિ ધરિ છે દિલમાં પ્રેમે,
કરી ઉપકાર દુનિયામાં ગુરૂજી ? તારજો મારા. ૩
હૃદયમાં તિવ્ર જીજ્ઞાસા ભલું કરવા બધાની છે;
અમોને સન્મતી આપી ગુરૂજી તારજો મારા. ૪
અમારા દોષને તજવા કરીને કાંઇ કૃપા દ્રષ્ટિ,
ઉતારી ભવસાગરથી ગુરૂજી ? તારજો મારા ૫
સુગુણી છો ગુરૂરાયા ? અમો તમ શિષ્ય કહેવાયા,
નથી છુટતી ગુરૂ ? માયા ગુરૂજી ? તારજો મારા, ૬
સદા ગુરૂ પ્રેમની દ્રષ્ટી કરો અમ પર એવી વૃષ્ટી.
કાપો ત્રિકાળની કષ્ટિ ગુરૂજી તારજો મારા. ૭
શશી સન્મુખ પેખીને ચકોરી નેત્ર આનંદે,
પરમ ઉપકારી સૌજગના ગુરૂજી ? તારજો મારા. ૮

(૪૪) ખાંડણીયામાં ખાંડવા પડે મુશળ જેમ; [વિનયબોધ
સારી નરસી જગતની, વમે ખાંડજે તેમ.

---

**(૩૮) ગુરૂ આગમન**—રાગ દેવરીયા મુનિનો.

આજ મંગળ દીન બેની અમારે, ગુણવંતા ગુરૂજી પધારે,
ગુણવંતા ગુરૂજી જ્ઞાનના દરીયા. એ ટેક૦
જ્ઞાન અમૃતગુણ ભરીયા, ગુણવંતા ગુરૂજી જ્ઞાનના દરીયા ગુ.
લળી લળી વાંદુ મારા ગુરૂજીને ભાવે, દુઃખડા સઘળા દુર જાવે. ગુ. ૧
પેલું વંદન મારા ગુરૂજીને કીધું ? જ્ઞાન અમૃતને ભરી પીધું ગુ.
બીજું વંદન શુદ્ધ સમકીત ધારી, દર્શન મંગલ સુખકારી ગુ. ૨
ત્રીજું વંદન શુદ્ધ સંજમ ધારી, વાણી અમૃત જયકારી ગુ.
આનંદ મંગળ દીન આજ દીવાળી, વીદીએ દોષ દૂર ટાળી ગુ. ૩
શાંતી ભરેલી ભવની ભ્રમતા ભાંગે, વાણી સુણાવી વીતરાગે ગુ.
ભલે ભાગ્યેરે ગુરૂ દરશન દીધા, દુઃખડા અમારા હરી લીધા ગુ. ૪
અમ્રતતુલ્ય વીર વાણી સુણાવે, મોહ માયાને હણાવે ગુ.
ધન્ય ભાગ્યરે એવા ગુરૂજી મળીયા, ભાગ્ય પૂરણ આજ ફળયા ગુ. ૫
વિનયચંદ્ર મુનિ વદે શુભ ભાવે, ગુણવંત ગુરૂજીના ગુણ ગાવે.

**(૩૯) આ અમુલ્ય જીંદગી વૃથા ન ગુમાવજો**—નારાચ છંદ

રમત ગમતમાં ન જીંદગી વૃથા ગુમાવજો.
અંગનાં કુસંગથી સુરંગને જમાવજો. ૧
કામ ક્રોધ લોભ મોહ માનને મટાડજો,
અજ્ઞતા ભરી કુટેવને અરે ઘટાડજો. ૨
નીતિમા સુપ્રીતિથી નિજાત્મને વસાવજો,
અનિતિના કુપંથમાં ન આત્મને ફસાવજો. ૩

મોહ નિદ્રમાં સુતેલ આત્મને જગાડજો,
પરોપકારી કાર્યમાં સ્વચિત્તને લગાડજો. ૪
દુવા લઈ ગરીબની દુઃખીનો દુઃખ ટાળજો,
પવિત્ર વિર વાણિથી નિજાત્મને પખાળજો, ૫
પવિત્ર જોગ ભાગ્ય યોગ્યથી મળ્યો વીચારજો,
સર્વ સત્વમાં દયાળુ ભાવના વધારજો. ૬
સુખ દુખમાં સમાન વૃત્તિ ઉર ધારજો,
વધારજો ન ભોગ રોગ શોગ કારી વારજો. ૭
સદા ઉમંગથી સુસંગથી જીવન સુધારજો.
વિનય મુનિ દુષ્ટ સંગનો પ્રસંગ વારજો. ૮

(૪૦) ચાની ખુવારી વિષે—કઝલ કવ્વાલી.

પીઓમાં ચા અરે ભાઇ ! પીઓમાં ચા અરે ભાઈ !
ન તેમાં ફાયદો કાંઈ, પીઓમાં ચા અરે ભાઈ. ૧
ખુવારી તે ઠગારી છે, પુરી તેમા બીમારી છે;
નહિ ચા સુખકારી છે, ખરે આખર ખુવારી છે. ૨
વ્યસન ચાનું નઠારૂં છે, નહિ તલમાત્ર સારૂં છે;
ખરે તે દુઃખ બારૂં છે, પીઓમાં ચા અરે ભાઇ ! ૩
પીસાચી ભુતડી વળગી, ન મનથી થાય તે અળગી;
મતિ ચામાં રહી સળગી, પીઓમાં ચા અરે ભાઇ ! ૪
ચુકાવી ધર્મની રીતિ, મુકાવી વૃત્તની પ્રીતી;
બગાડી દેહની સ્થિતિ, પીઓમાં ચા અરે ભાઈ ! ૫

ગજબ ચાયે કર્યો જગમાં, રહી વ્યાપી રગો રગમાં;
ઠરી તું ચા અરે ઠગમાં, પીઓમાં ચા અરે ભાઇ ! ૬
સવારે ચા બપોરે ચા, સંધ્યામાં ચા નિશામાં ચા;
સદા વ્યાપી અરેરે ચા, પીઓમાં ચા અરે ભાઇ ૭
બગાડી ચા થકી કાયા, ઠગાયા રંક ને રાયા;
બડી ચા મોહની માયા, પીઓમાં ચા અરે ભાઇ ! ૮
તલપ ચાની બહુ બુરી, સતાવે પાપણી પુરી;
દીધા જન સર્વને ચુરી, પીઓમાં ચા અરે ભાઇ ૯
ઘડી ના ચા વિના ચાલે, પીએ ના શિર તો ઝાલે;
વિધાણા દુઃખને ભાલે, પીઓમાં ચા અરે ભાઇ ! ૧૦
બળહીણું હિંદને કરવા, વિનાશસ્ત્રે વિજય વરવા;
ઇલમ એ શ્રેષ્ઠ સોધ્યો છે, પીઓમાં ચા અરે ભાઇ ! ૧૧
પીએ સૌ વૃદ્ધને બાળા, સદા ચાની કરે માળા;
વિના ચાએ કરે ચાળા, પીઓમાં ચા અરે ભાઇ ! ૧૨
બનાવ્યા બાયલા લોકો, અધમ એ દુષ્ટ રંડાએ;
વધાર્યા દેશમાં રોગો, પીઓમાં ચા અરે ભાઇ ! ૧૩
નથી એ ચાતણા પ્યાલા, ખરે છે રોગના પ્યાલા;
ઠગાઓ શીદને ઠાલા, તજી દો ચા હવે વ્હાલા. ૧૪
બગાડે દુષ્ટ ચા કાયા, વૃથા ચામાં શું ભરમાયા;
મુકી દો ચા તણી માયા, પીઓમાં ચા અરે ભાઇ ! ૧૫
અહા શો ટેસ આવે છે, મજા શી ચાહ આપે છે;

આ કન્યા કારણ તમે કરો કબુલ સહાય.

વહોએમ ચાતણા શોખીન, ન જાણે તત્વ તે મસ્કીન. ૧૬
મુકી દો મન સમજાવી, ગણી આ દુઃખની ચાવી;
નહિ તો આપદા આવી, પીઓમાં ચા અરે ભાઈ! ૧૭
હવે કઈ નેત્ર ઉઘાડો, વિચારો ચિત્ત વિચારો;
ઘણું ઉંઘ્યા હવે જાગો, પીઓમાં ચા અરે ભાઈ ૧૮
નિરોગી પુષ્ટ બળવંતા, થવાને ચિત્ત જો ચાહો;
તજી ઘો ચિંત્તથી ચાને, તજી ઘો ચિત્તથી ચાને. ૧૯
**વિનય મુનિ** વદે, ભાવે, ગઝલ એ ચા તણી ગાવે;
તજે ચા તે સુખી થાવે, મુરખ ચા પી ખત્તા ખાવે. ૨૦

## (૪૧) નરકગામી કોણ ?—રાગ-રાગ ગીતિ.

કુડકપટ કરનારા, પરદારામાં સદાય રમનારા;
પરધનના હરનારા, તે નિશ્ચે નર નરકે પડનારા. ૧
હિંસાના કરનારા, જુઠવચનથી જરા ન ડરનારા,
પાપે પીંડ ભરનારા, તે નિશ્ચે નર નરકે પડનારા. ૨
અધર્મના ધરનારા, કન્યાવિક્રયથી ધન રળનારા,
અવટ ઘાટ ઘડનારા, તે નિશ્ચે નર નરકે પડનારા. ૩
હરામનું ખાનારા, દુર્જનમંડળમાં જઇ ભળનારા:
પરસુખમાં બળનારા, તે નિશ્ચે નર નરકે પડનારા. ૪
ધરમીને હસનારા, પૂણ્યપંથને રે પરિહરનારા;
વિષયમાં વસનારા, તે નિશ્ચે નર નરકે પડનારા. ૫
પાપ થકી ડરનારા, સત સંગત કરી દુર્ગુણ હરનારા;
પરોપકાર કરનારા, **વિનયમુનિ** તે સદ્દગતી વરનારા ૬

(૪૮) રાખ થશે આ દેહની લોકો જમશે ધાન; [વિનયબોધ
રાખી ધ્યાન છે પિંડમાં માનવ સાચું માન.

# શ્રી વિનયબોધ ગરબાવળી.

## ભાગ બીજો

### (૪૨) પ્રભુ ભજનજ સર્વથી શ્રેષ્ઠ છે—રાગ ધનાશ્રી.

ભાવે ભજો ભગવાન ભવિતમે, ભાવે ભજો ભગવાન. ટેક.
સુખનું એજ નિદાન ભવિતમે, ભાવે ભજો ભગવાન. ૧
પ્રભુ ભજનથી ટળે સંકટને, મળે અમર વૈમાન. ભવિ૦ ૨
ઇહ પરલોકે જીવસંકળને, સાચું શરણ સુખકાણ. ભવિ૦ ૩
ભાવ ધરી પ્રભુનામ જપીલે, સગપણ એ અવસાન ભવિ૦ ૪
મોહ માયામાં તું મરડાઇ, ભુલ્યો ભવનું ભાન. ભવિ૦ ૫
અજ્ઞપણામાં તું અથડાઇ, હાથે હુવોજ હેરાન. ભવિ૦ ૬
ક્ષણ ભંગુર આ સર્વ જગત છે, સાચું અરિહંત નામ ભવિ૦ ૭
સદ્‌ગુરૂનો સંત સંગ કરીલો, થાય હૃદયનું જ્ઞાન ભવિ૦ ૮
ધન દોલતને માલ ખજાનો, તજી જવું અવસાન ભવિ૦ ૯
શુભ શિખામણ શ્રી સદ્‌ગુરૂની, સાંભળજો ધરી કાન ભવિ૦ ૧૦
શું લાવ્યા શું લઇ જવાના ? કરો વિચાર તમામ ભવિ૦ ૧૧
માટે પ્રભુજીનું નામ જપીલે, તજી અંતર અભિમાન ભવિ૦ ૧૨
અંતરના રોગ શોક વિનાશક ઓષધ એ સત્ય જાણ ભવિ૦ ૧૩
ભાવધરી મુનિવરે વિનયચંદ્ર, ગાય પ્રભુ ગુણગાન ભવિ૦ ૧૪

 ઇંડિ પિંડી ઉતારીયા, ગયાંજ ગોથા ખાય; 
તેમ તજી આ જગનિને, જાશો તેમ જણાય.

## (૪૩) સતી ચંદનબાળાની વીરપ્રભુ પ્રત્યે વિનતિ.

( શી કહુ કથેની હું મારી રાજ એ રાગ. )

વીર પ્રભુજી ? પધારો નાથ ? વીર પ્રભુજી ? પધારો,
વિનંતી મુજ અવધારો નાથ ? વીર પ્રભુજી ? પધારો. એ ટેક૦
ચંદનબાળા સતી સુકમાલા, બોલે વચન રસાલા,
હાથને પગમાં જડ દીયા તાળા સાંભળો દીન દયાળા નાથ ? વીર ૧
કઠણ છે મુજ કર્મની કહાણી, સુણો પ્રભુ ? મુજ વાણી;
રાજકુંવરી હું ચૌટે વેચાણી, ભોગવી મેં દુઃખ ખાણી નાથ ? વીર ૨
તાત તો મારો બંધન પડીયો માતા મરણજ પામી,
મસ્તકની વેણી કતરાણી, દુઃખ તણી નથી ખામી નાથ ? વીર ૩
મોંઘી હતી હું રાજ કુંવરી, આજ હું ત્રણ ઉપવાસી,
સુપડાને ખુણે અડદ બાકુળા, શું કહું મુજ દુઃખ રાશી નાથ ? વીર ૪
શ્રાવણ ભાદરવા માસની પેઠે વરસે આંસુની ધારા,
ગદગદ કંઠે ચંદન બાળા બોલે વચન કરુણાળા નાથ ? વીર ૫
દુઃખ એ સઘળું ભુલું પૂર્વનું આપના દર્શન થાતાં;
દુઃખ એ સઘળું હૈયે ઉભરાયે; પ્રભુ તુમ પાછા જાતા નાથ ? વીર ૬
ચંદનબાળાની અરજી સુણીને નીર નયનમાં નીહાળે,
બાકુળા લઈ વીર પ્રભુ પધારે, દયા કરી દીન દયાળે નાથ ? વીર ૭
સોવન કેરી થઇ ત્યાં વૃષ્ટિ, સાડી બાર ક્રોડ સારી.
પંચ દીવ્ય તત્કાળજ પ્રગટ્યાં બંધન સર્વ વીદારી નાથ ? વીર ૮
સંજમ લહીને કાજ સુધાર્યાં ચંદન બાળા કુમારી,

(૫૦) પોતાનુ ઘર પરજળે, તે તો પીડા ટાળ; [વિનયબો
પરની તારે શી પડી, તું તારૂં સંભાળ.

વીર પ્રભુની શીષ્યણી પેલી પંચ મહાવ્રત ધારી નાથ ? વીર
કર્મ ખપાવી મુક્તિ સીધાવ્યા ધન્ય સતી શિરદારી,
વિનયમુની વદે ભાવ ધરીને, વંદુ હું વારંવારી નાથ ? વીર ૧

**(૪૪) મંદોદરીએ રાવણને કહેલાં વચનો—ગઝલ કવ્વાલી**

ગણીને પ્રાણના પ્યારા, કહું છું બોલ એ સારા;
જણાશે તો અરે ખારા સુણી લેજો પ્રીતમ મારા.—૧
ન કીધું કામ આ સારૂં ઉઘાડયું દુઃખનું બારૂં;
કહ્યું મન માનીને મારૂં, હજુ સમજાય તો સારૂં.—૨
સતી આ જોગ માયા છે, પુનિત મન વાણી કાયા છે;
જનકની જેહ જાયા છે સુરોએ ગુણ ગાયાં છે—૩
જુઓ આ રામજી આવ્યા લઘુ બાંધવને લાવ્યા;
કદિ અટકે ન અટકાવ્યા પ્રબળ આ સૈન્યને લાવ્યા—૪
પડી આધીન પરદારા થશે એ દુઃખના ભારા;
વિચારો ચિતમા વ્હાલા પિઓ માં ઝેરના પ્યાલા.—૫
કુબુદ્ધિ આ કિહાં આવી નહિ તેમાં જશો ફાવી;
મુકી દ્યો મન સમજાવી નહિ તો આપદા આવી.—૬
ફજેતી લોકમાં થાશે ઘરો ઘર ગીતડાં ગાશે;
ખુવારી રાજ્યની થાશે, પડો મા આ વિષમ પાસે—૭
અનીતિ રે નાંહિ જીતે, કહું છું સાંભળો પ્રીતે;
લખી આ રાખજો ચીતે વિનય મુનિ વદે હિતે.—૮

(૪૫) ઉપરના વાક્યો સાંભળી રાવણ બોલ્યો—ગઝલ કવ્વાલી

સુણી નિજ પત્નિના વેણ ચડાવ્યા રાવણે નેણ;
કહ્યાં તેં આકરાં કેણ ન દે તું એહવાં રેણ. ૧
નથી બસ ખાયલો હું તો, વધુ બોલીશમાં તું તો;
નથી હું પારણે સુતો નથી કંઇ પાપમાં ખુત્યો. ૨
નહિ સિતા દઉં પાછી, કહું છું વાત હું સાચી;
બની તારીમતિ કાચી, ડરાવે છે વૃથા રાચી. ૩
અચળ છે ટેક આ મારી, નથી પ્રાણાંત ફરનારી;
ન સોંપુ એ કહિ નારી, લખી લે છાતીએ તારી. ૪
ભલે તે રામલો આવે, ભલે લક્ષમણને લાવે;
ન રાવણ દિલ ડરી જાવે, શું ? તે ભીખારીથી થાવે ? ૫
બહાદૂરી બતાવીને, કરૂં છું દૂર સતાવીને;
જુવોને માહરી સત્તા, ખરે ખાશેજ તે ખત્તા. ૬
અરે લંગોટીઆ બાવાં, ભલે બન્ને જણા આવ્યા;
લીધું પાછું નહિ મુકું, ગણું ના હું હવે શુંકર્યું. ૭
ગમે તે છો હવે થાય, ડરે લંકાપતિ રાય ?
વદે વિનય મુનિ રાય ગતિ એવી મતિ થાય. ૮

(૪૬) હિતોપદેશ—રાગ—પુનમ ચાંદનીનો.

પ્રાણી પુણ્યસંજોગે માનવભવ તું પામીયોરે,
કાંઇ સુકૃત કર તો પામ્યાનું પરમાણ;
માટે ભજન કરી લે ભયભંજન ભગવંતનુંરે. ટેક.

સાખી—ભવભ્રમણના ચક્રમાં, ભમીયો તું બહુ વાર;
જેવો અંધો આદમી, રઝળે રણુ મોઝાર;
જેમ સાગરમાંહી ગોથાં ખાયે હુંણતોરે,
તેમ રઝળતાં તું પામ્યો આ અવતાર. માટે૦ ૧

સાખી—નવ મહિના તું ઝુલીયો, માના ઉદર માંય;
રૂધિર ને વિર્ય વડે, તારૂં પોષણુ થાય,
એહવાં સંકટ બહોળાં વેઠી તુ બાહીર પડયોરે;
ગર્ભાવાસનાં દુ:ખ ભુલ્યો તું ગેમાર. માટે૦ ૨

સાખી—અરમાઇશ માં ભાળીને, મેડી મહેલ દુકાન
હીરા મણી માણેકને, સોવન રૂપા ખાણ,
તારી સાથે નહી આવે કાંઇ જાણજેરે;
અઢળક લક્ષ્મી ભલે હોય ઘરમાંય. માટે૦ ૩

સાખી—સ્વાર્થ રૂપ સંસારછે, કુટુંબઅને પરીવાર,
ભાઇ ભોજાઇ બેનડી, ઉપરનો શણગાર;
ખરી વીપત વખતે સગાં સૌ કોરે રહેરે.
અંત્રે તારૂં કોઇ નથી નીશ્ચે ધાર.. માટે૦ ૪

સાખી—આળસ નિંદ્રા વિકથા, કસાયને ત્રણ જોગ,
પંચ પ્રમાદ અજ્ઞાનતા, સંસારી સુખ ભોગ;
સુખ સંસારનાં તુને પ્રિય લાગે ઘણુરે.
પણુ છે આખર એ સૌ દુર્ગતીના શણગાર. માટે૦ ૫

સાખી—જોબન તારૂં જાણજે, જેવો જાદુખેલ,

ચાર દીવસની ચાંદની, એવો જોબન ખેલ;
માટે જોબનવયમાં ઈંદ્રી વશ કરજે બંધીરે,
જેથી પરભવ માંહે સુખ મળે શ્રીકાર. માટે૦ ૬
સાખી—ઇશ્વર ઈંદ્ર રવી ચંદ્રમા પ્રતાપી રાજન,
દેવ દાનવ માનવા, ભોગવતા સુખકંદ;
રામકૃષ્ણ ચક્રી પાંડવો એવા એવારે,
ગયા જાય છે ને હુજી છે જનાર. માટે૦ ૭
સાખી—ચતુરને શિખામણ, ઝાઝી નહી દેવાય,
મુરખને દેવા થકી, પોતે દુઃખી થાય;
આપ ગુનજનોતો શાણા સમજુછો બંધારે,
માટે ઝાઝું નથી કેતો હું આવાર. માટે૦ ૮
સાખી—પુજ્ય શ્રીઉમેદચંદજી, બ્રહ્મચારી મુનિરાય,
શિષ્ય તેના ભાવે વદે વિનયચંદ્ર હિતલાય;
દયા દાન અને દીનતા રાખો તમેરે,
જેથી ભવોભવના દુઃખડાં ટળી જાય, માટે૦ ૯

(૪૭) પરનીંદા તજવા વીશે—રાગ શાર્દૂલ વિક્રીડિત છંદ

નિંદા ના કરશો કદાપિ પરનિ, નિંદા મહા પાપ છે,
નિંદા વેર વીરોધ મદ્ધિ કરશે, નિંદાથી સંતાપ છે;
નિંદાથી સદગુણ સર્વ વિણસે, સદ્ધર્મ રે ના કદા,
નિંદા દુર્ગુણ દુઃખદાઇ જગમાં, નિંદા તજો સર્વદા. ૧

(૫૪) પગે પગરખાં પહેરીને તાપ તપે તો ચાલ; [વિનયબોધ
મેદની બધી મઢાય નહિ તું સારૂં સંભાળ.

---

## (૪૮) શ્રીવીર પ્રભુના જન્મ થતી વખતે ગાવાનું ગીત,
## રાગ—નફ્ફટનીલજ નકટા નરસૈયાની૦—એ ઢાળ.

આનંદમંગળ શ્રી મહાવીરજી જનમ્યા જીનેશ્વર જયજયકાર—એ ટેક
ત્રિસલાના નંદન છો સુખકંદન વંદન કરીયે વારંવાર આ૦ ૧
ચોસઠ ઇંદ્રિ કરે તુમ મહોત્સવ મંગળગીત ગાયે નરનાર આ૦ ૨
રાય સિદ્ધરાથના કુળદીપક દીનદયાળ દુઃખો હરનાર આ૦ ૩
દેવ મળી વદે ગગનમંડળમાં આનંદ મંગળ જયજયકાર આ૦ ૪
સ્વર્ગ મૃત્યુ અને સાત પાતાળમાં સર્વત્ર પ્રકાશના કરનાર આ૦ ૫
મતી સુત્ર પરમાવધીએ ત્રણ નિર્મળ જ્ઞાનતણા ધરનાર આ૦ ૬
આશિષ દે દેવીઓ મળી છપન્ન ક્રોડ દીવાળી જીવો જયકાર. આ૦ ૭
વધામણી સુણી રાય સિદ્ધારથ હર્ષ વધ્યો ઉર માંહી અપાર. આ૦ ૮
દાન દીધાં બહુ રંગે ઉમંગેથી વલ્લભ માતપિતાને અપાર આ૦ ૯
શીવસુખ મળવાને સંકટ ટળવાને ભાવિક ભક્તતણા છો આધાર ૧૦
વિનયચંદ્ર વદે કર જોડીને બોલો શ્રીવીર તણો જયકાર. આ૦ ૧૧

## (૪૯) શ્રીવીર પ્રભુ પ્રત્યે વિનંતી.
## રાગ—સુતારીના બેટા તુને વિનવુ રે લોલ.

વિરપ્રભુ સુણોને એક વિનતીરે લોલ
દાસ વિનવે તે ધરો ધ્યાન જો;
ત્રિસલા દેવીના નંદન વાલમારે લોલ
ગુણહીણો હું તું ગુણવાન જો; વિર૦ ૧
કાળ અનંતથીરે હું આથડયોરે લોલ

ભુલ્યો ભવદુઃખભંજનહાર જો;
નિજ દેહાભીમાન નવ મુકીયુંરે લોલ
દુઃખ સહ્યાં મેં તેથી અપાર જો; વિર૦ ૨
રૂપ દેખી મોહ્યો રમણી તણુંરે લોલ
કાંઇ કામ ન સીજ્યું લગાર જો;
કુડી દ્રષ્ટિએ કર્મ મેં બાંધીયારે લોલ
કેમ પામીશ ભવકેરો પાર જો; વિર૦ ૩
લક્ષ્મી લેવાને કારણ સાહેબારે લોલ,
દુઃખ વેઠ્યાં મેં અપરંપાર જો;
તોય દીઠાં ન સોનરૂપબાઇનેરે લોલ,
ખાલી એળે ખોયો અવતાર જો; વિર૦ ૪
ત્રસ થાવર જીવ નવ ઓળખ્યારે લોલ,
એક પેટ ભર્યાનુજ કાજ જો;
કંદમુળ અભક્ષણ મેં ભખ્યારે લોલ,
દિલ દયા ન આણી મહારાજ જો. વિર૦ ૫
વશ રહી નહી મુજ જીભડીરે લોલ,
ભુંડુ કરવા તૈયાર આતમરામ જો;
કાંઇ કામ ન સીઝેરે આપણુંરે લોલ,
મુખે આવ્યું નહીં તુમ નામ જો. વિર૦ ૬
ભલો ભુંડો પણ દાસ હું તાહરોરે લોલ,
જેમ પેટે આવેલો ભોરીંગજો;

સુખે દુઃખે તેને વેઠવા પડેરે લોલ,
તુમ સમો મારે ધણી ધીંગ જો; વિ૦ ૭
સમકીત વીના હું બહુ રૂળ્યોરે લોલ,
નહિ નમ્યો હું સંત લગારજો;
દેવગુરૂ ધર્મ વિસરી ગયોરે લોલ.
ભુલ્યો ગર્ભનાં દુઃખ હું ગમારજો. વિ૦ ૮
તુમ નામેરે કૈક જન ઉધર્યારે લોલ,
તે તો દુઃખ તણા આપનાર જો;
પાપી ગોશાળો તે પણ ઉધર્યોરે લોલ.
હું તો પરમ સેવક કીરતાર જો. વિ૦ ૯
ઇંદ્રભુતી અવણવાદ બોલતોરે લોલ
જુઠ પાડવા આવ્યો હજુર જો
અમીદૃષ્ટિની વૃષ્ટી કરી તમેરે લોલ
કિધો ગૌતમ ગણધર હજુર જો વિ૦ ૧૦
પીધુ રૂધીર નાગ ચંડકોશિયેરે લોલ
તિહાં પીડા ઊપની અત્યંત જો
તેને સ્વર્ગ દીયો તમે આઠમેરે લોલ
ભવતારક તુ ભગવંત જો. વિ૦ ૧૧
ઘણી વાર હું આવ્યો આપ ચરણમાંરે લોલ
પણ શ્રદ્ધા ચોખી નહિ ચીત જો
ઇંદ્રજાળી જાણ્યા હશે આપનેરે લોલ

તેથી ભમ્યો હું આવ ભવકીટ જો. વિ૦ ૧૨
સુરવૃંદ કરે તોરી સેવનારે લોલ
ઈંદ્ર ચોસઠ થાય તુંમ દાસજો;
ચતુર મુખ સિંહાસને ઓપતારે લોલ.
જેમ આભમાં ભાનું પ્રકાશ જો. વિ૦ ૧૩
વીરપ્રભુ માગું હું તો એટલુંરે લોલ
દીયો કેવળ જ્ઞાન તણી છાપ જો.
જ્ઞાનપુત્ર ચોવિશમાં સાચમારે લોલ
ભવોભવના સંકટ કાપજો. વિ૦ ૧૪
કહુ સંવત વિરવર્ધમાનનોરે લોલ
ચોવિસે એકત્રીસ જાણ જો.
વસંતઋતુને ફાગણ માસમાંરે લોલ.
શની સાતમ હેરડીગામ જો. વિ૦ ૧૫
૧૦ પુજ્ય કાનજીઋષિ સમુદાયમાંરે લોલ
પૂંજ્ય ઉમેદચંદજીપ સાચ જો.
ગુણવંત ગુરૂના પ્રસાદથીરે લોલ
મુનિ વિનયચંદ ગુણ ગાય જો. વિ૦ ૧૬

૧૧ (૫૦) શ્રી નવકાર મંત્ર વિષે.

( રાગ-પ્રિયતમ પ્રભુ નમીયે આપને )

( દરેક કડીને છેલે પ્રભુ પદ બોલી દોઢ વાળવીજ )

નમું નમું મહાપદ નવકારને, એ મંત્ર ખરો સુખકારને નમું ટેક

**(૫૮) પેખી ચળગત પારકી અમથો અંતરબાળ. [વિનયબોધ**

કરશે તે ફળ પામશે તું તારૂં સંભાળ.

પ્રથમ પદે અરિહંત જીનેશ્વર, નમુ ભવિ તારણહારને નમુ. ૧
બીજે પદે નમુ સિદ્ધ નિરંજન, ભવજળ પાર ઉતારને નમુ. ૨
ત્રીજે પદ આચાર્યજી ઉત્તમ, પાળે પંચાચારને નમુ. ૩
ઉપાધ્યાય પદ ચોથે નમીએ, ભણે ભણાવે સારને નમુ. ૪
પંચમ પદ નમુ મુનિ ગુણકારી, પંચ મહાવૃતધારને નમુ, ૫
પંચ પદ એ જગમાં જયકારી, પાપ મિટાવણહારને નમુ. ૬
ભાવ ધરી જપતા સુખ પામે, નિત્ય નિત્ય મંગળમાળને નમુ. ૭
રોગ શોગ સંતાપ સમાવે, વિઘ્ન નિવારણહારને નમુ. ૮
કહે **વિનય મુનિ** કર જોડી, નમો નમો નવકારને નમુ. ૯

**(૫૯) શ્રી મહાવીર ભગવાનને નમન વિષે**—રાગ ઉપરનો.

નમુ નમુ મહાવીર ભગવાનને, શાસન નાયક ગુણવાનને નમુ ટેક.
ચોવીસમા જીનવર જયકારી, ત્રીસલાનંદ અભિરામને નમુ. ૧
ચાર કર્મ ઘનઘાતિ ખપાવ્યા, પામ્યા કેવળજ્ઞાનને નમુ. ૨
પર ઉપકારી સહુ સુખકારી, ધારી નિર્મળ ધ્યાનને. નમુ. ૩
શાસ્ત્રબોધ અવિરોધ સુણાવ્યા, તજી ક્રોધ ભય માનને. નમુ. ૪
ધૈર્ય ધરી બહુ અધમ ઉદ્ધાર્યા, તાર્યા દઈ શુભ જ્ઞાનને નમુ. ૫
ગુણ અનંત ભગવંત તમારા, ગાવે ગુણી ગુણ ગાનને. નમુ. ૬
ભવસાગર અમ પાર ઉતારો, અર્જ ધરો એહ ધ્યાનને. નમુ. ૭
મોહ, માન માયા મદ ટાળો, ટાળો અમ અજ્ઞાનને. નમુ. ૮
કહે **વિનય મુનિ** કર જોડી, નમો વીર વૃદ્ધમાનને. નમુ. ૯

## (૫૨) ચોવીસ તીર્થંકર ભગવાનની સ્તુતી.

( રાગ—ભુજંગી છંદ )

ભજું ભાવથી હું પ્રભુ આદિનાથ, કરે સર્વને સર્વદા તે સનાથ;
અજીત પ્રભુ સર્વ તે કર્મ જીતી,મટાડીમહાદુઃખદાજન્મભીતિ. ૧
કૃપાળુ પ્રભુ સંભવનાથ સ્વામી, મટાડો પ્રભુ માહરી સર્વ ખામી;
અભિનંદન સ્વામી સંતાપહારી, કરૂં વંદના આપને પ્રેમધારી. ૨
કુડી કુમતી સુમતી નાથ મારી, દયાળુ દીનાનાથ દેજો નિવારી;
પડી પદ્મ જીનેંદ્ર પાયે તમારી, કરૂં અર્જ હું આપને ઉરધારી. ૩
સદાનંદી સુપાર્શ્વ આનંદ આપો. મહારાજ મારૂં મહાકષ્ટ કાપો;
ગતિ ચાર ટાળી પ્રભુ ચંદ્રનાથ, કરો શાંતિ શાંતિ કહું જોડી હાથ૪
વિધિને હરાવ્યા સુવિધિ પ્રસુ તેં, નહિ આપ વિના પ્રભુ કોઇ જીતે
હરો સંકટો શીતળનાથ સ્વાસી, કરો સુખનેદુઃખ દારિદ્ર વામી. ૫
નમે ઇંદ્રને ચંદ્ર નાગેંદ્ર સુરો, શ્રી શ્રેયાંસ મારી સહુ આશ પુરો;
હરો વાસના માહરી વાસુ પૂજ્ય ખરો દેવ તું હેપ્રભુ ? જગતપૂજ્ય ૬
પ્રભુ વીમળનાથ છો વીતરાગી, તુમ જાપથી જાય દારિદ્ર ભાગીઃ
કર્યો જન્મનો અંત અનંતનાથ થયા સર્વ જીવો તણા આપ નાથ૭
ક્ષમા ધર્મને તેં ધર્યો ધર્મનાથ, હરો દુઃખ મારા કહું જોડી હાથ-
સદા શાંતિ જીનેંદ્રછો સુખાકારીકરો શાંતિ શાંતિદુખોદ્રો નિવારી૮
કૃપા કુંથુમાં કુંથુ જીનેંદ્ર તારી. દયા રાખજો દાસની અર્જ ધારી;
અરિ કાપજો શ્રી અરનાથ મારા, જપુ જાપને ભાવથી હું તમારા ૯
પ્રભુ મલ્લિ જીનેંદ્ર કલ્યાણકારી, દીપે દેહ પચીસ ધનુષ્ય ધારી;

(૬૪) એ શિખામણ સાંભળી, ધરો હૃદય મોઝાર; [વિનયબોધ
વિનય મુનિ ભાવે વદે, તો પામો ભવ પાર.

---

વળતા ચોમાસાની અરજ કરૂં છું આજ. ફરીને૦ ૭
**સાખી**—પુજ્યશ્રી ઉમેદચંદ્રજી, ગુણતણા ભંડાર;
શિષ્ય તેના ભાવે વદે, વિનયચંદ્ર અણગાર;
શ્રીસંઘ બે કરજોડી ભાવ ધરીને વિનવેરે.
ગુરૂજી દર્શન દેજો વેલાવેલા આંચ; ફરીને૦ ૮

## (૫૫) આણંદ મંગળ પંચ પરમેષ્ટી પ્રભુની આરતી.

( દરેક પદને છેડે પ્રભુ પદ બોલી ટોઢ વાળવી. )

આણંદ મંગળ કરૂં આરતી સંતચરણની સેવા, પ્રભુ
શિવ સુખ કારણ વિઘ્ન નિવારણ પંચ પરમેષ્ટી દેવા. પ્રભુ. આ. ૧
પ્રથમ આરતી અરિહંત દેવા, કર્મ ખપે તતખેવા પ્રભુ.
ચોસટ ઇંદ્ર કરે તુમ સેવા, વાણી અમૃત મેવા. પ્રભુ. આ. ૨
બીજી આરતી સિદ્ધ નિરંજન, ભંજન ભવં ભય કેરા. પ્રભુ.
ચિદાનંદ સુખકંદ અખંડ, મિટે ભવોભવ ફેરા. પ્રભુ. આ. ૩
ત્રીજી આરતી શ્રી આચાર્યજી. છત્રીશ ગુણ ગંભીરા. પ્રભુ.
સંઘ શિરોમણી શોહે દિન મણી, દે હિત બોધ અનેરા. પ્રભુ આ ૪
ચોથી આરતી ઉપાધ્યાયજી, ભણે ભણાવે એવા પ્રભુ.
સુત્ર અર્થ કરે તતખેવા, સેવા કરે તસ દેવા. પ્રભુ. આ. ૫
પંચમી આરતી સર્વ સાધુજી, ભારંડ પંખી જેવા પ્રભુ.
મહાવૃત પાળે દૂષણ ટાળે, અવિચળ શિવ સુખ લેવા. પ્રભુ. આ. ૬
ગાય શીખે ને સુણે આરતી, ભવિજન ભાવે એવા. પ્રભુ,
તેહતણા પાતિક દૂર જાવે, નિત્ય નિત્ય સંગળ મેવા પ્રભુ આ. ૭
ભાવ ધરીને ગાવે આરતી, પંચ પરમેષ્ટી દેવા પ્રભુ,
વિનયચંદ્ર મુનિ ગુણ ગાવે. લેવા શિવ સુખ મેવા પ્રભુ આ. ૮

# નવાણું પ્રકારની પૂજા

અથ પંડિત શ્રી વીરવિજયજી કૃત શ્રી શત્રુંજય
મહિમાગર્ભિત નવાણું પ્રકારની પૂજા
પ્રારંભ.

॥ દોહા ॥

શ્રી શંખેશ્વર પાસજી, પ્રણમી શુભ ગુરૂ પાય;
વિમલાચલ ગુણ ગાઈશું, સમરી શારદમાય. ૧
પ્રાયઃ એ ગિરિ શાશ્વતો, મહિમાનો નહિ પાર;
પ્રથમ જિણંદ સમોસર્યા, પૂર્વ નવાણું વાર. ૨
અઢીય દ્વીપમાં એ સમુ, તીર્થ નહીં ફલદાય;
કલિયુગ કલ્પતરૂ વડો, મુક્તાફળ શું વધાય. ૩
યાત્રા નવાણું જે કરે, ઉત્કૃષ્ટે પરિણામ;
પૂજા નવાણું પ્રકારની, રચતાં અવિચળ ધામ. ૪
નવ કલશે અભિષેક નવ, ઈમ એકાદશ વાર;
પૂજા દીઠ શ્રીફલ પ્રમુખ, ઈમ નવ્વાણું પ્રકાર. ૫

## પૂજા ઢાલ, જુંબખડાની દેશી.

યાત્રા નવાણું કરિયે સલૂણા, કરિયે પંચ સનાત;
સુનંદાકો કંત નમો.

ગુણણું લખ નવકાર ગણી જે, દોય અઠુમ છઠ્ઠ સાત સુ. ૧
રથયાત્રા પરદક્ષિણા દીજે, પૂજા નવાણું પ્રકાર; સુ૦
ધૂપ દીપ ફળ નૈવેદ્ય મુકી, નમિયે નામ હજાર. સુ૦ ૨
આઠ અધિક શત ટુંક ભલેરી, મહોટી તિહાં એકવીશ; સુ૦
શત્રુંજયગિરિ (૧) ટુંક એ પહેલી. નામ નમો નિશદીસ. સુ. ૩
સહસ અધિક અઠ મુનિવર સાથે, બાહુબલી શિવઠામ; સુ૦
બાહુબલી ટુંક નામ એ બીજું (૨) ત્રીજું (૩) મરૂદેવીનામ. સુ. ૪
પુંડરિકગિરિ નામ એ ચોથું (૪), પાંચ કોડી મુનિસિદ્ધ; સુ૦
પાંચમી ટુંક રેવતગિરિ (૫) કહિયે, તિણએ નામ પ્રસિદ્ધ સુ૦ ૫
વિમળાચળ (૬) સિદ્ધરાજ (૭) ભગીરથ (૮), પ્રણમીજે
સિદ્ધ ખેત્ર (૯) સુ૦
છહરી પાલી ઇણે ગિરિ આવી, કરીયે જન્મ પવિત્ર; સુ૦ ૬
પૂજાયે પ્રભુ રીજવું રે, સાધું કાર્ય અનેક; સુ૦
શ્રી શુભવીર હ્રદયમાં વસજો, અલબેલા ઘડી એક. સુ૦ ૭

॥ अथ काव्यं, द्रुतविलंबितवृत्तम् ॥ गिरिवरं विमलाचलनामकं, ऋषभमुख्यजिनांघ्रिपवित्रितम् ॥हृदि निवेश्य जलैर्जिनपूजनं, विमलमाप्य

करोमि निजात्मकम् ॥१॥ એ કાવ્ય પ્રત્યેક પૂજા દીઠ કહેવું

अथ मंत्रः ॥ ओँ ह्रीँ श्रीँ परमपुरुषाय परमेश्वराय, जन्मजरामृत्युनिवारणाय, श्रीमते जिनेंद्राय, जलादिकं यजामहे स्वाहा ॥

એ મંત્ર પણ પ્રત્યેક પૂજા દીઠ કહેવો,

ઇતિ પ્રથમ પૂજાભિષેકે ઉત્તર પૂજા સમાપ્ત.

## દ્વિતીય પૂજા.

દોહા.

એકેકું ડગલું ભરે, ગિરિ સન્મુખ ઉજમાલ;
કોડિ સહસ ભવનાં કર્યાં, પાપ ખપે તત્કાલ.

ઢાળ રાગ પૂરવી.

ઘડી ઘડી સાંભરે શાંતિ સલુણા, એ દેશી.

ગિરિવર દરિસણ વિરલા પાવે, પૂરવ સંચિત કર્મ ખપાવે; ગિરિ૦
ઋષભજિનેશ્વર પૂજા રચાવે, નવનવ નામે ગિરિગુણ ગાવે.
ગિરિ૦ ૧ એ આંકણી.
સહસ્ત્ર કમલ (૧૦) ને મુક્તિ નિલય ગિરિ, (૧૧)
સિદ્ધાચળ (૧૨) શતકૂટ (૧૩) કહાવે ગિરિ૦

ઢંક (૧૪) કદંબ (૧૫) ને કોડિ નિવાસો (૧૬),
લોહિત્ય (૧૭) તાલધ્વજ (૧૮) સુરગાવે. ગિરિ૦ ૨
ઢંકાદિક પંચકૂટ સજીવન, સુર નર મુનિ મલી નામ થપાવે. ગિ૦
રયણખાણ જડી બૂટી ગુફાઓ, રસકૂપિકા ગુરૂ ઇહાં બતાવે. ગિ૦૩
પણ પુણ્યવંના પ્રાણી પાવે, પુણ્ય કારણ પ્રભુ પૂજા રચાવે. ગિ૦
દશ કોટિ શ્રાવકને જમાડે, જૈન તીર્થ યાત્રા કરી આવે. ગિ૦૪
તેથી એક મુનિ દાન દિયંતા, લાભ ઘણો સિદ્ધાચળ થાવે ગિ૦
ચંદ્ર શેખર નિજ ભગિની ભોગો, તે પણ એ ગિરિ મોક્ષે જાવે ગિ૦ ૫
ચાર હત્યારા નર પરદારા, દેવગુરૂદ્રવ્ય ચોરી ખાવે; ગિરિ૦
ચૈત્રી કાર્તિકી પૂનિમ યાત્રા, તપ જપ ધ્યાનથી પાપ જલાવે. ગિ૦૬
ઋષભસેન જિન આદે અસંખ્યા, તીર્થંકર મુગતિ સુખપાવે. ગિ૦
શિવવહૂ વરવા મંડપ એ ગિરિ, શ્રીશુભવીર વચન રસ ગાવે ગિ૦૭

કાવ્ય તથા મંત્ર.

ઇતિ દ્વિતીયાભિષેકે ઉત્તર પૂજા સમાપ્ત.

# તૃતીય પૂજા.

## દોહા.

નેમિ વીના ત્રેવીશ પ્રભુ, આવ્યા વિમલ ગિરિંદ;
ભાવિ ચોવિશી આવશે, પદ્મનાભાદિ જિણંદ.

## ઢાળ.

મન મોહન મેરે એ દેશી.

ધન ધન તે જગ પ્રાણિયા, મનમોહન મેરે

કરતા ભક્તિ પવિત્ર; મ૦
પુણ્યરાશિ (૧૯) મહાબલ ગિરિ (૨૦) મ૦
દૃઢ શક્તિ (૨૧) શતપત્ર (૨૨) મ૦ ૧
વિજયાનંદ (૨૩)વખાણિયે મ૦; ભદ્રંકર (૨૪) મહાપીઠ.(૨૫) મ.
સુરગિરિ (૨૬) મહાગિરિ (૨૭) પુણ્યથી મ૦; આજ મે નજરે દીઠ મ૦ ૨
એંશી યોજન પ્રથમારકે મ૦; સિત્તેર સાઠ પચાસ. મ૦
બાર યોજન સાત હાથનો મ૦; છઠ્ઠે પહોળો પ્રકાશ. મ૦ ૩
પંચમ કાલે પામવો મ૦; દુલહો પ્રભુદેદાર. મ૦
એકેંદ્રિય વિકલેંદ્રિયમાં મ૦; કાઢયો અનંતો કાલ. મ૦ ૪
પંચેંદ્રિય તિર્યંચમાં મ૦; નહિ સુખનો લવલેશ. મ૦
ઘુણાક્ષર ન્યાયે લહ્યો મ૦; નરભવ ગુરૂ ઉપદેશ મ૦ ૫
બહુશ્રુત ચરણની સેવના મ૦; વસ્તુ ધર્મ ઓલખાણ. મ૦
આતમ સ્વરૂપ રમણે રમે મ૦; ન કરે જૂઠ ડફાણ. મ૦ ૬
કારણે કારજ નીપજે મ૦; દ્રવ્ય તે ભાવ નિમિત્ત. મ૦
નિમિત્ત વાસી આતમા મ૦; ભાવના ચંદન શીત. મ૦ ૭
અન્વય વ્યતિરેકે કરી મ૦; જિનસુખ દર્શન રંગ. મ૦
શ્રીશુભવીર સુખા સદા મ૦; સાધક કિરિયા અસંગ. મ૦ ૮
કાવ્ય તથા મંત્ર. ઇતિ તૃતીયાભિષેકે ઉત્તર પૂજા સમાપ્ત.

## ચતુર્થ પૂજા.

### દોહા.

શત્રુંજી નદી ન્હાઇને, મુખ બાંધી મુખ કોશ;

દેવચુગાદિ પૂજીયે, આણી મન સંતોષ. ૧

ઢાળ.

અનિ હારે વાહાલોજી વગાડે વાંસલી રે એ દેશી.

અને હાંરે વાહાલો વસે વિમલાચલે રે,
જિહાં હુવા ઉદ્ધાર અનંત. વા૦
અ૦વાહાલાથી નહીં વેગળા રે, સુને વહાલો સુન દાનો કત વા. ૧
અ૦અવસર્પિણી કાલમાંરે, કરે ભરત પ્રથમ ઉદ્ધાર વા.
અ૦ બીજો ઉદ્ધાર પાટ આઠમેરે, કરે દંડ વીરજ ભૂપાલ વા. ૨
અ૦ સીમધર વયણાં સુણીરે, ત્રીજો કરે ઇશાનેંદ્ર વા૦
અ૦ સાગર એક કોડી અંતરે રે, ચોથો ઉદ્ધાર માહેંદ્ર વા ૩
અ૦ દશ કોડી વળી સાગરે રે, કરે પચંમ પંચમ ઇંદ્ર વા.
અ૦ એક લાખ કોડી સાગરે રે, ઉદ્ધાર કરે ચમરેંદ્ર વા. ૪
અ.ચક્રી સગર ઉદ્ધાર તે સાતમો રે, આઠમો વ્યંતરેંદ્રનો સાર વા.
અ૦ તે અભિનંદન ચંદ્રપ્રભુ સમેરે, કરે ચંદ્ર જસા ઉદ્ધાર વા. ૫
અ૦ નંદનશાંતિ જિણંદનારે, ચક્રાયુધ દશમ ઉદ્ધાર વા૦
અ૦ અગીયારમો રામચંદ્રનોરે, બારમો પાંડવનો ઉદ્ધાર વા. ૬
અ. વીશ કોડી મુનિ સાથે પાંડવારે, ઇહાં વરિયા પદ મહાનંદ વા.
અ૦ મહાનંદ ( ૨૮ ) કમેસૂડણ ( ૨૯ ) કૈલાસ ૩૦ છે રે,
પુષ્પદંત ( ૩૧ ) જયંત ( ૩૨ ) આનંદ ( ૩૪ ) વા૦ ૭
અ૦ શ્રીપદ ( ૩૪ ) હસ્તગિરિ ( ૩૫ ) શાશ્વતો રે ( ૩૬ ),
એ નામ તે પરમ નિધાન. વા૦
અ૦ શ્રીશુભવીરની વાણીયેરે, ધરી કાન કરો બહુ માન વા. ૮

કાવ્ય તથા મંત્ર. ઇતિ ચતુર્થાભિષેકે ઉત્તર પૂજા સમાપ્ત.

# પંચમ પૂજા.

## દોહા.

ચોથે આરે એ થયા, સવિ મોટા ઉદ્ધાર;
સૂક્ષ્મ ઉદ્ધાર વચ્ચે થયા, કહેતાં નાવે પાર. ૧

## ઢાળ.

તેજે તરણીથી વડોરે એ દેશી.

સંવત એક અઠ્ઠાંતરે રે, જાવડશાનો ઉદ્ધાર;
ઉદ્ધરજો મુજ સાહિબારે, નાવે ફરી સંસાર હો જિનજી!
ભક્તિ હૃદયમાં ધારજોરે, અંતર વૈરી વારજોરે;
તારજો દીન દયાળ! ૧ એ આંકણી.
બાહડ મંત્રીયેં ચૌદમોરે, તીર્થે કર્યો ઉદ્ધાર;
બાર તેરોત્તર વર્ષમાંરે, વંશ શ્રીમાળી સાર હો જિ. ભ૦ ૨
સંવત તેર ઇકોતરે રે, સમરો શા ઓશવાળ,
ન્યાય દ્રવ્ય વિધિ શુદ્ધતારે, પન્નરમો ઉદ્ધાર હો જિ. ભ૦ ૩
પન્નરશેં સત્યાશીયેં રે, શોલમો એ ઉદ્ધાર;
કરમાશાયે કરાવિયોરે, વરતે છે જયકાર હો જિ. ભ૦ ૪
સૂરિ દુપ્પસહ ઉપદેશથીરે, વિમલવાહન ભૂપાલ,
છેલો ઉદ્ધાર કરાવશેરે, સાસયગિરિ ઉજમાલ હો જિ. ભ૦ ૫
ભવ્યગિરિ (૩૭) સિદ્ધશેખરોરે (૩૮) મહાજસ (૩૯) નેમાલ્યવંત;
(૪૦) પૃથિવી પીઠ (૪૧) દુઃખહરગિરિરે (૪૨), મુક્તિરાજ
(૪૩) મણિકંત (૪૪) હો જિનજી. ભ૦ ૬

મેરૂમહીધર(૪૫) એ ગિરિરે, નામે સદા સુખ થાય;
શ્રીશુભવીરને ચિત્તથીરે, ઘડીય ન મેલણ જાય હો જિ. ભ૦ ૭

કાવ્ય તથા મંત્ર

ઇતિ પંચમાભિષેકે ઉત્તર પૂજા સમાપ્ત.

## ષષ્ઠ પૂજા.

### દોહા.

સિદ્ધાચળ સિદ્ધિ વર્યા, ગૃહિ મુનિલિંગે અનંત;
આગે અનંતા સિઝશે, પૂજો ભવિ! ભગવંત. ૬

### ઢાળ.

ચતુરેમે ચતુરી કોણ ? જગતકી મોહની એ દેશી.
સખરેમે સખરી કોણ? જગતકી મોહની,
ઋષભ જિનંદકી પડિમા, જગતકી મોહની,
રયણમેં મૂર્તિ ભરાઇ, જગતકી મોહની,
હાંહાંરે જગતકી મોહની પ્યારે લાલ જગતકી મોહની.
એ આંકણી.

ભરતે ભરાઇ સોય, પ્રમાના લે કરી.
કંચનગિરિયે બેઠાઇ, દેખત દુનિયા ઠરી
હાંહાંરે દેખત૦ પ્યા૦ દેખ૦ ૧ સખરે૦
સાતમોદ્ધારમે ચક્રીસગર સુર ચિંતવી;
દુઃખમ કાલ વિચાર, ગુફામેં જાઠવી; હાં૦ ગુ૦ પ્યા૦ ગુ૦
દેવ દેવી હરરોજ, પૂજનકૂ જાવતે;

પૂજાકો ઠાઠ બનાય, સાંઇચું ગુણ ગાવતે. હાં૦ રસખરે૦
અપછરા ઘૂંઘટ ખોલકે, આગે નાચતે;
ગીત ગાન ઓર તાન, ખડા હરિ દેખતે, હાં૦ ખ૦ પ્યા૦
જિનગુણ અમૃતપાનસે મગનભઇ ઘડી;
ઠમઠમ ઠમકે પાઊં, બલૈયાં લે ખડી. હાંહાંરે બ૦૩ સખરે૦
આ રીત ભક્તિ મગનસે, સુર સેવા કરે;
સુર સાંનિધ નર દર્શન, ભવ ત્રીજે તરે; હાંહાંરે ભવ૦
પશ્ચિમ દિશિ સોવન્ન, ગુફામેં માલ્હતે;
તિને કંચનગિરિ (૪૬) નામકે, દુનિયાં બોલતે. હાં૦૪ સખરે૦
આનંદઘર (૪૭) પુણ્યકંદ (૪૮), જયાનંદ (૪૯) જાનીયેં;
પાતાળમૂળ (૫૦) વિભાસ (૫૧), વિશાલ (૫૨) વખાનીયેં
હાંહાંરે વિશા૦ પ્યા૦ વિ૦
જગતારણ (૫૩) અકલંક (૫૪), એ તીરથ માનીયેં;
શ્રીશુભવીર વિવેકે, પ્રભુકુ પીછાનીયે
હાંહાંરે પ્રભુ૦ પ્યા૦ પ્ર૦ ૫ સખરે૦

કાવ્ય તથા મંત્ર

ઇતિ ષષ્ઠાભિષેકે ઉત્તર પૂજા સમાપ્ત.

# સપ્તમ પૂજા.

## દોહા.

નમિ વિનમિ વિદ્યાધરા, દોય કોડિ મુનિરાય;
સાથે સિદ્ધિ વધુ વર્યા શત્રુંજય સુપસાય. ૧

### ઢાળ.

સહસાવનમાં એક દિન સ્વામી, એ દેશી.

આવ્યા છુ આશ ભર્યાંરે, વાલાજી!
અમે આવ્યાંરે આશ ભરયાં એ આંકણી.
નમિ પુત્રિ ચોશઠ મલીને, ઋષભ પાઉં પરયાં,
કરજોડી વિનયે પ્રભુ આગે, ઇમ વયણાં ઊચ્ચરયાંરે વા૦
નમિ વિનમી જે પુત્ર તુમારા, રાજ્ય ભાગ વિસરયા;
દીન દયાલે દીધો પામી, આજલગે વિચર્યાંરે વા૦
બાહુરાજ્ય ઉભગી પ્રભુ પાસે, આવે કાજ સર્યાં;
અમે પણ તાતજી? કારજસાધું, સાન્નિધ્ય આપ કરયારે વા૦
ઇમ વદતી પાગે ચઢંતી અણસણ ધ્યાન ધર્યાં;
કેવળ પામી કર્મને વામી, જ્યોતિસે જ્યોત મલ્યાંરે વા૦
એક અવગાહને સિદ્ધ અનંતા, દૃગ ઉપયોગ વરયા;
ફરસિત દેશ પ્રદેશ અસંખિત, ગુણાકાર કર્યા રે વા૦
અકરમક (૫૫) મહાતીરથ (૫૬) હેમગિરિ (૫૭),
અનંત શક્તિ (૫૮) ભર્યાં;
પુરૂષોત્તમ (૫૯ ને પર્વતરાજા (૬૦),
જ્યોતિરૂપ (૬૧) ધર્યાં રે વા૦
વિલાસભદ્ર (૬૨) સુભદ્ર (૬૩) એ નામે, સુણતાં ચિત્ત ઠર્યાં
શ્રી શુભવીર પ્રભુ અભિષેકે, પાતક દૂર હર્યાંરે વા૦

કાવ્ય તથા મંત્ર.

ઇતિ સપ્તમાભિષેકે ઉત્તર પૂજા સમાપ્ત.

# અષ્ટમ પૂજા.

## દોહા.

દ્રાવિડ ને વાલખિલ્યજી, દશ કોડી અણગાર:
સાથે સિદ્ધિ વધૂ વર્યા, વંદૂં વારંવાર. ૧

## ઢાળ.

તોરણ આઇ ક્યૂં ? ચલેરે એ દેશી.

ભરતને પાટે ભૂપતિરે, સિદ્ધિ વર્યા ઇણે ઠાય; સલૂણા૦
અસંખ્યાતા તિહાં લગેરે, હુઆ અજિત જિનરાય સલૂણા.૧
જિમ જિમ એ ગિરિ ભેટિયેંરે, તિમતિમ પાપ પલાય; સ૦
અજિત જિનેશ્વર સાહિબોરે, ચોમાસું રહિ જાય સ૦ જિ૦૨
સાગર મુનિ એક કોડિશુંરે, તોડયા કર્મના પાશ; સ૦
પાંચ કોડી મુનિરાજશુરે, ભરત લહ્યા શિવવાસ સ૦ જિ૦૩
આદીશ્વર ઊપગારથીરે, સત્તર કોડી સાથ; સ૦
અજિતસેન સિદ્ધાચલેરે, ઝાલ્યો શિવવહૂ હાથ સ૦ જિ૦ ૪
અજિતનાથ મુનિ ચૈત્રનીરે, પૂનમે દશહજાર; સ૦
આદિત્ય યશા મુક્તિ વર્યારે, એક લાખ અણગાર સ૦જિ૦૫
અજરામર(૬૪) ક્ષેમંકરૂ રે (૬૫) અમરકેત (૬૬) ગુણકંદ;(૬૭)સ૦
સહસ્રપત્ર(૬૭)શિવંકરૂ રે(૬૯),કર્મક્ષય)૭૦)તમોકંદ(૭૧)સ૦જિ૦૬
રાજરાજેશ્વર (૭૨) એ ગિરિરે, નામ છે મંગળ રૂપ સ૦
ગિરિવર રજ તરૂમંજરીરે, શીશ ચઢાવે ભૂપ સ૦જ૦૭
દેવયુગાદિ પૂજતાંરે, કર્મ હોવે ચકચૂર સ૦

શ્રી શુભવીરને સાહિબારે, રહેજો હઇડા હજુર સ૦જિ૦૮

કાવ્ય તથા મંત્ર.

ઇતિ અષ્ટમાભિષેકે ઉત્તર પૂજા સમાપ્ત.

# નવમ પૂજા.

## દોહા.

રામ ભરત ત્રણ કોડિશું, કોડિ મુનિ શ્રીસાર;
કોડી સાડિ અઠ્ઠ શિવ વરયા, સાંબ પ્રદ્યુમ્ન કુમાર. ૧

## ઢાળ.

ઊંચોને અલબેલોરે, કામણગારો કાનુડો એ દેશી.

સિદ્ધાચળ શિખરે દીવોરે, આદીશ્વર અલબેલો છે.
જાણે દર્શન અમૃત પીવોરે; આ૦
શિવ સોમ જસાની લારે રે આ૦
તેર કોડિ મુનિ પરિવારે રે આ૦ સિ૦ ૧
કરે શિવ સુંદરીનું આણુરે, આ૦
નારદજી લાખ એકાણુ રે; આ૦
વસુદેવની નારી પ્રસિદ્ધિરે; આ૦
પાંત્રીશ હજાર તે સિદ્ધિરે. આ૦ સિ૦ ૨
લખ બાવન ને એક કોડીરે; આ૦
પંચાવન સહસને જોડીરે; આ૦
સાતશે સત્યોતેર સાધુરે, આ૦
પ્રભુ શાંતિ ચોમાસુ કીધુંરે. આ૦ સિ૦ ૩

તવ એ વરિયા શિવ નારીરે, આ૦
ચૌદ સહસ મુનિ દમિતારિરે; આ૦
પ્રદ્યુમ્નપ્રિયા અચ ભીરે, આ૦
ચૌઆલીશશે વૈદર્ભીરે. આ૦ સિ૦ ૪

થાવચ્ચા પુત્ર હજારેરે, આ૦
શુક પરિવ્રાજક એ ધારેરે; આ૦
સેલગ પણ સય વિખ્યાતે રે, આ૦
સુભદ્ર મુનિ સય સાતેરે આ૦ સિ૦ ૫

ભવ તરિયા તેણે ભવ તારણરે (૭૩), આ૦
ગજચંદ્ર (૭૪) મહોદય (૭૫) કારણરે; આ૦
સુરકાંત (૭૬)અચળ(૭૭) અભિનંદારે(૭૮), આ૦
સુમતિ (૭૯) શ્રેષ્ઠા (૮૦) ભયકંદારે (૮૧). આ૦ સિ૦ ૬

ઇહાં મોક્ષ ગયા કેઇ કોટી રે, આ૦
અમને પણ આશા મોટીરે; આ૦
શ્રદ્ધાસંવેગે ભરિયોરે, આ૦
મેં મહોટો દરિયો તરિયોરે. આ૦ સિ૦ ૭

શ્રદ્ધા વિણ કુણ ઈહાં આવેરે, આ૦
લઘુ જલમાં કિમ તે નાવે રે; આ૦
તિણે હાથ હવે પ્રભુ ઝાલોરે, આ૦
શુભવીરને હઇડે વહાલોરે. આ૦ સિ૦ ૭

કાવ્ય તથા મંત્ર.

ઇતિ નવમાભિષેકે ઉત્તર પૂજા સમાપ્ત.

# દશમ પૂજા.

## દોહા.

કદંબગણધર કોડિશું, વલિ સંપ્રતિ જિનરાજ;
થાવચ્ચા તસ ગણધરૂ, સહસ શું સિદ્ધા કાજ. ૧

## ઢાળ.

ધન ધન જિનવાણી એ દેશી.

ઇમ કેઇ સિદ્ધિ વર્યા મુનિરાયા, નામથી નિર્મળ કાયારે
એ તીરથ તારૂં;
જાલી મયાલી ને ઉવયાલી, સિદ્ધા અનશન પાલીરે એ૦ ૧
દેવકીષટ્નન્દન ઇહાં સિદ્ધા, આતમ ઉજવલ કીધારે; એ૦
ઉજવલગિરિ(૮૨) મહાપદ્મ (૮૩) પ્રમાણો, વિશ્વાનંદ (૮૪)
વખાણો રે એ૦ ૨
વિજયભદ્ર(૮૫)નંદ્રિ(૮૬)પ્રકાશો, કહિયે કપર્દી(૮૭)વાસોરે,એ૦
મુક્તિ નિકેતન(૮૮)કેવલદાયક (૮૯), ચર્ચગિરિ (૯૦) ગુણલાયકરે
એ૦ ૩
એ નામે ભય સઘલાં નાસે, જયકમલા ઘર વાસેરે; એ૦
શુકરાજા નિજ રાજ્યવિલાસી, ધ્યાનધરે પદ માસીરે એ૦ ૪
દ્રવ્ય સેવનથી સાજા તાજા, જિમકુકડો ચંદ રાજારે; એ૦
ધ્યાતા ધ્યેય ધ્યાનપદ એકે, ભાવથી શિવફળ ટેકેરે એ૦ ૫
ડાલને છંડી બ્રહ્મને વલગો, જાણ ન થાયે અલગોરે; એ૦
મૂલ ઊર્ધ્વ અધ શાખા ચારે, છંદપુરાણે વિચારે રે; એ૦ ૬

ઈંદ્રિય ડાલાં વિષય પ્રવાલા, જાણંતા પણ બાલા રે; એ૦
અનુભવ અમૃત જ્ઞાનની ધારા, જિનશાસન જયકારારે એ૦૭
ચાર દોષ કિરિયા છંડાણી, યોગાવંચક પ્રાણી રે; એ૦
ગિરિવર દર્શન ફરસન યોગે, સંવેદનને વિયોગે રે; એ૦ ૮
નિર્જરતો ગુણ શ્રેણે ચઢતો, ધ્યાનાંતર જઈ અડતોરે એ૦
શ્રીશુભવીર વસે સુખમોજે, શિવસુંદરીની સેજેરે એ. ૯

કાવ્ય તથા મંત્ર

ઈતિ દશમાભિષેકે ઊત્તર પૂજા સમાપ્ત.

# એકાદશ પૂજા.

## દોહા.

શત્રુંજય ગિરિ મંડણો, મરૂ દેવાનો નંદ,
યુગલા ધર્મ નિવારકો, નમો યુગાદિ જિણંદ. ૧

## ઢાળ અગીયારમી.

વીર કુંવરની વાતડી કેને કહિયે એ દેશી.

તીરથની આશાતના નવિ કરિયે, નવિ કરિયેરે નવિકરિયે,
ધૂપધ્યાન ઘટા અનુસરિયે, તરિયે સંસાર. તીરથ૦ ૧
એ આંકણી.
આશાતના કરતા થકા ધનહાણી, ભુખ્યા ન મળે અન્નપાણી,
કાયા વળી રોગે ભરાણી, આ ભવમાં એમ તી૦ ૨
પરભવ પરમાધામીને વશપડશે, વૈતરણી નદીમાં ભળશે;
અગનીને કુંડે બલશે, નહીં શરણું કોય. તી૦ ૩

પૂરવ નવાણું નાથજી ઇહાંઆવ્યા, સાધુ કેઇ મોક્ષ સિધાવ્યા;
શ્રાવકપણ સિદ્ધિ સુહાવ્યા, જપતાં ગિરિ નામ. તી૦ ૪
અષ્ટોત્તર શતકૂટ(૯૧)એ ગિરિઠામે, સૌંદર્ય (૯૨)યશોધર(૯૩)નામે;
પ્રીતીમંડણ(૯૪)કામુક(૯૫)કામે વળી સહજાનંદ(૯૬) તી૦ ૫
મહેંદ્રધ્વજ(૯૭)સરવારથ સિદ્ધ(૯૮)કહિયે, પ્રીયંકર(૯૯) નામ એ લહિયે;
ગિરિ શીતલ છાંયે રહીયે, નિત્ય કરિયે ધ્યાન. તી૦ ૬
પૂજા નવાણું પ્રકારની એમ કીજે, નરભવનો લાહો લીજે;
વળી દાન સુપાત્રે દીજે, ચઢતે પરિણામ. તી૦ ૭
સેવન ફૂલ સંસારમાં કરે લીલા, રમણી ધન સુંદર બાલા;
શુભવીર વિનોદ વીશાલા, મંગલ શિવમાલ. તી૦ ૮

કાવ્ય તથા મંત્ર.

ઇતિ એકાદશાભિષેકે ઉત્તર પુજા સમાપ્ત.

# અથ કલશ.

## રાગ ધન્યાશ્રી.

ગાયો ગાયોરે વિમલાચળ તીરથ ગાયો.

પર્વતમાં જેમ મેરૂ મહિધર, મુનિમંડળ જિનરાયો;
તરૂગણમાં જેમ કલ્પતરૂવર, તેમ એ તીર્થ સવાયોરે. વિ૦
યાત્રા નવાણું અમે ઇહાં કીધી, રંગ તરંગ ભરાયો;
તીરથ ગુણ મુક્તાફલ માલા, સંઘને કંઠે સવાયોરે. વિ૦
શેઠ હેમાભાઈ હુકમ લઇને, પાલીતાણા શિર ઠાયો;

મોતીચંદ મલુકચંદ રાજ્યે, સંઘ સકલ હરખાયોરે. વિ૦ ૩
તપગચ્છ સિંહ સૂરિશ્વર કેરા, સત્ય વિજય સત્ય પાયો;
કપૂરવિજયગુરૂ ખિમાવિજય તસ, જસવિજયો મુનિરાયોરે, વિ૪
શ્રીશુભવિજય સુગુરૂ સુપસાયે, શ્રુતચિંતામણિ પાયો;
વિજયદેવેંદ્ર સૂરીશ્વર રાજ્યે, પૂજા અધિકાર રચાયોરે. વિ૦ ૫
પૂજા નવાણુ પ્રકારી રચાવો, ગાવો એ ગિરિરાયો;
વિધિયોગે ફલ પૂરણ પ્રગટે, તવ હઠ વાદ હઠાયોરે. વિ૦ ૬
વેદ વસુ ગજ ચંદ્ર સંવત્સર (૧૮૮૪) ચૈત્રી પૂનમ દિન ધ્યાયો;
પંડિત વીરવિજય પ્રભુ ધ્યાને, આતમ આપ ઠરાયોરે. વિ૦ ૭

કાવ્ય તથા મંત્ર

ઇતિ નવાણું પ્રકારી પૂજા સમાપ્ત.



અથ શ્રી પદ્મવિજયજી કૃત

# નવપદજીની પૂજા

# પ્રારંભ.

## પ્રથમ અરિહંત પદ પૂજા.

### દોહા.

શ્રુતદાયક શ્રુત દેવતા, વંદૂ જિન ચોવીશ;
ગુણ સિદ્ધ ચક્રના ગાયતાં, જગમાં હોય જગીશ. ૧
અરિહંત સિદ્ધ સૂરિનમું. પાઠક મુનિ ગુણધામ;
દસણનાણ ચરણ વલી, તપગુણ માંહે ઉદ્દામ. ૨
ઇમ નવ પદ ભક્તિ કરી, આરાધો નિત્ય મેવ;
જેહથી ભવ દુઃખ ઉપશમે, પામે શિવ સ્વયમેવ. ૩
તે નવપદ કાંઇ વરણવુ, ધરતો ભાવ ઉલ્લાસ;
ગુણિગુણ ગણ ગાતાં થકાં, લહિયે જ્ઞાન પ્રકાશ. ૪
પ્રતિષ્ઠા કલ્પે કહી, નવપદ પૂજા સાર;
તેણે નવપદ પૂજા ભણું, કરતો ભક્તિ ઉદાર. ૫

### ઢાળ રાગ ભેરવ.

પ્રથમ પદ જિનપતિ, ગાઈયે ગુણતતી,

પાઇયે વિપુલ ફલ સહજ આપ;
નામ ગોત્રજ સુણ્યા, કર્મ મહા નિર્જર્યાં,
જાય ભવ સતતી બધ પાપ. ૧

એક વર રૂપમાં વરણ પંચે હોયે,
એક તુજ વર્ણ તે જગ ન માયો;
એક તિમ શ્લોકમાં વરણ બત્રીશ હોયે,
એક તુજ વર્ણ કિણહી ન ગવાયો. ૨

વાચ ગુણ અતિશયા, પાડિ હેરા સયા,
બાહ્ય પણ એ ગુણા કુણે ન ગવાયા;
કેવલ નાણ તહ કેવળ દંસણ, પમુહ અભયંતરા જિન પપાયા,
તેહ મુહ પદ્મથી કેમ કહાયા. ૩

## દોહા.

જિન ગુણ અનંત અનંત છે, વાચ ક્રમ મિત દીહ;
બુદ્ધિ રહિત શક્તિ વિકળ, કેમ કહું એકણ જીહ. ૧

## ઢાળ. રાગ દેશાખ.

ભાવ ધરી ભવિ પૂજીયે, તિગ અડપણ ભેય;
તિમ સત્તર ભેદે કરી, પૂજો ગત ખેય ભા૦ ૧

ઇગ વીશ અડસય ભેદથી, જિન ભાવ સંભારી;
પૂજો પરિગલ ભાવ શું, પ્રભુ આણાકારી. ભા૦ ૨

પૂજા કરતાં પૂજ્યની, પૂજ્ય પોતે થાવે;
તુઝ પદ પદ્મ સેવક તિણે, અક્ષય પદ પાવે. ભા૦ ૩

## ઇતિ પ્રથમ પદ પૂજા

# દ્વિતીય સિદ્ધ પદ પૂજા.

### દોહા.

સિદ્ધ સ્વરૂપી જે થયા, કર્મ મેલ સવિ ધોય;
જેહ થશે ને થાય છે, સિદ્ધ નમો સહુ કોય. ૧

### ઢાળ.

પારીરે જાતિનું ફુલ સરગથી, એ દેશી.

નમો સિદ્ધાણં હવે પદ બીજે, જે નિજ સંપદ વરીયા;
જ્ઞાન દર્શન અનંત ખજાનો, અવ્યાબાધ સુખ દરિયા કે;
સિદ્ધ બુદ્ધ કે સ્વામી નિજ રામીકે, હાંરે વાલા પ્રણમો નિજ ગુણ કામીરે;
ગુણ કામી ગુણ કામી ગુણવંતા, જે વચનાતીત હુઆરે. ૧
એ આંકણી.

ક્ષાયિક સમકિત ને અક્ષય સ્થિતિ, જેહ અરૂપી નામ;
અવગાહન અગુરૂલઘુ જેહની, વીર્ય અનંતનું ધામ કે; સિ૦૨
ઇમ અડકર્મ અભાવે અડ ગુણ, વલી ઇગતિસ કહેવાય;
વળી વિશેષે અનંત અનંત ગુણ, નાણ નયણ નિરખાય;
નિત્ય નિત્ય વંદના થાયકે, સિ૦ ૩

### દોહા.

જિહાં નિજ એક અવગાહના, તિહાં નમું સિદ્ધ અનંત;
ફરસિત દેશ પ્રદેશને, અસંખ્ય ગુણા ભગવંત. ૧

ઢાળ                 રાગ ફાગ.

સિદ્ધ ભજો ભગવંત, પ્રાણી પૂર્ણા નંદી; સિદ્ધ૦
લોકા લોક લહે એક સમયે, સિદ્ધ વધૂ વરકંત; પ્રાણી૦
અજ અવિનાશી અક્ષય અજરામર, સ્વ દ્રવ્યાદિક વંત;પ્રા૦૧
વર્ણ ન ગંધ ન રસ નહી ફરસ ન, દીર્ઘ હ્રસ્વ ન હૂંત; પ્રા૦
નહીં સૂક્ષ્મ બાદર ગત વેદી, ત્રસ થાવર ન કહંત. પ્રા૦૨
અક્રોહી અમાની, અમાયી, અલોભી, ગુણ અનંત ભદંત;પ્રા૦
પદ્મવિજય નિત્ય સિદ્ધ સ્વામિને, લલિ લલિ લલિ પ્રણમંત.
પ્રાણી૦ ૩

ઇતિ દ્વિતીય પદ પૂજા.

## તૃતીય આચાર્ય પદ પૂજા.

દોહા.

પડિમા વહે વલિ તપ કરે, ભાવના ભાવે બાર;
નમીયે તે આચાર્યને, પાલે પંચાચાર. ૧

ઢાળ

સંભવ જિનવર વીનતિ, એ દેશી.

આચારજ ત્રીજે પદે, નમીયે જે ગચ્છ ધોરીરે,
ઇંદ્રી તુરંગમ વશ કરે, જે લહી જ્ઞાનની દોરીરે; આ૦૧
શુદ્ધ પ્રરૂપક ગુણ થકી; જે જિનવર સમ ભાખ્યારે,
છત્રીશ છત્રીશી ગુણે, શોભિત સમયમાં દાખ્યારે; આ૦૨

ઊત્કૃષ્ટા ત્રીજે ભવે, પામે અવિચળ ઠાણરે;
ભાવા ચારય વંદના, કરિયે થઇ સાવધાનરે. આ૦ ૩

## દોહા.

નવ નિધ બ્રહ્મ ગુપ્તિ ધરે, વર્જે પાપ નિયાણ;
વિહાર કરે નવ કલ્પ નવ, સૂરિ તત્વના જાણ. ૧

## ઢાળ.

રાગ બિહાગડો; મુજ ઘર આવજો રે નાથ એ દેશી.
સત્તાવીશ ગુણ સાધુના, શોભિત જાસ શરીર;
નવ કોટી શુદ્ધ આહાર લે, ઇમ ગુણ છત્રીશે ધાર,
ભવીજન ભાવશું નમો આજ. ૧
જિમ પામો અક્ષય રાજ. ભવિ૦ એ આંકણી.
જે પ્રગટ કરવા અતિ નિપુણ, વર લબ્ધિ અઠ્ઠાવીશ;
અડવિહ પ્રભાવક પણું ધરે, એ સૂરિ ગુણ છત્રીશ. ભવિ૦૨
તજે ચૌદ અંતર ગંઠીને, પરિસહ જીતે બાવીશ;
કહે પદ્મ આચારય નમો, બહુ સૂરિ ગુણ છત્રીશ, ભવિ૦૩

## ઇતિ તૃતીય પદ પૂજા.

# ચતુર્થ ઉપાધ્યાય પદ પૂજા.

## દોહા.

ચોથે પદ પાઠક નમું, સકળ સંઘ આધાર,
ભણે ભણાવે સાધુને, સમતા રસ ભંડાર; ૧

ઢાળ.

રાગ વસંત. તુંતો જિન ભજ વિલંબન કરહો
હોરીકે ખેલઇયા. એ દેશી.

તુંતો પાઠક પદ મન ધરહો, રંગીલે જીઉરા;
રાય રાંક જસુ નિકટે આવે, પણ જસ નહિ નિજ પરહો; રંગી૦૧
સારણાદિક ગચ્છ માંહિ કરતાં, પણ રમતા નિજ ઘરહો; રંગી૦૨
દ્વાદશાંગ સજઝાય કરણકું, જે નિશદિન તત્પર હો. રંગી૦૩
એ ઉવજઝાય નિર્યામક પામી, તુંતો ભવસાયર સુખે તરહો. ૪
જે પરવાદિ મતંગજ કેરો, ન ધરે હરિ પરે ડરહો. રંગી૦૫
ઉત્તમ ગુરૂ પદ પદ્મ સેવનથેં, પકડે શીવ વધૂ કરહો. રંગી૦૬

દોહા.

આચારજ મુખ આગલે, જે યુવરાજ સમાનઃ
નિદ્રા વિકથા નવી કરે, સર્વ સમય સાવધાન. ૧

ઢાળ.

જીન વચને વૈરાગીયો હો ધન્ના એ દેશી.

નમો ઉવજઝાયાણં જપો હો મિત્તા,
જેહના ગુણ પચ્ચવીશ રે એકાગર ચિત્તા;
એ પદ ધ્યાયો બે;
એપદ ધ્યાયો ધ્યાનમાંરે મિત્તા, મૂકી રાગને રીશરે. એકા૦૧
અંગ ઇગ્યાર પૂર્વ ધરા હો મિત્તા, પરિસહ સહે બાવીશ;
ત્રણ્ય ગુપ્તિ ગુપ્તા રહે હો મિત્તા, ભાવે ભાવન પચ્ચવીશરે; એ૦૨

અંગ ઊપાંગ સોહામણા હો મિત્તા, ધરતાં જેહ ગુણીશ;
ગણતાં સુખ પદ પદ્મથી હો મિત્તા, નંદી અણુયોગ જગીશરે.૩

## ઇતિ ચતુર્થ પદ પૂજા.

# પંચમ સાધુ પદ પૂજા.

### દોહા.

હવે પંચમ પદે મુનીવરા, જે નિર્મમ નિઃસંગ,
દિન દિન કંચનની પરે, દીસે ચઢતે રંગ; ૧

### ઢાળ.

રાગ વસંત મો મન ભવન વિસાલ સાંઇયાં, મો મન. એ દેશી.
મુનિવર પરમ દયાલ ભવિયાં, મુનિ૦
તુમે પ્રણમોને ભાવ વિશાલ, ભ૦ મુનિ૦ એ આંકણી.
કુંખી સંબલ મુનિવર ભાખ્યાં, આહાર દોષ ટાલે બિયાલ.ભ૦મુ૦
બાહ્ય અભ્યંતર પરિગ્રહ છાંડી, જિણે છાંડી સવિ જ જાલ,ભ૦મુ૦૧
જિણે એ ઋષિનું શરણ કર્યું તિણે, પાણી પહેલી બાંધી પાલ; ભ૦ મુનિ૦
જ્ઞાન ધ્યાન કિરિયા સાધંતા, કાઢે પૂર્વના કાલ; ભ૦મુનિ૦૨
સંયમ સત્તર પ્રકારે આરાધે, છ જીવના પ્રતિપાલ; ભ૦મુનિ૦
ઇમ મુનિ ગુણ ગાવે તે પહેરે, સિદ્ધ વધૂ વરમાલ. ભ૦મુનિ૦૩

### દોહા.

પાંચે ઇંદ્રિય વશ કરે, પાલે પંચાચાર;
પંચ સમિત સમિતા રહે, વંદૂ તે અણગાર; ૧

ઢાળ.

ગિરિ રાજકું સદા મેરી વંદનારે. એ દેશી.

મુનિરાજકુ સદા મોરી વંદનારે, મુનિ૦
ભોગ વમ્યા તે મનશું ન ઇચ્છે, નાગ જયું હોય અગંધનારે;મુ૦
પરિસહ ઉપસર્ગે સ્થિર રહેવે, મેરૂ પરે નિકંપનારે, મુનિ૦૧
ઇચ્છા મિચ્છા આવસિયા નિસિહિયા,તહકારને વલિછંદનારે,મુ૦
પૃચ્છા પ્રતિ પૃચ્છા ઉપસંપદા, સામાચારી નિમંતનારે, મુનિ૦૨
એ દશવિધ સામાચારી પાલે, કહે પદ્મ લેઉં તસ ભામણારે,મુ૦
એ રૂષિરાજ વંદનથી હોવે, ભવભવ પાપ નિકંદનારે, મુનિ૦૩

ઇતિ પચમ પદ પૂજા.

## ષષ્ટ દર્શન પદ પૂજા.

દોહા.

સમકિત વિણુ નવ પૂરવી, અજ્ઞાની કહેવાય;
સમકિત વિણુ સંસારમાં, અરહો પરહો અથડાય. ૧

ઢાલ. રાગ સારંગ.

પ્રભુ નિર્મલ દર્શન કીજીયે, એ આંકણી.
આતમ જ્ઞાનકો અનુભવ દર્શન, સરસ સુધારસ પીજીયે. પ્ર૦ ૧
જસ અનુભવ અનંત પરિયટ્ટા, ભવ સંસાર સહુ છીજીયે, પ્ર૦
ભિન્ન મુહુર્ત દર્શન ફરસનથેં, અર્ધ પરિયટ્ટે સીઝીયે, પ્રભુ૦૨
જેહથી હોવે દેવ ગુરૂ ફુનિ, ધર્મ રંગ અટ્ટ મિજીયે, પ્રભુ૦

ઇસ્યો ઉત્તમ દર્શન પામી, પદ્મ કહે શિવ લીજીયે. પ્રભુ૦૩

## દુહા.

સમકિત અડ પવયણ ધણી, પણ જ્ઞાના કહેવાય;
અર્દ્ધ પુદ્‌ગલ પરાવર્ત્તમાં, સકલ કર્મ મલ જાય. ૧

## ઢાલ.

ધન્ય ધન્ય સંપ્રતિ સાચો રાજા, એ દેશી.
સમ્યક્ દર્શન પદ તુમે પ્રણમો, જે નિજ ધુર ગુણ હોયરે;
ચારિત્ર વિણ લહે શાશ્વત પદવી, સમકિત વીણ નહિ કોયરે.સ.૧
સદ્દહણા ચઉ લક્ષણ દૂષણ, ભૂષણ પંચ વિચારોરે;
જયણા ભાવણ ઠાણ આગારા, ષટ ષટ તાસ પ્રકારોરે. સમ્ય૦૨
શુદ્ધિ લિંગ ત્રણ આઠ પ્રભાવક, દશ વિધ વિનય ઉદારોરે;
ઇમ સડસઠ ભેદ અલંકરિયો, સમકિત શુદ્ધ આચારોરે. સમ્ય૦૩
કેવળી નિરખીત સૂક્ષ્મ અરૂપી, તે જેહને ચિત્ત વસીયોરે;
જિન ઉત્તમ પદ પદ્મની સેવા, કરવામાં ઘણું રસિયોરે, સમ્ય૦૪

ઇતિ ષષ્ઠ પદ પૂજા.

# સપ્તમ જ્ઞાન પદ પૂજા.

## દુહા.

નાણ સ્વભાવ જે જીવનો, સ્વપર પ્રકાશક તેહ;
તેહ નાણ દીપક સમું, પ્રણમો ધર્મ સનેહ ૧

## ઢાલ.

નારાયણાની દેશી, જિમ મધુકર મન માલતીરે, એ દેશી.
નાણ પદારાધન કરોરે, જેમ લહો નિર્મળ નાણરે, ભવિક જન;
શ્રદ્ધા પણ થિરતો રહેરે, જો નવ તત્વ વિનાણરે ભવિ૦ના૦૧
અજ્ઞાની કરશે કિશ્યું રે, શું લહેશે પુણ્ય પાપરે, ભ૦
પુણ્ય પાપ નાણી લહેરે, કરે નિજ નિર્મળ આપરે, ભ૦ના૦૨
પ્રથમ જ્ઞાન પછી દયારે, દશ વૈકાલીક વાણીરે; ભ૦
ભેદ એકાવન તેહનારે, સમજો ચતુર સુજાણરે, ભ૦ના૦ ૩

## દોહા.

બહુ કોડયો વરસે ખપે, કર્મ અજ્ઞાને જેહ;
જ્ઞાની શ્વાસો શ્વાસમાં, કર્મ ખપાવે તેહ. ૧

## ઢાળ.

હોમત વાળે સાજનાં, એ દેશી.
નાણ નમો પદ સાતમે, જેહથી જાણે દ્રવ્ય ભાવ, મેરે લાલ;
જાણે જ્ઞાન ક્રિયા વળી, તિમ ચેતનને જડભાવ. મેરે૦ નાણ૦૧
નરગ સરગ જાણે વળી, જાણે વલિ મોક્ષ સંસાર; મેરે૦
હેય જ્ઞેય ઉપાદેય લહે, નિશ્ચય ને વ્યવહાર. મેરે૦ નાણ૦૨
નામ ઠવણ દ્રવ્યભાવ જે, વલિ સગનયને સપ્તભંગ, મેરે૦
જિન મુખ પદ્મ દ્રહ થકી, લહો જ્ઞાન પ્રવાહ સુગંગ મેરે૦ના૦૩

## ઇતિ સપ્તમ પદ પૂજા.

# અષ્ટમ ચારિત્ર પદ પૂજા.

## દોહા.

ચારિત્ર ધર્મ નમો હવે, જે કરે કર્મ નિરોધ;
ચારિત્ર ધર્મ જસ મન વર્યો, સફળો તસ અવબોધ. ૧

## ઢાળ.

ટુંક અને તોડા વચેરે, મેંદી કેરો છોડ, મેંદી રંગ લાગ્યો, એ દેશી.
ચારિત્ર પદ નમે આઠમેરે, જેહથી ભવ ભય જાય, સંયમ રંગ લાગ્યો૦
સત્તર ભેદ છે જેહનારે, સીતેર ભેદ પણ થાય. સંયમ૦
સમિતિ ગુપ્તિ મહાવ્રત વલીરે, દશ ખંત્યાદિક ધર્મ, સંય૦
નાણ કારય વિરતિય છેરે, અનુપમ સમતા શર્મ, સંય૦
બાર કષાય ક્ષય ઉપશમેરે, સર્વ વિરતિ ગુણઠાણ; સંય૦
સંયમ ઠાણ અસંખ્ય છેરે, પ્રણમો ભવિક સુજાણ. સંય૦

## દોહા.

હરિ કેશી મુનિ રાજીયો, ઉપન્યો કુળ ચંડાળ;
પણ નિત્ય સુર સેવા કરે, ચારિત્ર ગુણ અસરાળ. ૧

## ઢાળ.

સાહિબ કબ મિલે, સસનેહી પ્યારા હો, સા૦ એ દેશી.
સંયમ કબ મિલે, સસનેહી પ્યારે હો, સં૦ એ આંકણી૦
સું સમકિત ગુણ ઠાણ ગવહારા, આતમસેં કરતબિચારાહો.સંય

દોશ બહેંતાળીશ શુદ્ધ આહારા, નવકલ્પી ઉગ્રવિહારાહો.સંય૦૨
સહસ તેત્રીશ દોષ રહિત નિહારા,આવશ્યક દોય વારાહો.સં૦૩
પરિસહ સહનાદિક પરકારા, એમ વહે વ્યવહારા હો. સંય૦૪
નિશ્ચય નિજગુણ વરણ ઉદારા, લહત ઉત્તમ ભવપારા હો,સંય૦૫
મોહાદિક પરભાવસે ન્યારા, દુગ નય સ યુત સારા હો. સંય૦૬
પદ્મ કહે ઇમ સુણી ઉજમાળા લહે શિવ વધૂ વરહારાહો.સંય૦૭

ઇતિ અષ્ટમ પદ પૂજા.

# નવમ તપ: પદ પૂજા.

## દોહા.

દ્રઢ પ્રહારી હત્યા કરી, કીધા કર્મ અઘોર,
તોપણ તપના પ્રભાવથી, કાઢયા કર્મ કઠોર. ૧

## ઢાલ.

પુરૂષોત્તમ સમતા છે તાહરા ઘટમાં, એ દેશી.

તપ કરિયે સમતા રાખી ઘટમાં; તપ૦
તપ કરવાલ કરાલસે કરમા, લડીએ કર્મ અરિભટમાં. તપ૦૧
ખાવત પીવત મોક્ષ જે માને, તે સિરદાર બહુજટમાં. તપ૦૨
એક અચિરજ પ્રતિશ્રોતે તરતાં, આવે ભવસાયર તટમાં.તપ૦૩
કાલ અનાદિકો કર્મ સંગતિથેં, જીઉ પડીયો જ્યું ખટપટમાં તપ.૪
તાસ વિયોગ કરણ એ કરણું, જેણે નવિ ભમીયે ભવ તટમાં.તપ.૫
હોયે પુરાણ તે કર્મ નિર્જરે, એ સમ નહિ સાધન ઘટમાં. તપ૦૬
ધ્યાન તપે સવિ કર્મ જલાઇ, શિવ વધૂ વરિયે ઝટપટમાં,તપ૦૭

### દોહા.

વિઘ્ન ટળે તપ ગુણ થકી, તપથી જાય વિકાર;
પ્રશંસ્યો તપ ગુણ થકી, વીરે ધન્નો અણગાર. ૧

### ઢાળ.

સચ્ચા સાંઇહો, ડંકા જોર બજાયા હો, એ દેખી.
તપસ્યાં કરતાં હો ડંકા જોર બજાયા હો, એ આંકણી.
ઉજમણાં તપ કેરાં કરતાં, શાસન સોહ ચઢાયા હો;
વીર્ય ઉલ્લાસ વધે તેણે કારણ, કર્મ નિર્જરા પાયા તપ૦ ૧
અડસિદ્ધિ અણિમા લધિમાદિક, તિમ લદ્ધિ અડ વીસાહો;
વીષ્ણુ કુમારાદિક પરે જગમાં, પામત જયત જગીશા. તપ૦ ૨
ગૌતમ અષ્ટાપદ ગિરિ ચઢિયા, તાપસ આહાર કરાયાહો;
જે તપ કર્મ નિકાચિત તપવે, ક્ષમા સહિત મુનિરાયા,તપ૦ ૩
સાડા બાર વર્ષ જિન ઉત્તમ વીરજી ભોમિ ન ઠાયાહો;
ઘોર તપે કેવળ લહ્યા તેહના, પદ્મ વિજય નમે પાયા. તપ૦ ૪

## ઇતિ નવમ પદ પૂજા.

### કલશ. રાગ ધનાશ્રી.

આજ માહારે ત્રિભુવન સાહેબ તૂઠો, અનુભવ અમૃત વૂઠો;
ગુણિ અનુયાયી ચેતના કરતાં, કિશું અકરે મોહ રૂઠો.
ભવિ પ્રાણી હો. આ૦૧
એ નવ પદનું ધ્યાન ધરંતાં, નવ નિધિ રૂદ્ધિ ઘરે આવે;

નવય નિયાણાનો ત્યાગ કરીને, નવક્ષાયિક પદ પાવે.ભ૦આ૦૨
વિજયસિંહ સૂરી શિષ્ય અનુપમ, ગીતારથ ગુણ રાગી;
સત્ય વિજ્ય તસ શિષ્ય વિબુધવર, કપુર વિજય વડભાગી. ભ૦૩
તાસ શિષ્ય શ્રી ખિમા વિજયવર, જિન વિજય પંન્યાસ.
શ્રી ગુરૂ ઉત્તમ વિજ્ય સુશિષ્યો, શાસ્ત્રાભ્યાસ વિલાસ.ભ૦આ૦૪
ગજ વન્હિ મદ ચંદ્ર (૧૮૩૮) સંવત્સર, માહાવદિ બીજ ગુરૂવારો
રહી ચોમાસું લીંબડી નગરે, ઉદ્યમ એહ ઉદારો, ભ૦આ૦૫
તપ ગચ્છ વિજ્ય ધર્મ સુરિરાજે, શાંતિ જિણંદ પસાયો;
શ્રી ગુરૂ ઉત્તમ કમ કજ અલિ સમ, પદ્મ વિજ્ય ગુણગાયો,ભ૦૬

ઇતિ પંડિત શ્રી પદ્મ વિજયજીકૃત શ્રી
નવપદજી પૂજા સમાપ્ત.



પંડિત શ્રી દેવચંદ્રજી કૃત.

# સ્નાત્ર પૂજા પ્રારંભ.

ઢાળ પહેલી. ગાથા.

ચઉત્તિસે અતિસય જુઓ, વચના તિસય જુત્ત;
સો પરમેશ્વર દેખી ભવિ, સિંહાસન સંપત્ત.

ઢાળ.

સિંહાસન બેઠા જગભાણ, દેખી ભવિકજન ગુણ મણિખાણ;
જે દીઠે તુજ નિર્મળ નાણ, લહિયે પરમ મહોદય ઠાણ,
કુસુમાંજલિ મેલો આદિ જીણંદા, તોરા ચરણ કમળ સેવે
ચોસઠ ઇંદા, કુ૦
ચોવીશ વૈરાગી ચોવીશ સોભાગી ચોવીશ જીણંદા. કુ૦
(એમ કહી પ્રભુના ચરણે કુસુમાંજલિ ચડાવવી)

ગાથા.

જો નિય ગુણ પજજવ રમ્યો, તસુ અનુભવ એગંત;
સુહ પુગ્ગલ આરોપતાં, જોતસુ રંગ નિરત્ત.

ઢાળ.

જો નિજ આતમ ગુણ આણંદી, પુગ્ગલ સંગે જેહ અફંદી;
જે પરમેશ્વર નિજ પદ લીન, પૂજો પ્રણમો ભવ્ય અદીન;

કુસુમાંજલિ મેલો શાંતિ જીણંદા. તો૦ કુ૦

(એમ કહી પ્રભુના જાનુએ કુસુમાંજલિ ચડાવવી.)

ગાથા.

નિમ્મલ નાણ પયાસ કર, નિમ્મલ ગુણ સંપન્ન;
નિમ્મલ ધમ્મો વએસકર, સો પરમપ્પા ધન્ન.

ઢાળ.

લોકા લોક પ્રકાશક નાણી, ભવિજન તારણ જેહની વાણી;
પરમાનંદ તણી નિશાણી, તસુ ભગતે મુજ મતિય ઠહરાણી;
કુસુમાંજલિ મેલો નેમ જીણંદા તો૦ કુ૦

(એમ કહી પ્રભુના બે હાથે કુસુમાંજલિ ચડાવવી)

ગાથા.

જે સિજઝા સિજઝંતિ, જે સિજઝં સંતિ અણંત;
જસુ આલંબન ઠવિયમણ, સો સેવો અરિહંત.

ઢાળ.

શિવસુખ કારણ જેહ ત્રિકાળે, સમપરિણામે જગત નિહાળે;
ઉત્તમ સાધન માર્ગ દેખાડે, ઇંદ્રાદિક જસુ ચરણ પખાળે.
કુસુમાંજલિ મેલો પાસ જીણંદા. તો૦ કુ૦

(એમ કહી પ્રભુના ખભાયે કુસુમાંજલિ ચડાવવી.)

ગાથા.

સમદિઠી દેસ જય, સાહુ સાહુણી સાર;
આચારિજ ઉવઝાય મુણિ, જો નિમ્મલ આધાર.

ઢાળ.

ચઉવિહ સંઘે જે મન ધાર્યું, મોક્ષતણું કારણ નિરધાર્યું;

વિવિહ કુસુમ વર જાતિ ગહેવી, તસુ ચરણે પ્રણમંત ઠવેવી,
કુસુમાંજલિ મેલો વીર જીણંદા. તો૦ કુ.

(એમ કહી પ્રભુના મસ્તકે કુસુમાંજલિ ચડાવવી.)

## વસ્તુ છંદ.

સયલ જિનવર સયલ જિનવર, નમિય મનરંગ,
કલ્લાણક વિહિ સંધવિય, કરિસ ધમ્મ સુપવિત્ત.
સુંદર સય ઈગસત્તરિ તિથ્થંકર, એક સમય વિહરંતિમહીયલ,
ચવણ સમય ઇગવીસ જીણ, જમ્મ સમય ઈગવીસ;
ભત્તીય ભાવે પૂજીયા, કરો સંઘ સુ જગીસ.

## ઢાળ બીજી.

એક દિન અચિરા હુલરાવતી—એ દેશી.

ભવ ત્રીજે સમકિત ગુણ રમ્યા, જિન ભક્તિ પ્રમુખ ગુણ પરિણમ્યા;
તજી ઇંદ્રિય સુખ આશાસના, કરી સ્થાનક વીસની સેવના. ૧
અતિ રાગ, પ્રશસ્ત પ્રભાવતા, મન ભાવના એહવી ભાવતા.
સવિ જીવ કરૂં શાસન રસી, ઈસી ભાવ દયા મન ઉલ્લસી. ૨
લહી પરિણામ એહવું ભલું, નિપજાવી જિન પદ નિર્મલું:
આયુ બંધવિચે એક ભવ કરી, શ્રદ્ધા સંવેગ તે થિર ધરી. ૩
ત્યાંથી ચવિય લહે નર ભવ ઉદાર, ભરતે તેમ ઐરવતેજ સાર;
મહાવિદેહે વિજયે વર પ્રધાન, મધ્ય ખંડે અવતરે જિન નિધાન૪

## સુપનાની ઢાળ ત્રીજી.

પુણ્યે સુપનહ દેખે, મનમાંહે હર્ષ વિશેષે,
ગજવર ઉજજવળ સુંદર, નિર્મળ વૃષભ મનોહર. ૧
નિર્ભય કેશરી સિંહ, લક્ષ્મી અતિહી અબીહ;

અનુપમ ફુલની માળ, નિર્મળ શશી સુકુમાર. ૨
તેજે તરણી અતિ દીપે, ઇંદ્ર ધ્વજા જગ ઝીપે;
પૂરણ કળશ પડૂર, પદ્મ સરોવર પૂર. ૩
અગ્યારમે રયણાયર, દેખે માતાજી ગુણ સાયર;
બારમે ભુવન વિમાન, તેરમે અનુપમ રત્ન નિધાન. ૪
અગ્નિ શિખા નિર્ધૂમ, દેખે માતાજી અનુપમ;
હરખી રાયને ભાસે, રાજા અરથ પ્રકાશે. ૫
જગપતિ જિનવર સુખકર, હોશે પુત્ર મનોહર;
ઇંદ્રાદિક જસુ નમશે, સકળ મનોરથ ફળશે. ૬

## વસ્તુ છંદ.

પુણ્ય ઉદય પુણ્ય ઉદય ઉપના જિનનાહ, માતા તવરયણી સમે, દેખી સુપન હરખંતી જાગીય, સુપન કહી નિજ કંતને, સુપન અરથ સાંભળો સોભાગીય, ત્રિભુવન તિલક મહા ગુણી, હોશે પુત્ર નિધાન, ઇંદ્રાદિજસુ પય નમી, કરશે સિદ્ધ વિધાન.

## ઢાળ ચોથી.

### ચંદ્રાવળાની દેશીમાં.

સોહમપતિ આસન કંપીયોએ, દેઈ અવધિ મન આણંદીયોએ;
નિજ આતમ નિર્મળ કરણકાજ, ભવજળ તારણ પ્રગટયો જહાજ. ૧
ભવ અડવી પારગ સથ્થવાહ, કેવળ નાણાઇય ગુણ અગાહ;
શિવ સાધન ગુણ અંકૂરો જેહ, કારણ ઉલટયો આસાઢિ મેહ. ૨
હરખે વિકસી તવ રોમરાય, વલયાદિકમાં નિજ તનુ ન માય;

સિંહાસનથી ઉઠયો સુરિંદ, પ્રણમંતો જિન આનંદ કંદ. ૩
સગઅડ પય સાહમો આવી તથ્થ,કરી અંજલિય પ્રણમીય મથ્થ;
મુખે ભાખે એ ક્ષણ આજ સાર. તિય લોય પહુ દીઠો ઉદાર ૪
રેરે નિસુણો સુરલોય દેવ, વિષયાનળ તાપિત તુમ સવેવ;
તસુ શાંતિકરણ જળધર સમાન, મિથ્યા વિષ ચૂરણ ગરૂડવાન. ૫
તે દેવ સકળ તારણ સમથ્થ, પ્રગટયો તસુ પ્રણમી હવો સનાથ;
એમ જંપી શક્ર સ્તવ કરેવિ, તવ દેવ દેવી હરખે સુણેવિ. ૬
ગાવે તવ રંભા ગીત ગાન, સુરલોક હવો મંગળ નિધાન;
નર ક્ષેત્રે આરિજ વંશ ઠામ, જિનરાજ વધે સુર હવે ધામ. ૭
પિતા માતા ઘરે ઉત્સવ અશેષ, જિન શાસન મંગળ અતિવિશેષ;
સુરપતિ દેવાદિક હર્ષ સંગ, સંયમઅર્થી જનને ઉમંગ. ૮
શુભ વેળા લગ્ને તીર્થે નાથ, જનમ્યા ઇંદ્રાદિક હર્ષ સાથ;
સુખ પામ્યા ત્રીભુવન સર્વ જીવ, વધાઈ વધાઈ થઇ અતીવ.૯

## ઢાળ પાંચમી.

(શ્રીશાંતિ જીનનો કળશ કહિશું, પ્રેમસાગર પૂર), એ દેશી.
શ્રી તીર્થપતિનું કળશ મજજન, ગાઇએ સુખકાર;
નરખિત્ત મંડણ દુહ વિહંડણ, ભવિક મન આધાર;
તિહાં રાવ રાણા હર્ષ ઉચ્છવ, થયો જગજયકાર;
દિશિ કુમરી અવધિ વિશેષ જાણી, લહ્યો હર્ષ અપાર ૧
નિય અમર અમરી સંગ કુમરી, ગાવતી ગુણ છંદ;
જિન જનની પાસે આવી પહોતી, ગહગહતિ આણંદ;
હે માય ! તેં જિનરાજ જાયો, શુચિ વધાયો રમ્મ;
અમ જમ્મ નિમ્મલ કરણ કારણ, કરીશ સૂઈ કમ્મ. ૨

તિહાં ભૂમિ શોધન દીપ દર્પણ, વાય વીંઝણ ધાર;
તિહાં કરીય કદલી ગેહ જિનવર, જનની મજ્જનકારે;
વર રાખડી જીન પાણિ[૧] બાંધી, દીયે એમ આશિષ;
જુગ કોડા કોડી ચિરંજીવો, ધર્મદાયક ઇશ. ૩

## ઢાળ છઠ્ઠી.

જગ નાયકજી ત્રિભુવન જન હિતકાર એ;
પરમાતમજી ચિદાનંદ ધન સાર એ. એ દેશી.
જીન રયણીજી, દશ દિશિ ઉજ્જવળતા ધરે;
શુભ લગ્નેજી, જોતિષ ચક્ર તે સંચરે;
જિન જન્મ્યાજી, જેણે અવસર માતા ધરે;
તેણે અવસરજી, ઇંદ્રાસન પણ થરહરે.

### ત્રુટક.

થરહરે આસન ઇંદ્ર ચિંતે, કોણ અવસર એ બન્યો;
જિન જન્મ ઉત્સવ કાળ જાણી, અતિહી આનંદ ઉપન્યો;
નિજ સિદ્ધિ સંપત્તિ હેતુ જિનવર, જાણી ભગતે ઉમ્મહ્યો;
વિકસિત વદન પ્રમોદ વધતે, દેવ નાયક ગહ ગહ્યો. ૧

### ઢાળ.

તવ સુરપતિજી, ઘંટાનાદ કરાવ એ;
સુર લોકેજી, ઘોષણા એહ દેવરાવએ;
નર ક્ષેત્રેજી, જિનવર જન્મ હુઓ અછે;
તસુ ભગતેજી, સુરપતિ મંદિર ગિરિગચ્છે.

---

૧ હાથ.

ત્રુટક.

ગચ્છેતિ મંદિર શિખર ઉપર, ભવન જીવન જિન તણો;
જિન જન્મ ઉત્સવ કરણકારણ, આવજો સવિ સુર ગણો;
તુંમ શુદ્ધ સમકિત થાશે નિર્મળ, દેવાધિ દેવ નિહાળતાં;
આપણાં પાતક સર્વ જાશે, નાથ ચરણ પખાળતાં. ૧

ઢાળ.

એમ સાંભળીજી, સુરવર કોડી બહુ મલી:
જિન વદનજી, મંદિર ગિરિ સામા ચલી;
સોહમપતિજી, જિન જનનીઘર આવિયા;
જિન માતાજી, વંદી સ્વામી વધાવિયા.

ત્રુટક.

વધાવિયા જિન હર્ષ બહુલે, ધન્ય હું કૃતપુણ્ય એ,
ત્રૈલોક્ય નાયક દેવ દીઠો, મુજ સમો કોણ અન્ય એ:
હે જગત જનની પુત્ર તુમચો, મેરૂ મજ્જનવર કરી,
ઉત્સંગ તુમચે વળીય થાપીશ, આત્મા પુણ્યે ભરી

ઢાળ.

સુર નાયકજી, જિન નિજ કર કમળે ઠવ્યા,
પંચ રૂપેજી, અતિશે મહિમાયે સ્તવ્યા,
નાટક વિધિજી, તવ બત્રીસ આગળ વહે:
સુર કોડીજી, જિન દર્શનને ઉમ્મહે.

ત્રુટક.

સુર કોડા કોડી નાચતી વળી, નાથ શુચિ ગુણ ગાવતી:
અપ્સરા કોડી હાથ જોડી, હાવ ભાવ દેખાવતી;

જયો જયો તું જિનરાજ જગ ગુરૂ, એમ દે આશિષ એ;
અમ્હ ત્રાણ શરણ આધાર જીવન, એક તું જગદીશ એ.

ઢાળ.

સુર ગિરિવરજી, પાંડુક વનમેં ચિહું દિશે;
ગિરિ શિલ પરજી, સિંહાસન શાસય વસે;
તિહાં આણીજી; શક્રે જિન ખોલે ગ્રહ્યા;
ચોસઠેજી, તિહાં સુરપતિ આવી રહ્યા.

ત્રુટક.

આવિયા સુરપતિ સર્વ ભગતે, કળશ શ્રેણી બનાવએ;
સિદ્ધાર્થ પમુહા તીર્થ ઓષધિ, સર્વ વસ્તુ અણાવએ;
અચ્ચુઅપતિ તિહાં હુકમ કીનો, દેવ કોડા કોડીને
જિન મજ્જનારથ નીર લાવો, સવે સુર કર જોડીને.

ઢાળ સાતમી.

શાંતિને કારણે ઇંદ્ર કળશા ભરે. એ દેશી.

આત્મ સાધન રસી, દેવ કોડી હસી,
ઉલ્લસીને ધસી ખીર સાગર દિશી;
પઉમદહ આદિ દહ, ગંગ પમુહા નઇ,
તીર્થ જળ અમલ લેવા, ભણી તે ગઇ. ૧
જાતિ અડકળશ કરી સહસ અઠોતરા,
છત્ર ચામર સિંહાસન શુભતરા;
ઉપગરણ પુષ્ફ ચંગેરી પમુહા સવે,
આગમે ભાસિયા તેમ આણી ઠવે; ૨
તીર્થ જળ ભરિય કર કળશ કરી દેવતા,

ગાવતા ભાવતા ધર્મ ઉન્નતિ રતા;
તિરિયનર અમરને હર્ષ ઉપજાવતા,
ધન્ય અમ્હ શક્તિ શુચિ ભક્તિ એમ ભાવતા. ૩
સમકિત બીજ નિજ આત્મ આરોપતા,
કળશ પાણી મિષે ભક્તિ જળ સીંચતા;
મેરૂ સિંહરો વરી સર્વ આવ્યા વહી,
શક્ર ઉત્સંગ જિન દેખિ મન ગહગહી. ૪

## વસ્તુ છંદ.

હુંહો દેવા હુંહો દેવા અણાઇ કાળો, અદિઠ પુવ્વો,
તિલોય તારણો તિલોય બંધુ, મિછત્ત મોહ વિદ્ધંસણો;
અણાઇતિણ્હા વિણાસણો, દેવાહિ દેવો દિઠ બોહિય કામેહિં.૫

## ઢાળ.

એમ પભણંત વણ ભવણ જોઇસરા,
દેવ વેમાણિયા ભત્તિધમ્માયરા;
કેવિકપ્પઠિયા કેવિ મિત્તાણુગા,
કેવિ વર રમણિ વયણેણ અઇઉત્તુગા. ૬

## વસ્તુ છંદ.

તથ અચ્ચુઅ તથ અચ્ચુઅ ઇંદ આદેશ, કરજોડી સવિદેગણ
લેય કળશ આ દેસ પામિય, અદ્ભુત રૂપ સરૂપ જુઅ, કવણ
ગ્રહ ઉત્સંગે સામિય, ઇંદિ કહે જગતારણો, પારગ અમપરમેશ;
નાયક દાયક ધમ્મ નિહિ, કરિએ તસુ અભિસેસ. ૭

## ઢાળ આઠમી.

( તીર્થ કમળદળ ઉદક ભરીને પુષ્કર સાગર આવે ) એ દેશી.

પૂરણ કળશ શુચિ ઉદકની ધારા, જિનવર અંગે નામે;
આતમ નિર્મળ ભાવ કરંતા, વધતે શુભ પરિણામે;
અચ્ચુતાદિક સુર પતિમજજન, લોક પાળ લોકાંત,
સામાનિક ઇંદ્રાણી પમુહા, એમ અભિષેક કરંત. ૧

ગાહા.

તવ ઇશાણ સુરિંદો, સક્કંપ ભણેઇ, કરઇ સુપસાઓ;
તુમ અંકે મહન્નાહો, પણ મિત્તંમ્ અમ્હ અપ્પેહ. (૨)
તાસિકિંદો પભણેઇ, સાહમી વછલંમિ બહુ લાહો;
આણા એવંતેણં, ગિણ્હિહ હવ્વો ઉક્કય થાભો. (૩)
(એમ કહી સર્વ સ્નાત્રિયા કળશ ઢાળે. નીચે પ્રમાણે પાઠ કહે.)

ઢાળ

સોહમ સુરપતિ વૃષભ રૂપ કરી, ન્હવણ કરે પ્રભુ અંગ,
કરિય વિલેપણ પુપ્ફ માળઠવી, વર આભરણ અભંગ;
તવ સુરવર બહુ જય જય રવકરિ, નાચે ધરી આણંદ,
મોક્ષ માર્ગ સારથ પતિ પામ્યો ભાંજશું હવે ભવફંદ (૪)
કોડિ બત્રીસે સોવન ઉવારી, વાજંતે વરનાદે;
સુરપતિ સંઘઅમર શ્રી પ્રભુને, જનનીને સુપ્રસાદે;
આણી થાપી એમ પયંપે, અમે નિસ્તરિયા આજ,
પુત્ર તુમારો ધણીરે હમારો, તારણ તરણ જહાજ. (૫)
માત જતન કરિ રાખજો એહને, તુમ સુત અમ આધાર,
સુરપતિ ભગતિ સહિત નંદી સર, કરે જિન ભક્તિ ઉદાર;
નિયનિય કપ્પ ગયા સવિ નિર્જર, કહેતા પ્રભુ ગુણ સાર;
દીક્ષા કેવળ જ્ઞાન કલ્યાણક, ઇચ્છાચિત્ત મઝાર. (૬)
ખરતર ગચ્છ જિન આણા રંગી, રાજ સાગર ઉવઝાય,
જ્ઞાન ધર્મ દીપચંદ સુપાઠક, સુગુરૂ તણો સુપસાય,

દેવચંદ્ર જિન ભકતે ગાયો, જન્મ મહોત્સવ છંદ,
બોધ બીજ અંકુરેઉલશ્યો સંઘ સકળ આનંદ. (૬)

## કળશ ( રાગ વેળાવલ. )

એમ પૂજા ભગતે કરો, આતમ હિત કાજ;
તજિય વિભાવ નિજ ભાવમે, રમતા શિવરાજ. એમ. ૧
કાળ અનંતે જે હુઆ, હોશે જેહ જિણંદ;
સંપય સીમંધર પ્રભુ, કેવળ નાણ દિણંદ. એમ. ૨
જન્મ મહોચ્છવ એણીપરે, શ્રાવક રૂચિવંત;
વિરચે જિન પ્રતિમા તણો, અનુમોદન ખંત. એમ. ૩
દેવચંદ્ર જિન પૂજના, કરતા ભવપાર;
જિન પડિમા જિન સારખી, કહી સૂત્ર મોઝાર. એમ. ૪
ઇતિ પંડિત શ્રી દેવચંદ્રજી કૃત સ્નાત્ર પૂજા સમાસ.

# સ્નાત્રવિધિપ્રારંભ.

પ્રથમ અંગ શુદ્ધ કરી, નવીન વસ્ત્ર પેહેરી, સ્વભાલ તિલક કરી, સિંહાસન પ્રમુખ બાજોઠ ત્રણ પધરાવી તે ઉપર તંદુલની ઢગલી કરી તે ઉપર રૂપાનાણું તથા શ્રીફ઼ળ મુકી પછી સ્નાત્રીયાએ પોતાને હાથે મૌલી સુત્ર (નાડું) બાંધવું તથા પંચામૃતથી કળશ ભરી તેને મૌલી બંધન કરી તેને તથા બીજી વસ્તુઓ યોગ્ય સ્થાને ગોઠવવી. પછી મુખકોશ બાંધી મુળ નાયકજી પાસે આવી નમસ્કાર કરી ધૂપ ધાણું હાથમાં લઇ નીચે પ્રમાણેની ગાથા બોલતા ધૂપ કરવો.

## गाथा.

असुरिंद सुरिंदाणं, किन्नर गंधव्व चंद सूराणं,
विज्जाहरा सुराणं, सज्जोगा सिद्धाण सिद्धाणं ॥ १
मुनिय परमथावित्थर गियथ विविह तत्र सोसियंगाणं,
सिद्धि वहू निष्भरठं, ठियाणं जोगी सराणंच. २
जंपूयाय भगवउ, तित्थयरा राग रोसतम रहिया;
विणय पणएण तेसिं, सुमुद्धूउ मेइमे धूओ. ३
तित्थंकर पडिमाणं, कंचन माणिरयण विद्रुममयाणं;
तिहुयण विभूसगाणं, सासय सुरनर कयाणंच. ४
सिद्धाण सूरिपाठग, साहूणं झाण जोग निरयाणं;
सुयदेवयमाईणं, समुद्धुओ मेइमे धूओ. ५

એ પ્રમાણે ગાથા કહી અક્ષત ધોઇ કેશર-ચંદન લગાડી પુષ્પો ભેળવી તે કુસુમાંજળી તૈયાર થઇ જેથી તે લઇ નીચેના શ્લોકો બોલવા.

श्रीमत्पुण्यं पवित्रं कृत विपुल फलं मंगलं लक्ष्म लक्ष्म्या;
क्षुण्णा रिष्टोपसर्ग गृहगति विकृति स्वप्नमुत्पात घाति ॥
संकेतं कौतुकानां सकल सुख मुखं पर्व सर्वोत्सवानां ।
स्नात्रं पात्रं गुणानां गुरु गरिमगुरो र्वंचितायैर्न दृष्टम ॥ १
अशेष भवनां तराश्रित समाज खेदक्षमो ।
न चापि रमणीयता मतिशयीत तस्या परः ॥
प्रदेश इह मानतो निखिल लोक साधारणः
सुमेरुरिति तापिनः स्नपन पीठ भावं गतः २

પછી સ્નાત્ર પીઠ સન્મુખ કુસુમાંજળી અર્પણ કરવી અને કુંકુમનો સ્વસ્તિક કરવો, ધુપ કરવો, અને ત્યારબાદ એક નવકાર ગણીને સ્નાત્ર પીઠ ઉપર પંચતિર્થી પ્રતિમાજી પધરાવવા. પછી સામે અક્ષતની ઢગલી કરી કળશો પધરાવી પછી હાથમાં કુસુમાંજળી લઈને નીચેની ગાથા કેહેવી.

## गाथा. आर्या.

मुक्ता लंकार विका, रसार सौम्यत्व कांतिक मनीयम् ॥
सहज निजरूप निर्जित, जगत्त्रयं पातु जिन बिंबम् १.

એ ગાથા કહી પ્રતિમાજીના અલંકાર ઉતારીયે.

## गाथा.

अवणिय कुसुमा हरणं, पयइ पयठिय मनोहर त्थायं ॥
जिण रूवं मज्जण पीढं, संठिय वोसिवं दिसउ ॥ २

એ ગાથા કહી નિર્માલ્ય ઉતારીએ.

## गाथा.

वालतण म्मिमा मिअ, सुमेरु सिहरम्मि कणय कलसेहिं ॥
तिअसा सुरेहिंण्ह विंओ, ते धन्वा जेहिं दिठोसि ॥ ४ ॥

એ ગાથા કહી કળશે પખાલ કરી સંક્ષેપે પૂજીયે પછી હાથમાં કુસુમાંજળી લઈ પ્રભુજીની જમણી બાજુ ઉભા રહી સ્નાત્ર શરૂ કરવું. ચોથી ઢાળની છેલી ગાથા "વધાઈ વધાઈ થઈ અતીવ" સુધી કહી અક્ષતથી વધાવી ચૈત્યવંદન જગ ચિંતામણીનુ કહેવું "ઉવસગ્ગહરં" કહેવું અને "જય વિયરાય આ ભવમ્ ખંડા" સુધી કહી

પછી હાથ ધોઇ ધૂપ ઉખેવી ખમાસમણ દેવું પછી બે હાથે કળશો લેવા તે કળશો ઉત્તરાસંગ વસ્ત્ર વડે ઢાંકવા અને શ્રેણીબંધ ઉભા રહી "શ્રી તિર્થં પતિનો કળશ મજ્જન" ત્યાંથી માંડી સંપુર્ણ સ્નાત્ર કહેવું. ત્યારપછી પ્રતિમાજી ઉપર કળશો ઢોળી "એમ પૂજા ભકતે કરો" એ ગીત કહેવુ. પછી અષ્ટ પ્રકારી પૂજા કરવી.

ત્યારબાદ પ્રભુ સન્મુખ બેસી આરતિ કરનારને નવ અંગે કુંકુમનાં તિલક કરવાં. પછી એક થાળમાં સ્વસ્તિક કરી, તેમાં આરતિ, તથા મંગળદીપક પધરાવી, બંનેમાં ધૃત પુરી પ્રથમ આરતિની કેશર, ફુલ, તથા અક્ષતે પૂજા કરી કુંકુમના છાંટા નાંખવા, પછી આરતિ હાથમાં લઇ ઉભા થઇ નીચે પ્રમાણે બોલતાં આરતિ ઉતારવી.

## આરતી.

વિવિધ રત્ન મણિ જડીત રચાવો,
થાળ વિશાળ અનોપમ લાવો;
આરતિ ઉતારો પ્રભુજીની આગે,
ભાવના ભાવી શિવસુખ માગે. આ૦ ૧
સાત ચૌદ ને એકવીશ ભેવા,
ત્રણ ત્રણ વાર પ્રદક્ષિણા દેવા. આ૦ ૨
જિમ જિમ જળધારા દઈ જંપે,
તિમ તિમ દોહગ થર થર કંપે. આ૦ ૩
બહુ ભવ સંચિત પાપ પણાસે,
દ્રવ્ય પૂજાથી ભાવ ઉલ્લાસે. આ૦
ચૌદ ભુવનમાં જિનજીને તોલે,

કોઇ નહિ આરતિ એમ બોલે, આ૦ ૫ ઇતિ.

આ આરતી ઉતારતી વખતે આરતિ ઉતારનારે ચો-ખ્ખા પાણીથી ભરેલ બે કળશ બીજા બે સ્નાત્રીયાઓને ચાંદલો કરી આપવા, અને તેમણે આરતિ ચાલે ત્યાંસુધી તેમાંથી અખંડ ધાર કરી પછી કુંડીમાં તે કળશ મુકી દેવા.

આ પ્રમાણે આરતિ પુરી થયા પછી મંગળ દીપકની ઉપર કહેલી વસ્તુઓથી પુજા કરી નીચે લખેલ ગાથાઓ બોલતાં પ્રભુ સન્મુખ મંગળ દીપક ઉતારવો.

દીવોરે દીવો મંગલિક દીવો,
ભુવન પ્રકાશક જીન ચિરંજીવો. દી. ૧
ચંદ સૂરજ પ્રભુ તુમ મુખ કેરા,
લુંછણ કરતાં દે નિત્ય ફેરા. દી. ૨
જીન તુજ આગલ સુરની અમરી,
મંગલ દીપ દીયે ભમરી. દી. ૩
જીમ જીમ ધૂપ ઘટી પ્રગટાવે,
તિમ તિમ ભવનાં દુરિત દઝાવે. દી. ૪

એ રીતે મંગળ દીપક ઉતારી તે નીચે પધરાવવો પછી એક થાળમાં અષ્ટપ્રકારમાંથી ધૂપ અને દીપ સિવાય છ વસ્તુઓ (દ્રવ્યો) લઈ તે થાળ તમામ સ્નાત્રીયાઓએ હાથમાં લઇ નીચેની ગાથા બોલી તે થાલ નીચે પધરાવે.

## ગાથા.

નીર અક્ષત કુસુમાંજળી ચંદન
ધૂપ દિપ ફળ નૈવેદ્ય વંદન

એણીપરે અષ્ટ પ્રકારી પૂજા કીજે
પૂજા સ્નાત્ર મહોસ્તવ પભણીજે. ૬ દી.

પછી લૂણની કાંકરી લઇ નીચે મુજબ ગાથા બોલી લૂણ ઉતારે.

( આરતીની જેમ પ્રભુની સામે લુણ ઉતારવું )

ગાથા.

લૂણ ઉતારો જીનવર અંગે, નિર્મળ જળ ધારા મનરંગે. લૂ૦ ૧
જેમ જેમ તડતડ લૂણજ ફૂટે, તેમ તેમ અશુભ કર્મ બંધ ત્રૂટે. લૂણ૦ ૨

(એ ગાથા કહી લુણ અગ્નીમાં નાંખવું) પછી બીજું લુણ લઇને બોલવું.

નયન સલૂણાં શ્રીજીનજીના, અનુપમ રૂપ દયા રસ ભીનાં. લ૦ ૩
રૂપ સલૂણું જીનજીનું દીસે, લાજ્યું લૂણ તે જળમાં પેસે. લૂ૦ ૪
ત્રણ પ્રદક્ષિણા દેઈ જળ ધારા, જળણ ખેપવીયેં લૂણ ઉદારા. લૂ૦ ૫
જે જીન ઉપર દુમણો પ્રાણી, તે એમ થાજો લૂણ જ્યું પાણી. લૂ૦ ૬

(એ કહીને લુણને જળની વાટકીમાં નાંખવું

અગર કૃશ્નાગરૂ કુંદરૂ સુગંધે, ધૂપ કરી જે વિવિધ પ્રબંધે. લૂ૦ ૭

એ ગાથા કહીને જાગના (દેવતા) ઉપર ધુપ પ્રક્ષેપવો.

---

ઘણીવાર લુણ આરતી ઉતાર્યા પહેલા પણ ઉતારવામાં આવે છે.

મંગળીક દીવો ઉતાર્યા પછી નીચેનો કળસ બોલવો.

રાગ ધનાશ્રી.

ગાયો ગાયોરે ભવી ભાવ ધરીને ગાયો. એ ટેક.

સમકીત શુદ્ધ કરીને સહેજે, શિવ સુખ સંપદ પાયોરે. ભવી૦ ૧ સ્નાત્ર મહોસ્તવ વિધી એમ કરતાં કુંમતી મિથ્યાત્વ ગમાયો; ભાવ સહીત જે જીનવર પૂજે, તસ હાથે જીન પદ પાયોરે. ભવી. ૨ શ્રેણીક કૃષ્ણ સત્યકી વિદ્યાધર; કોણીક નરપતિ રાયો; ઇત્યાદીક જીન પૂજા પસાયે, તિર્થંકર પદ પાયોરે. ભવી. ૩ જેણે નર ભવ શ્રાવક કુળ પામી; જીનવર ગુણ નવી ગાયો, જેણે જીનવરની સેવા ન કીધી, સો જનનીકા જાયોરે. ભવી. ૪ ત્રણ ભુવન મન વાંછીત પુરણ, સુરતરૂ સમવડ આયો; સમકીત સુયશ સવારો. ભવી. ૫ ॥ ઇતિ. ॥

એ પ્રમાણે કહીને પછી શાન્તિ કળસ કરવો. તે નમણના જળ વડે એક કળસમાંથી અખંડ ધારાયે કુંડીમાં એક નવકાર તથા મોટી શાન્તિ બોલતાં કરવો.

પછી પ્રભું સન્મુખ સર્વે એ ઉભા રહીને નીચે પ્રમાણે (હાથ જોડીને) બોલવું.

आज्ञा हिनं क्रिया हिनं। मंत्र हिनं चयत्क्रतम् ॥
ततसर्व क्षमय देव प्रसीद परमेश्वर ? ॥ १ ॥

इति स्नात्र विधि.

પછી ચૈત્યવંદન કરવું ધ્યાન કરવું.

डॉ. एल. डी. बारनेट, एम. ए, एलआइटीटी. डी. ए. लखेली

उपोद्घात सहित

# जैन दर्शनना मूळतत्त्वो.

स्वसग्रहीत अंग्रेजी भाषा उपरथी अनुवाद करनार,


## हीराचंद लीलाधर झवेरी.

एम. आर. ए. एस., ए. एल. ए. ए., एफ. बी. टी., एफ. सी. आई.



प्रकाशक

मेसर्स मेघजी हीरजीनी कुंपनी—जैन बुकसेलर्स.





मुम्बापुरी.

वीर संवत २४३९ विक्रम संवत १९६९

इस्वी सन १९१३.

कींमत आना चार.

शाह चंदुलाल छगनलाले धी सीटी प्रीन्टींग प्रेसमां

नं. ४८२२ ढालगरवाडा, अमदावादमां छाप्युं.



શેઠ હેમરાજ ખીઅશી.

કચ્છ–સુથરી.

KRISHNA PRESS, ANANTWADI, BOMBAY 2.

# अर्पण पत्रिका.

## सद्गुण संपन्न शेठ श्री हेमराज खीअशी.

आपअमारी कच्छी दशा ओशवाळ जैन ज्ञातिमां आपनी सतोषी शांत वृतिमाटे प्रसिद्धि पामेला गृहस्थछो आपना वडील बन्धु शेठश्री खेतासिह खीअशी जे. पी. साथे रही स्वात्मबळथी उपार्जित द्रव्यनो सदुपयोग पण तेमना नाम नीचेज कर्ता आव्याछो, आपनी आवी गुप्त सखावतो एक जैन गृहस्थना गुणोने वधारे शोभावनारी छे. पोताना कोईपण शुभकार्यनुं मान वडीलोने आपवानी आपणी मान्यताने आपे आथी यथार्थ करी बतावीछे आपनो स्वधर्म प्रति अति घणो चाह छे अने स्वधर्म, स्वधर्मी अने स्वज्ञातिनी उन्नति तेमज बीजा परोपकारी कार्योमां आप आपना वडील बन्धु साथे सर्वदा तन, मन, अने धनथी जोडायला रहो छो. आपना आवा संतोष, शांति, महत्वाकांक्षीपणाथी मुक्तता, स्वधर्म प्रेम, वडील भक्ति वीगेरे गुणोथी आकर्षाई आ जैनदर्शनना मूळ तत्वो नामना लघु ग्रंथ साथे आपनुं द्रष्टांतिक नाम जोडायलुं जोवानी उत्सुकताथी आ लघु ग्रंथ आपने समर्पण करवानी रजा लइएछीए जे स्वीकारी आभारी करशो.

प्रकाशक.

(डा. गेरीनो पोताना एक पत्रमां मी. हर्बर्ट वोरनने लखे छे)

पारीस मार्च ३१ मी १९१०

डीअर मी. एच. वोरन,

गइ परम दहाडे एटले मंगलवार ता. २९ मी मार्चना दीवसे मी० झवेरीने मळवाथी मने घणोज आनंद थयो हतो. ते एक मीलनसार, विवेकी, अने अति चालाक युवानीओ छे. ते जैन दर्शननुं हेरत पमाडे तेवी रीततुं ज्ञान धरावे छे. मारी तेनी साथनी लगभग बे कलाकनी वातमां मारा केटलाक सवालोनो घणोज स्पष्ट अने उपयोगी खुलासो कर्यो छे. ते घणो विद्वान् छे अने घणा संस्कृत पुस्तको पूर्णताथी जाणे छे. मारुं एम मानवुं छे के जैन दर्शन उपर जे नानुं पुस्तक ते बहार पाडवा धारेछे ते घणुं रसीक थशे.

तमारो ए. गेरीनो.

---

आवा एक विद्वता भरेला दर्शनना अंग्रेजी भाषामां टुंकमां लखायेला सार संग्रहनी अद्यापि पर्यंत खोट हती अने मने खातरी छे के ते खोट पुरी पाडवानो मी. झवेरीनो स-

र्थ प्रयत्न युरोप अने हिंदुस्तानमां बन्ने जग्याए फतेह पामशे; जेने ते लायक छे.

लंडन जुन, १९१०　　　　एल. डी. बारनेट,

एम. ए., एल आइ टी. टी. डी.

---

इन्डीआ ओफीस लाईब्रेरी

व्हाइट होल, एस. डब्ल्यु.

मे १८, १९१०

तमारी जैन अर्थतत्त्वशास्त्र अने न्यायनी प्रवेशिका में रसपूर्वक वांची छे; अने हुं धारुं छुं के जैन दर्शननी रूप रेखाथी जाणकार थवाने इच्छनारा युरोपीअन अने हिंदी विद्यार्थीओ तेमज बीजा पुरुषोने तेनी प्रसिद्धि घणीज उपयोगी थई पडशे, जैनदर्शन आटली पूर्णताथी समजावेलो बीजी जग्याए तेमने भाग्येज मळी शकशे.

एफ. डब्ल्यु. थोमस,

एम. ए., पीएच. डी.

बोन, मे २८, १९१०

मारी मान्यता एवी छे के तमारा ग्रंथमां जैन दर्शनना मुख्य सिद्धांतो शुद्ध अने स्पष्ट रीते समजाववामां आव्या छे. अने आ विषयमां रस लेनारा युरोपीअन वांचकोने ते घणोज उपयोगी थई पडशे.

प्रो. एच. जेकोबी, पीएच. डी.

---

१९, रु. ड बुलेनवीलीएर्स, पारीस. १६
रवीवारनी सांजे, मे २९, १९१०

मारा मत प्रमाणे आ लघुग्रंथ जैनदर्शनना दरेक विद्यार्थीने घणोज उपयोगी थशे. ते घणीज स्पष्टताथी गोठवीने लखाएलो छे. खास करीने ज्ञाननी तर्कशास्त्रनी रीतो ( स्याद्वाद अने नयो ) रसीक छे.

ए. गेरीनो. एलआई टीटी. डी.

---

लंडन, १९१०

जैनदर्शन उपरनुं आ नानुं पुस्तक, जन्मेला जैन तरफथी युरोपमां लखाईने प्रसिद्ध थयेलुं पहेलुं पुस्तक छे. पश्चिम अने

पूर्वना वर्गोना जैनदर्शन अने जैन साहीत्यना अभ्यासीओने ते कीमती थई पडशे.

हरबर्ट वोरन.

---

ग्लासगो, जुलाइ २८ मी १९१०

मो. झवेरीना ग्रंथ जेवुं पुस्तक मारी पासे होवाथी मने घणीज खुशी थइ छे. हुं धारुं छुं के तेणे अमारा जैन दर्शनना सार घणाज टुंका अने सुंदर संग्रहमां समावेलो छे.

वनारसीलाल गार.

---

व्युटी, पाइसा, इटाली, सप्टेंबर १९१०.

घणुंज कीमती नानुं पुस्तक छे. खास करीने सप्तभंगी अने नय एवी स्पष्टताथी समजावेला में बीजा कोई पण ग्रंथमां जोया नथी.

प्रो० एच. वेलोनी फीलीपी.

---

अप्सला, स्वीडन, ओगस्ट २० मी १९१०

डीअर मी. वोरन,

जैन दर्शनना अभ्यास माटे ते मने घणीज सारी प्रवेशिका जणाइ छे–पंडीत एच. एल. झवेरीने मारा उत्तम स्तुति वचन पहोंचाडवानी प्रार्थना करुंछुं. हुं कोइ वखते तेने कांइ नानो बदलो मोकलवानी आशा राखुंछुं.

डा. जे. कारपेन्टीअर.

---

८, नोर्थमुर रोड, ओक्सफर्ड,
१ ली सप्टेम्बर १९१०.

में मी० झवेरीना मुळतत्त्वो घणाज भावथी वांच्या छे. आटली नानी जग्यामां जैनोना अर्थतत्त्वशास्त्र अने न्यायने जे स्पष्ट रीते समाववाने तेओ समर्थ थया छे ते रीत तदन अद्भूत अने अचरत पमाडनारी छे.

जैनधर्म बुद्धधर्मनी पेठे युरोपमां वहोळा विस्तारमां जणाववाने लायक छे.

डा. रुडोल्फ होअरन्ली, पी एच. डी.

---

फलोरेन्स, ओगष्ट. १९१०.

ते ग्रंथ उपर में नजर फेरवी अने तेमने घणोज उपयोगी अने रसीक जणायो छे.

प्रो० ए० वेलीनो.

---

मोन्टेगनाना, सप्टेम्बर, २९ मी १९१०.

ते ग्रंथ घणोज रसीक होवा उपरांत एवीज जातनो युरोपमां पहेलो अने सारी रीते थयेल प्रयत्न छे: ए ग्रंथ माटे हुं रोमना "बोलेटीनो बीब्लीओग्राफीआ" ओफ स्वेटा डली स्टुडी ओरीन्टली" ना आवता अंकमां लखीश.

प्रो० ए वेलीनी.

---

सेंट पीटर्सबर्ग,

सप्टेम्बर, १० मी १९१०.

ते ग्रंथनो हुं अत्यंत भाव अने आनंदपूर्वक अभ्यास करुंछुं.

डा. एन. मीरोनो, पी एच. डी.

---

# फ्रेंच भाषा उपरथी.

जर्नल एसीआटीक.

सप्टेम्बर–अकटोबर. १९१०

मी. झवेरी स्पष्ट विचारक छे. तेना नाना ग्रंथमां जैन अर्थ–तत्त्व–शास्त्र अने न्यायशास्त्रनो घणोज सुंदर प्रवेश यथार्थरीते अने टुंकामां करावेलो छे.

कोइपण माणस मी. झवेरीना पुस्तक माटे वधारे पडतुं कही शके नहि ते घणो परिमित अने डोळ वगरनो ग्रंथ छे; छतां तेमां घणी अने अत्युत्तम वस्तुनो समावेश करेलो छे. जे कोइ ते वांचशे तेने ते घणो उपयोगी थशे जेओने जैन दर्शननुं ज्ञान छे तेओ जैनतत्त्वोने अहीं यथार्थरीते सूत्रित थयला जोइ खुशी थशे; बीजाओ तेमांथी शुद्ध अने सहेलाइथी याद राखी शकाय तेवा विचारो मेळवी शकशे.

---

# प्रकाशकनी प्रस्तावना.

---

आपणा जैनबंधुओमां एवा गण्यागांठयाज हशे के जेमने जैन धर्मना मुळ तत्त्वो अने रहस्यनुं यथार्थ ज्ञान होय. मोटे भागे तो घणाखरा एवाज जोवामां आवे छे के तेओ केवळ जैन कुळमां जन्म धारण करवाने लीधेज जैन नाम धारी रह्या छे. आ अविद्यानुं परिणाम छे. ज्यारे हुं विद्याभ्यास करतो हतो त्यारे जैन बंधुओनी आवा प्रकारनी परिस्थिति मारा मगजमां घोळाया करती हती, ते अविद्या केवी रीते दूर थइ शके अने धर्म ज्ञाननो विशेष प्रचार शी रीते थाय तत्संबंधे हुं विचार करतो हतो. हुं कांइ विद्वान् नथी के जैन धर्मनो उंडो अभ्यास में कर्यो नथी, तोपण आपणा जैन धर्म अने मारा जैनबंधुओ माटे मने मान छे. तेमना श्रेयमां, तेमनी उन्नतिमां मारुं श्रेय अने उन्नति समायेली छे एम हुं मानुंछुं. तेथी कोइ एवी योजना करवी के जेथी जैन बंधुओमां धार्मिक रीतनो

प्रचार करवामां हुं थोडे घणे अंशे सहायभूत निवडी शकुं, एवो विचार मारा मनमां आववा लाग्यो.

जैन धर्मनां पुस्तको प्रसिद्ध करवामां आवे अने तेनो बहोळो फेलावो करवामां आवे तो धारेलो उद्देश सरळताथी पार पडे एम मने लाग्युं. मारा केटलाक विद्वान् मित्रो अने मुरब्बीओ तथा पुज्य मुनि महाराजाओए मारा ते विचारने उत्तेजन आपी मने प्रोत्साहित कर्यो अने अत्रे पुस्तक प्रसिद्ध करवानुं तथा वेचवानुं खातुं में खोल्युं. आज सुधीमां मारा तरफथी आपणा धर्मनां उपयोगी ग्रंथो प्रसिद्ध करवाना तथा फेलाववाना कार्यमां यथाशक्ति प्रयत्न सेवायो छे तो पण ए निर्विवाद छेके हजी ते संबंधमां घणुं करवानुं बाकी छे केमके ज्ञान विशाळ छे. ते विशाळ महासागरनुं माप लेवाने अनेक नाविकोनी जरुर छे. मने आशा छे के विद्यानी वृद्धि थतां अनेक बंधुओ आवा धर्म प्रचारना कार्योमां पोताथी बनतुं कर्या सिवाय रहेशे नहिं.

पंडित हीराचंद लीलाधर झवेरी जेओ इंग्लांड जइ आव्या छे अने जुदी जुदी मानप्रद पदवीओ धरावे छे तेमणे अंग्रेजीना अभ्यास साथे आपणा धर्मना अभ्या-

सने पण पोताना हृदयमां स्थान आप्युं छे ज्यारे तेओ इंग्लांडखाते हता त्यारे पोतानी धर्मपत्नीना मरण समाचार श्रवण करवाथी उत्पन्न थएली ग्लानीमां सत्य शान्ति मेळववाने तेमणे त्यां रह्या अंग्रेजीमां "जैन दर्शनना मूळतत्त्वो" नामनो ग्रंथ तैयार कर्यो हतो ते तैयार करतां जैन दर्शनने लगता ग्रंथो वांचवाथी तेमना मननी शान्ति प्राप्त थइ परंतु आटलेथी संतोष न मानतां तेमणे अन्य बंधुओने पोताना प्रयासनो लाभ आपवानुं विचार्युं अने ते ग्रंथ इंग्लांडखाते छपावी प्रसिद्ध कर्यो जेनी उपयोगिता अने उत्तमता माटे एटलुंज कहेवुं बस थशे के पाश्चात्य विद्वानोए पण तेने माटे सारा अभिप्रायो आप्या छे.

आ ग्रंथ अने तेमां रहेला उपयोगी तत्त्वो संबंधी ज्यारे मारा जाणवामां आव्युं के जे जैन बंधुओए अंग्रेजी भाषानुं ज्ञान प्राप्त कर्युं नथी तेमने माटे आवुं अंग्रेजी पुस्तक विशेष उपयोगी निवडी शके नहि, तेथी, पं० हीराचंदने में तेमना अंग्रेजी ग्रंथनो गुजराती भाषामां अनुवाद करवानी भलामण करी. मारी भलामणनी वास्तविकतानो स्वीकार करी तेमणे ते कार्य करवानुं माथे लीधुं अने तेना प्रकाशननी फरज तेमणे

मारे माथे नांखी. आवा ग्रंथने प्रकट करवानो श्रम लेवामां पण हुं आनंद मानुंछुं. केमके मारा व्यवसायने अंगे आवा कार्योमां मारी सतत प्रवृत्ति रह्या करे तेवी मारी खास इच्छाछे.

आ ग्रंथना संबंधमां एक अंग्रेज विद्वाने उपोद्घातमां केटलीक हकिकत जणावी छे तेमज अंग्रेजी ग्रंथनी पं. हीराचंदे लखेली प्रस्तावनामां पण केटलुंक विवेचन करेलुं छे. तेथी पुनरुक्ति करवानुं निरर्थक समजी वाचकोने फकत एक वार आ ग्रंथ वांची जवानी भलामण करुं छुं. मने आशा छे के तेमना अंतर उपर तेनी शुभ असर निपज्या सिवाय रहेशे नहि.

नं. ५६६ पायधुनी<br>मुंबइ, ता. — १३ }

भवदीय<br>मेघजी हीरजी.

# गुजराती आवृत्तिनी प्रस्तावना.

---

मारा आ लघु ग्रंथनी इंग्रेजी आवृत्ति लंडनमां प्रसिद्ध थया पछी हिंदुस्तानमां मारा केटलाक मित्रो तरफथी तेमज जैन बुकसेलर्स, मेसर्स मेघजी हीरजीनी कुा. वाळा मी. मेघजी हीरजी तरफथी मने एवी सुचना करवामां आवती हती के आ लघुग्रंथनो गुजरातीमां अनुवाद थवानी जरुर छे. जो के आ विषय उपर गुजराती भाषामां अनेक ग्रंथो हस्ती धरावे छे तोपण आ ढबनी संकलना साथे टुंकमां लखायेल आ ग्रंथथी वांचक वर्गने लाभज थशे एम धारी प्रयास कर्यो छे. भुल चुक माटे वांचक दरगुजर करशे.

अनुवादक.

लानोली. एप्रील. १९१३,

---

# अंग्रेजी आवृत्तिनी प्रस्तावना.

आ लघु ग्रंथ पोतेज पोतानी वस्तुनुं ज्ञान करावशे. आ लघु ग्रंथ लखवानुं कारण आ स्थळे जणाववुं व्याजवी गणाशे. लंडन युनीवर्सीटीनी लंडन स्कुल ओफ इकोनोमीक्स एन्ड पोलीटीकल सायन्समां प्रोफेसर लीस स्मीथ, एम. ए, एम. पी. ए योजेला हिंदी विद्यार्थी माटेना अभ्यास क्रमनो एक जैन विद्यार्थी तरीके हुं अभ्यास करतो हतो त्यारे मारी व्हाली धर्म पत्नीना अकाळ मृत्युना खेदकारक समाचार रुप शोकजनक संदेशो मळ्यो. मुंझाइ गएली स्थीतिमां अभ्यास अपूर्ण छाडी हिंदुस्थान पाछा फरवानो विचार करतो हतो तेवारे मने आश्वासन आपता मारा एक मित्र एम कहेता के " जे बने छे ते सारा माटे बने छे. " थोडाज दीवसमां मारा पूज्य गुरुश्री चारित्र विजयजी महाराज तरफना आश्वासनपत्रमां पण तेज कहेती समजाववामां आवेली जणाइ. मारा दीलगीरीना प्रसंगमांथी सारुं केम करी शकाय तेनो हुं विचार करतो हतो; तेवामां केटलोक

युरोपीअन मित्रो साथनी वात उपरथी एम जणायुं के अंग्रेजी भाषामां जैन दर्शननी रुपरेखा ( आउट लाइन ) लखवानी जरुर छे, अने आ लघु ग्रंथ जेवो ग्रंथ बहार पडवाथी कांइ लाभ थशे. ते उपरथी मारा शोकना समयमां आ लघु पुस्तकनी में संकलना करी. जो ते वांचवाथी कोइने पण लाभ थशे तो मारा उपर पडेला कमनशीब बनावमांथी पण कांइक लाभ नीकल्यो मनाशे अने उक्त कहेवतनुं रहस्य खरुं ठरशे.

मारी आ धारेली योजना विषे में मारा पूज्य गुरु प्रवर्तक श्री कांतिविजयजी महाराजने लखी जणाव्युं; मने सहाय मळे एवा हेतुथी तेमणे नयप्रदीप नामनां ग्रंथनी एक नकल मने मोकली अने ग्रंथनी संकलना संबंधमां केटलीक सुचनाओ करी जेना माटे हुं तेमनो घणोज आभारी थयो छुं.

आ जग्याए मी. एफ. डबल्यु. थोमस, एम ए. पीएच. डी., जैनदर्शनना जाणीता विद्वान् बोननी युनीवर्सीटीना प्रोफेसर हरमन जेकोबी, पीएच. डी., अने एक फ्रेंच विद्वान् मोंसीअर आरमेन गेरीनो डोकटर ए लेट्, जे सघळाओए मारा आ ग्रंथना हस्तलेखने वांची पोताना अभिप्रायो उमेरीने मने

जे मदद करी छे ते उपकार साथे स्वीकारुं छुं. सदरहु अभिप्रायो आ पुस्तकमां बीजी जग्याए जोवामां आवशे.

मी एल. डी. बारनेट, एम. ए, एलआईटीटी. डी. ए प्रुफ वांची एक नानी उपोद्घात लखी छे तेना माटे हुं खरा जीगरथी तेनो आभार मानुं छुं. हस्त लेखनी नकलो तैयार करवामां मी. अने मीसीस हरबर्ट वोरने आपेल सहायता माटे तेमनो घणोज आभारी थयो छुं.

सुधारा माटे करवामां आवती कोईपण सुचना उपकार साथे स्वीकारवामां आवशे. कांइपण भुल चुक माटे वांचक दरगुजर करशे.

हीराचंद एल, झवेरी

लंडन स्कुल ओफ इकोनोमीकस,
( युनीवर्सीटी ओफ लंडन )
जुन. १९१०,

## उपोद्घातनो अनुवाद.

तत्त्वज्ञानने लगती केटलीक अगत्यनी बाबतमां बीजा मोटां हिंदुदर्शनोथी जैनदर्शन जुदुं पडे छे. जैनदर्शन घणोज जुनो अने केटलीक बाबतमां तदन स्वतंत्र विचार दर्शावे छे,

जे विचार विचारशास्त्रना अभ्यासीओने खास रस आपनारो छे. जैन न्यायनी पद्धतिमां पोताना खास लाक्षणिक गुणवाळो मजबुत भेद जोवामां आवे छे. वस्तु ( द्रव्यो ) नुं वर्गीकरण, सप्तभंगी ( निर्देशनी सातरीत ), अने नयो (समजवानीरीतो) आ त्रण जैन दर्शनना स्तंभो छे. आधुनीक जैन दर्शनना प्रवर्तक श्री महावीरे बीजो स्तंभ एटले सप्तभंगीनो पुनःप्रकाश करेलो जणाय छे. जे सप्तभंगीए तेना शास्त्रीय विग्रहमां एक मजबुत हथीआरनुं काम करेलुं छे, ज्यारे त्रीजो स्तंभ एटले नयो पण तत्त्वथी तेमनाज गणी शकाय; अने पहेलो स्तंभ एटले वस्तु ( द्रव्यो ) नुं वर्गीकरण, पार्श्वनाथना जे जुना मत उपर महावीरे पोताना दर्शननी रचना करी, तेमांथी खुली रीते लीधेलुं छे. आवा एक विद्वत्ता भरेला दर्शनना अंग्रेजी भाषामां लखायेला सारसंग्रहनी अद्यापि पर्यंत खोट हती अने मने खात्री छे के ते खोट पुरी पाडवानो मी. वरेनीनो समर्थ प्रयत्न युरोप अने हिंदुस्थानमां बन्ने जग्याए फतेह पामशे, जेने ते लायक छे.

एल. डी बारनेट.

लंडन, जुन. ७–१९१०.

॥ ॐ ॥

# THE FIRST PRINCIPLES OF JAIN PHILOSOPHY.

नमोऽर्हत्सिद्धा–चार्योपाध्याय–सर्वसाधुभ्यः ॥

अन्तरङ्गं–महा–सैन्यं समस्तजन–तापकम् ।
दलितं लीलया येन केनचित्तं नमाम्यहम् ॥ १ ॥
समस्त–वस्तु–विस्तार–विचारापार–गोचरम् ।
वचो जैनेश्वरं वंदे सूदिताखिल–कल्मषम् ॥ २ ॥

सिद्धर्षिः–

—— (०) ——

अज्ञान–तिमिरान्धानां ज्ञानांजन–शलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥ ३ ॥

———

वंदेऽहं भावतो नित्यं प्रवर्तकपदान्वितम् ।
श्रीकान्तिविजयाख्यं मे धर्म–बोधकरं गुरुम् ॥ ४ ॥
नयमार्गोपदेष्टारं मम तत्त्वोपदेशकं ।
चारित्रविजयाख्यं च मुनिराजं नमाम्यहम् ॥ ५ ॥

# जैन दर्शनना मूळतत्त्वो.

---

## प्रकरण पहेलुं.

### द्रव्यो.

जैनदर्शन प्रमाणे आ विश्वनो कर्ता अने नियंता एक सत्ताधारी व्यक्ति नथी. कोईपण आत्मा सर्वोत्तम स्थिति (मोक्ष) प्राप्त कर्या पछी जैनदर्शननी मान्यता प्रमाणे परमात्मा कहेवाय छे. आवी उच्चतम स्थिति पामेलो आत्मा, लक्षण के गुणहीन पदार्थ नथी.

जैन दर्शनमां विश्वने द्रव्यरूप मानवामां आव्युं छे द्रव्यनी व्याख्या जुदी जुदी रीते आपी शकाय छेः–

१. द्रव्य शाश्वत छे. आ व्याख्याथी द्रव्यरुपे विश्व अनादि अनंत छे.

२. द्रव्य गुण पर्यायनुं आश्रय छे.

३. उत्पाद् व्यय अने ध्रौव्यात्मक द्रव्य छे.

४. अर्थ क्रियाकारीपणुं द्रव्यनुं लक्षण छे.

पहेली व्याख्या द्रव्यना शाश्वत स्वभावनी अपेक्षाथी करवामां आवेली छे. दाखला तरीके जे आत्मा वर्तमान समयमां एक बिलाडीना शरीरमां छे तेज आत्मा तेनी बीजी जींदगीमां कुतराना, माणसना के बीजा कोइपण जातना शरीरमां होइ शके आवा शरीरना फेरफारो थवा छतां पण ते आत्मा आत्मारुपे तेनोतेज छे. बीजी व्याख्या द्रव्यना पर्यायनी अपेक्षाथी करवामां आवी छे. ( पर्याय संबंधि विवेचन आगळ पर्यायार्थिक नयना प्रकरणमां करवामां आवशे ). त्रीजी व्याख्या द्रव्यना शाश्वत अने अशाश्वत बन्ने स्वभावनी अपेक्षा साथे राखीने करवामां आवी छे. ज्यारे द्रव्यना शाश्वत स्वभावनो विचार करवामां आवे त्यारे ते ध्रौव्यात्मक छे. अने ज्यारे अशाश्वत स्वभावनो विचार करवामां आवे त्यारे ते उत्पादव्ययात्मक छे ( पर्यायार्थिक नयनुं प्रकरण जुओ ). चोथी व्याख्या सामान्य व्यवहारनी अपेक्षाथी करवामां आवी छे. आ अपेक्षानुं स्पष्टीकरण एवंभूत नयना विवेचनमां करवामां आवेलुं छे.

जैन दर्शनमां छ द्रव्यो मानेला छे कोइपण द्रव्यमां के वस्तुमां पोतामां तेमज बीजा द्रव्य के वस्तुमां रहेला केटलाक

सामान्य गुणो अने सामान्य स्वभावो होय छे; तेमज पोताने बीजा द्रव्य अने बीजी वस्तुथी जुदा पाडनारा विशेष गुणो अने विशेष स्वभावो पण होय छे. ( आवा गुणो अने स्वभावो विस्तार भयथी अहीं वर्णवामां आव्या नथी) . गुणो पदार्थोमां होय छे; अने स्वभावो पदार्थ तेमज गुण बन्नेमां होय छे, गुणोनो आधार पदार्थ छे अने स्वभावोनो आधार पदार्थ तेमज गुण बन्ने छे. उपरोक्त छ द्रव्यो नीचे मुजब छे.

१ धर्मास्तिकाय,

२ अधर्मास्तिकाय,

३ आकाशास्तिकाय,

४ पुद्गलास्तिकाय,

५ जीवास्तिकाय,

६ काल,

पहेला पांच द्रव्यने अंते अस्तिकाय[1] शब्द लगाडवामां

---

१ " अस्ति " अव्यय छे; तेनो अर्थ प्रदेश थाय छे. अने काय एटले समूह; अस्तिकाय एटले प्रदेशनो समूह.

आव्यो छे ते एम सुचवे छे के उक्त प्रत्येक द्रव्य अद्रव्य अने अभाज्य प्रदेशनो समुह छे. छठ्ठो काल ते वस्तुतः द्रव्य नथी पण व्यवहारनी सगवडतानी खातर उपचारमात्रथी तेने द्रव्य तरीके गणवामां आवे छे. केटलाक आचार्यो कालने द्रव्य तरीके पण माने छे. अने तेनो परावर्तना लक्षण नामनो गुण माने छे.

धर्मास्तिकाय गतिना साधनभूत द्रव्य छे. ते सजीव प्राणीओने अने निर्जीव वस्तुओने चालवामां मदद करे छे. एटले के जेम तरता माछलाने तरवामां पाणी कारणभूत छे, तेम चालता जीवो अने चालती वस्तुओने तेओनी चलन क्रियामां धर्मास्तिकाय कारणभूत छे. एटले के जेम चलन शक्ति माछलानी पोतानी छे पण पाणी तेमां अपेक्षा कारण छे तेम जीव पोते चलन शक्ति वाळो होवा छतां तेने चलनक्रियामां धर्मास्तिकायरुप अपेक्षा कारणनी जरुर छे.

अधर्मास्तिकाय स्थितिना कारणभूत द्रव्य छे. ते नहीं चालता जीवो अने वस्तुओने स्थीर रहेवामां मदद करे छे.

जेम थाकी गयेला मुसाफरने झाडनी छाया आराम लेवामां कारणभूत छे तेम स्थीर रहेता प्राणी अने पदार्थोने अधर्मास्तिकाय कारणभूत छे.

आकाशास्तिकाय बीजा द्रव्योने अवकाश आपनारुं द्रव्य छे; ते बीजा द्रव्योने पोतामां समावे छे पण तेने पोताने बीजामां समाववानी जरुर नथी, एटले के तेनो स्वभाव पोतामां बीजा द्रव्योनो समास करवानो छे. पण पोताने बीजामां समाववानो स्वभाव तेनो नथी. ते सर्व दिशामां मर्यादा रहित फेलायेलो छे. ते क्षेत्र छे; ज्यारे बीजा द्रव्यो क्षेत्री छे.

पुद्गलास्तिकाय अथवा निर्जीव पदार्थ ते एक गलन पूरणना स्वभाववाळु द्रव्य छे. ते जुदा जुदा रुपोमां रहे छे. आ सघळा रुपो परमाणुना बनेला छे. अने तेटलामाटेज दृश्य अजीव पदार्थनुं उपादान कारण परमाणुं छे. आ दरेक परमाणुं अभाज्य छे. अने ते बीजा परमाणुंनुं बनेलुं नथी, एटलामाटेज ते शाश्वत छे.

जीवास्तिकाय चेतना लक्षणवाळो पदार्थ छे. तेनो स्वभाव, दरेक स्थळे, दरेक समये, दरेक वस्तु जाणवानो छे. तोपण

शारीरिक अवस्थामां आवो ज्ञानगुण, कर्मनामनी, जीवनी साथे अनादि काळथी, संततिरुपे संबंधमां रहेली संख्याबंध शक्तिओथी मोटे भागे ढंकाई गयेलो छे. आवा कर्मो जीव पोतानी आ सांसारिक दुनीआनी मुसाफरी दरमीयान प्रतिक्षण उत्पन्न करे छे. आवी कार्मिक शक्तिओ जीवने आ सांसारी दुनीआमां राखे छे, अने स्वतंत्र मुक्तात्मा तरीके वर्तवामां अटकावे छे. जीवात्मा आ कार्मिक शक्तिओने पोतानी साथे रहेली कार्मिक शक्तिओना संबंधने लईने उत्पन्न करे छे. आविषयनुं वर्णन तत्त्वोना प्रकरणमां करवामां आवशे.

काळ अथवा वखत ते उपचारमात्रथी द्रव्य छे. ते व- वस्तुनी जीर्णता के नूतनता अथवा वस्तुनी स्थितिना अग्रपणाना के पश्चिमपणाना कारणरुप छे, काळने व्यवहारने लीधे उपचारथी द्रव्य गणवामां आवे छे; कारण के बीजा पदार्थोनी स्थितिना समयथी तेनुं मान थई शके छे,

उपर जणाव्या प्रमाणे आत्मानो लाक्षणिक स्वभाव, कर्म नामनी चोकस बाह्य शक्तिओना पोतानी जोडेना संबंधथी ढंकाइ गयेलो छे. अने ते शक्तिओ आत्माने संसारी अवस्थामां राखे छे. हवे संसारी अवस्था मुक्तावस्थानुं अ-

स्तित्व सुचवे छे, आत्मानी आ बे संभवित अवस्था उपरथी समजी शकाय छे केः—१ आत्मा छे; २ पुद्गल छे; ३ आत्मा पोतानी साथे रहेला पुद्गलना संजोगबळथी नवा पुद्गलोने पोतानी तरफ खेंचे छे; ४ आत्मा पुद्गलोने पोतानी साथे बांधे छे. आ प्रमाणे आत्मानी संसारी अवस्था कायम थाय छे. हवे जो आत्मा अने पुद्गलने एकांतिक अने आत्यंतिक रीते एकबीजाथी जुदा पाडवाना होय तो ५ आत्मा तरफ पुद्गलोनु आववुं अटकवुं जोईए; ६ आत्मा साथे बंधायेला पुद्गलोने क्रमे क्रमे छुटा करवा जोइए; ७ आ बे बाबत सिद्ध थवाथी आत्मा हमेशने माटे एटले एकांतिक अने आत्यंतिकपणे पुद्गलोथी छुटो थायछे एटले मुक्त थायछे; अने पोताना स्वभाविक गुणोनो पूर्ण अनुभव लेछे. आ सात बाबतो जींदगीना सात तत्त्वो कहेवाय छे. ते जीव अने अजीव (पुद्गल) नामना द्रव्योना संयोग अने वियोग साथे संबंध धरावे छे. आ सात तत्त्वोनु रहस्य नीचेना चार वाक्योमां समायेलुं मालुम पडे छे; जेने जैन परिभाषामां चोभंगी कहे छे.

१ जीव जीवने उत्पन्न करे छे.

२ अजीव जीवने उत्पन्न करे छे.

३ जीव अजीवने उत्पन्न करे छे.

४ अजीव अजीवने उत्पन्न करे छे.

---

## प्रकरण बीजु.

### तत्त्वो.

१. जीव; २. अजीव; ३. आस्रव; ४. बंध; ५. संवर; ६. निर्जरा; ७. मोक्ष.

१. जीव—ए चेतना लक्षणवाळो पदार्थ अथवा द्रव्य छे; शरीरधारी अवस्थामां ते प्राणीना नामथी ओळखाय छे.

२. अजीव—ए निर्जीव वस्तु अथवा पदार्थ छे; अहीं तेने कर्मनी जग्याए लेखवामां आवेल छे.

३. आस्रव—ए अजीवरुपी वस्तु (कर्म) नी जीव तरफ आववानी क्रिया छे.

४. बंध—ए कर्मनुं जीव साथे मळवुं.

५. संवर—ए कर्मोने जीव तरफ आवता अटकाववानी क्रिया छे.

६. निर्जरा–ए जीव साथे मळी गयेला कर्मोने क्रमे क्रमे दुर करवानी क्रिया छे.

७. मोक्ष—जीव अने कर्मनुं एकांतिक अने आत्यंतिक छुटा थवापणु अथवा जीवनुं कर्मथी तद्न मुक्त थवुं ते.

जो जीव अने कर्मना शुभ अने अशुभ संमेलनथी उत्पन्न थता पुण्य अने पापने जुदाजुदा तत्त्वो तरीके गणवामां आवे तो नव तत्त्व थाय. पण अहीं ते बे तत्त्वोनो बंधमां समावेश करवामां आवेल छे. केटलाको एम कहे छे के फक्त जीव अने अजीव ए बे तत्त्वोनीज जरुर छे; बाकीना पांच के सातनो ए बेमां समावेश थइ शके छे. पण अहीं आपणे जीवनी संसारी तथा मुक्तावस्थानो विचार करीए छीए तेथी जो नव नहीतो सात तत्त्वो तो अवश्य गणवाज जोइए.

जीवात्माओ संसारी अवस्थामां अजीव पदार्थोनी साथे मळेला छे; त्यारे आपणे जीवात्मामां अजीवरुपी पदार्थोने आववाना मार्गनो विचार करवो जोईए; ते मार्गने आस्रव कहे छे;

जेने लईने जीवात्मा अने अजीवरुपी पदार्थ साथे मळी जाय छे तेने बंध कहे छे; आटली बाबतनो विचार करतां जीवात्मा अने अजीवरुपी पदार्थनुं एकीकरण सिद्धथाय छे; अने आ एकीकरणने जीवात्मानी संसारी अवस्था कहेवामां आवे छे, हवे जीवात्मा अने निर्जीव पदार्थने एकांतिक अने आत्यंतिक रीते जुदा करवामां आवे त्यारे आत्मानी मुक्तावस्था नामनी बीजी अवस्था प्राप्त थाय, तेम करवा माटे जीवात्मा तरफ आवतां अजीवरुपी पदार्थो ( कर्मो ) ने अटकाववा जोईए; आ कार्य संवर नामना तत्त्वथी थाय छे; संवर थया पछी जीवात्मानी साथे मळेल निर्जीव रुपी पदार्थो ( कर्मो ) नो क्रमे क्रमे क्षय थवो जोईए; ते क्रिया निर्जरा नामना तत्त्वथी ओळखाय छे; ज्यारे आटलुं सिद्ध थाय छे त्यारे जीवात्मा कर्मोथी तद्दन छुटो थई परमात्मा बने छे; आ परमात्मावस्था जैन दर्शनमां मुक्तावस्था, मोक्ष के निर्वाण कहेवाय छे.

उपर जणावेला सात तत्त्वो मांहेना छेल्ला पांच जीव अने अजीवना संयोग अने वियोगथी उत्पन्न थती जुदी जुदी क्रिया अने स्थिति मात्र छे,

जीवनुं लक्षण चेतना छे; जीवमां स्वभाविक आठ विशेष गुणो छे; जे गुणो बीजा पदार्थमां नहीं मळी शके; अने तेथी ते लक्षणो अथवा लाक्षणिक गुणो कहेवायः—१ अनंतज्ञान, २ अनंतदर्शन, ३ अव्याबाधत्व; ४ अनंतचारित्र; ५ अक्षय-स्थिति, ६ अरुपीत्व; ७ अगुरुलघुत्व; ८ अनंतवीर्य.

जोके आत्मामां अनंता गुणो छे तोपण आपणे आ जग्याए विचारवाना आठ कर्मोनी साथे उपर जणावेला आठ-गुणोनो वधारे संबंध होवाथी अहीं ते आठज गुणो जणावेला छे, जीवात्माना आ आठ गुणो तेनी साथे संसारी अवस्थामां जोडाईने रहेला बाह्य कर्मोथी ढंकाई जाय छे; आ आठ कर्मोनुं विवेचन आगळ बंध नामना तत्त्व साथे करवामां आवशे,

जीवना बे वर्ग पाडवामां आवे छेः—१ संसारी जीवो; २ मुक्तिना जीवो; संसारी जीवोना स्थावर अने त्रस एवा बे भाग पाडवामां आव्या छे; स्थावरमां पृथ्वी कायादि एकेंद्रिय जीवोनो समावेश थाय छे, अने त्रसमां बे इंद्रिय जीवथी मांडीने पांच ईद्रियमांना कोई पण जीवनो समावेश थाय छे, आ उपरांत संसारी जीवोना घणा भेद भेदांतर थाय छे पण

विस्तार भयथी अहीं आपवामां आव्या नथी, बीजा वर्गमां मुक्तिना जीवो छे; तेनी व्याख्या उपर थई गयेली छे.

बीजु तत्त्व अजीव छे; तेनुं लक्षण जीवतत्त्वना लक्षणथी दरेक रीते विपरीत छे, तेना १. धर्म; २. अधर्म; ३. पुद्गल, ४. आकाश; ५. काळ; एवा पांच भाग पाडवामां आव्या छे. आ पांचेनुं पहेला प्रकरणमां विवेचन थइ गयुं छे.

त्रीजुं तत्त्व आस्रव छे; तेनी व्याख्या शुभ अथवा अशुभ कर्मोनुं जीवमां अथवा जीव तरफ आववुं एवी थइ शके; शुभास्रव शुभ वृत्ति अने शुभ क्रियाथी थाय छे; शुभाश्रवना परिणामरुपे जीवात्मा पौद्गलिक सुखनो अनुभव करे छे; अशुभास्रव अशुभ वृत्ति अने अशुभ क्रियाथी थाय छे. तेना परिणाममां जीवात्माने पौद्गलिक दुःखनो अनुभव थाय छे. संसारी अपेक्षाए शुभास्रव अशुभास्रवथी सारो छे; परंतु संसारी अपेक्षाए मनाता शुभया अशुभ एवा बंने जातना कर्मोनो सर्वथा क्षय थवाथी उत्पन्न थती जीवनी स्वाभाविक स्थिति ( मुक्तावस्था ) ने अटकावरुप आ बंने आस्रवो छे.

चोथुं बंध तत्त्व छे. ते आस्रवने अनुसरीने शुभाशुभ छे. ते बन्नेना दुर थवाथी मोक्ष थाय छे. तेनी व्याख्या " जीव

अने पुद्गलोनुं एकीकरण थवुं " एम करी शकाय. आ चोथा तत्त्वरुपे जीवनी साथे क्षीरनीरवत् एकत्व पामेला पुद्-गलने कर्म कहेवामां आवे छे. आवुं एकीकरण (बंध) जीव उपर केटलाक कारणोनी असरने लईने थाय छे. ( तत्त्वार्था धिगमसूत्र. आठमो अध्याय. सूत्र पहेलुं ).

बंध पोताना स्वरुपे चार प्रकारे मनायलो छे; प्रकृति-बंध; स्थितिबंध, रसबंध अने प्रदेशबंध. पहेला प्रकारना बंधने कर्मना स्वभाव साथे संबंध छे; जेम कोई वस्तुनो अमुक प्रकारना रोग नाश करवानो स्वभाव होय छे तेम अमुक क-र्मनो ज्ञान अटकाववानो स्वभाव होय छे; अमुकनो दर्शन अटकाववानो वीगेरे; वीगेरे; एम जुदा जुदा कर्मोनो जुदो जुदो स्वभाव होय छे. जैनदर्शनमां तेवा मुख्य आठ कर्मो मा-नेला छे; जेने कर्मनी मुळ आठ प्रकृति पण कहे छेः—

१ आत्माना ज्ञान गुणने रोकनार प्रकृतिने ज्ञानावरणीय प्रकृति कहे छे.

२ आत्माना दर्शनगुणने रोकनार प्रकृतिने दर्शनावर-णीय प्रकृति कहे छे.

३ आत्माना अव्याबाध स्वभाव ( अनंतसुखने ) ने रोकनारी प्रकृतिने वेदनीय प्रकृति कहेवामां आवे छे.

४ आत्माना सम्यक्त्व गुणने रोकनारी मोहनीय प्रकृतिछे.

५ आत्मानी अक्षयस्थिति अटकावनारी आयुष्य प्रकृतिछे.

६ आत्माने चोकस जातना शरीर वीगेरे धारण करावनारी नामप्रकृति छे.

७ उच्च के निच्च कुळमां उत्पन्न करावनारी गोत्र प्रकृति छे.

८ खरी दिशामां आत्माने पोतानी शक्ति फोरवतां अटकावनारी अंतराय प्रकृति छे.

आ आठ मुळ प्रकृतिओ आगळ जणावेला आत्माना आठ गुणोने आच्छादित करनारा तेज प्रकृतिना नामना आठ कर्मोने जन्म आपे छे. आ आठ प्रकृतिना १५८ भेद पडेला छेः पहेली प्रकृतिना पांच; बीजीना नव; त्रीजीना बे; चोथीना अठावीश; पांचमीना चार; छट्ठीना एकसोने त्रण; सातमीना बे; अने आठमीना पांच. ( उमास्वाति वाचक पोताना तत्त्वार्थाधिगम सूत्र नामना ग्रंथना आटमां अध्यायना शरु

सूत्रमां नाम प्रकृतिना बेतालीस भेद पाडे छे. ) उपर जणा-वेला आत्माना गुणो अने कर्मोनुं संपूर्ण विवेचन ते विषयने लगता छ कर्मग्रंथो, कम्मपयडि तत्त्वार्थाधिगम सूत्र अ-ध्याय ८ मो अने तेवा बीजा पुस्तकोमां जोवामां आवशे.

आ प्रकृतिओ आत्मानी साथे जेटलो वखत रहे तेटला वखतने स्थिति–बंध कहे छे.

कर्मनी आत्मानी साथेनी स्थितिना वखत दरमीयान ते कर्मने लइने आत्माने जे अनुभव थाय तेने रसबंध कहे छे.

आत्मप्रदेश साथे कर्मदलना मळवाने प्रदेशबंध कहे छे.

आ कर्मो आत्मानी साथे त्रण जुदी जुदी स्थितिमां रहे छे.

१. परिणामरुपे वहार देखातां पहेलां जीवनी साथे जे स्थितिमां कर्म रहे छे ते स्थितिने सत्ता कहे छे; २. जीवनी साथे कर्मोनुं क्षीरनीरवत् एकीकरण थाय छे ते स्थितिने बंध कहे छे; ३ सत्तामां रहेला कर्मो जागृत थइ आत्माने पोताना परिणामनो अनुभव आपे छे ते स्थितिने उदय कहे छे, आ त्रण शब्दोना पर्यायरुपे केटलाको प्रारब्ध संचित अने क्रियमाण

शब्दो वापरे छे. वळी उदीरणा नामे एक वीजी स्थिति छे; जेनाथी परिपक्व नहि थएला कर्मोने पण आसपासना तथाप्रकारना संजोगोने लईने उदयमां लावी शकाय छे.

पांचमुं तत्त्व संवर छे. जेनी व्याख्या जीव तरफ आवता कर्म पुद्गलने अटकाववुं एवी थई शके छे, आ संवर साधवामां केटलीक शिक्षाओ तेमज व्रत नियमोनी सहायतानी जरुर छे; जेवाके त्रण गुप्ती; पांच समीति; दशविधयतिधर्म; वार प्रकारनी भावना; पांच प्रकारना चारित्र; वावीश प्रकारना परिषह; वार प्रकारना तप विगेरे विगेरे.

छठ्ठुं तत्त्व निर्जरा नामे छे. जेनी व्याख्या कर्मनो क्रमे क्रमे क्षय करवो एवी थाय छे. आ निर्जरा वार प्रकारनो तप करवाथी थाय छे; निर्जराना वे भेद छेः–१. कांइ उच्च भावना प्राप्त करवाना ईरादा पूर्वक कर्मक्षय करवाना साधनोनुं सेवन करीने निर्जरा करवी ते सकाम निर्जरा कहेवाय छे; २. कर्मना स्वभाविक क्षयथी थती अकाम निर्जरा छे.

सातमुं तत्त्व मोक्ष छे. तेनी व्याख्या सर्व कर्मनो सर्वथा आत्यंतिक अने एकांतिक क्षय करवो एवी थाय छे;

आ अवस्थामां आत्माने पौद्‌गलिक शरीर नथी; आत्मा पोताना शुद्ध स्वभाविक गुणोमां रहे छे.

दरेक वस्तुने शब्दद्वारा जणाववानी जुदी जुदी सात रीतिओ छे. जेमांनी दरेक, बाकीनी छ रीतिनुं अस्तित्व सुचवे छे. तेवीज रीते आगला बे प्रकरणमां जणावेला छ द्रव्य अने सात तत्त्वोने पण सात रीते शब्दद्वारा जणावी शकाय. आ सात रीतिओ सप्तभंगीना नामथी प्रसिद्ध छे. तेनुं वर्णन हवे पछीना प्रकरणमां करवामां आवशे.

---

## प्रकरण त्रीजुं.

### सप्तभंगी अथवा सप्तधा निर्देश.

कांईपण एक वस्तुमां प्रत्येक गुणोनुं जुदी जुदी रीते अवलोकन करवामां तेना अस्तित्व अने नास्तित्वनुं जुदी जुदी रीते अने साथे "स्यात्" अने "एव" शब्द सहित निर्देश करवानी जुदी जुदी सात रीतने सप्तभंगी कहे छे; ते सात रीतो नीचे आपेली छे.

१ स्यादस्त्येव घटः—कोइ अपेक्षाए ( विधिनी प्रधानताथी ) निःशंकपणे घडो छे.

२ स्यान्नास्त्येव घटः—कोइ अपेक्षाए ( निषेधनी प्रधानताथी ) निशंकपणे घडो नथी.

३ स्यादस्तिनास्त्येव घटः—कोइ अपेक्षाए चोकसपणे घडानुं अस्तित्व छे अने कोइ बीजी अपेक्षाए घडानुं अस्तित्व नथी पण.

४ स्यादवक्तव्य एव घटः—चोकसपणे कोइ अपेक्षापूर्वक ( विधि निषेधनी युगपत् प्रधानताथी ) घडानुं वर्णन करवुं अशक्य छे.

५ स्यादस्ति चावक्तव्यश्चैव घटः—चोकस रीते कोइ अपेक्षाथी घडो विद्यमान छे पण तेज क्षणे तेनो संपूर्ण रीते निर्देश करवो अशक्य छे.

६ स्यान्नास्ति चावक्तव्यश्चैव घटः—चोकस रीते कोइ अपेक्षाए घडो विद्यमान नथी अने तेज क्षणे तेनुं वर्णन करवुं अशक्य छे.

७ स्यादस्ति च नास्ति चावक्तव्य श्चैव घटः—चोकस रीते कोइ अपेक्षाए घडो विद्यमान छे अने कोइ अपेक्षाए विद्यमान नथी अने एकज क्षणमां तेनो निर्देश करवो अशक्य छे.

पहेला भंगमां प्रधानताथी वस्तुना अस्तित्वनुं कथन करवामां आवे छे. बीजा भंगमां वस्तुना नास्तित्वने प्रधानता आपी छे. त्रीजा भंगमां प्रथम वस्तुना अस्तित्वनुं अने पछीथी नास्तित्वनुं कथन करेलुं छे. चोथा भंगमां वस्तुना अस्तित्व नास्तित्व स्वभावनुं संपूर्ण रीते अने समकाले अनीर्वचनीयत्व सुचववामां आवे छे. पांचमां भंगमां वस्तुना अस्तित्वनी साथे समकाले वस्तुनुं अनीर्वचनीयत्व कहेवामां आवे छे; एटले आ भंगमां वस्तुना अस्तित्व अने अवक्तव्यत्वने प्रधान गणवामां आवे छे. छठ्ठा भंगमां वस्तुना नास्तित्व साथे एकज क्षणमां वस्तुना संपूर्ण स्वरुपनुं कथन करवानी अशक्यता कहेवामां आवे छे. नास्तित्व अवक्तव्यतानी प्रधानतावाळो आ भंग छे. सातमा भंगमां प्रथम वस्तुनुं अस्तित्व कहेवाय छे, पछीथी नास्तित्व कही शकाय छे अने समकाले आ बन्ने गुणोनुं कथन करवुं अशक्य छे एम प्रतिपादन करवामां आवे छे. पहेला भंगमां अस्तित्वने प्रधान गणवामां आवे छे. बीजा भंगथी वात करतां वस्तुना नास्तित्वनो मुख्यताथी विचार होय छे. त्रीजा भंगमां वस्तुना अस्तित्व नास्तित्वनो अनुक्रमे विचार करवामां आवे छे. चोथो भंग

समकाले वस्तुना अस्तित्व नास्तित्वनुं अनीर्वचनीयत्व सुचवे छे, पांचमा भंगमां वस्तुना अस्तित्व नास्तित्वनी समकाले अवक्तव्यता कहेतां अस्तित्वने प्रधानपद आपवामां आवे छे. छठा भंगमां वस्तुना अस्तित्व नास्तित्वनी समकाले अवक्तव्यता जणावतां नास्तित्वने मुख्यता आपवामां आवे छे. सातमां भंगमां वस्तुना सद् अने असद् गुणोना समकाले अवक्तव्यत्वने कहेतां विद्यमान अने अविद्यमान गुणोनुं अनुक्रमे कथन थाय छे.

"स्यात्" अस् धातुना विध्यर्थनुं त्रीजा पुरुषना एक वचननुं रुप छे; पण अहीं ते अव्यय छे अने तेनो अर्थ "कोइ अपेक्षाए" थाय छे.

हवे आपणे पहेला भंगने दाखलापूर्वक विचारीए. स्याद्स्त्येव घटः आ वाक्यनी द्रव्य, क्षेत्र, काळ अने भाव ए चार रीते परीक्षा करी शकाय. द्रव्यथी जे पदार्थनी प्रस्तुत वस्तु बनेली होय ते पदार्थ समजाय छे; क्षेत्रथी जे जग्याए प्रस्तुत वस्तु बनाववामां आवी होय अथवा जे जग्याए प्रस्तुत वस्तु विद्यमान होय ते जग्या समजी शकाय छे; काळथी प्रस्तुत वस्तुना बनवानो अथवा विद्यमानपणानो वखत समजी

शकाय छे; अने भावथी प्रस्तुत वस्तुना रुपादि गुणो जाणी शकाय छे. आ प्रमाणे प्रस्तुत घडाने चार रीते विचारी शकाय. द्रव्यथी ते घडो माटीनो बनेलो छे पण बीजा कोइ पदार्थनो बनेलो नथी; क्षेत्रथी ते घडो इंग्लांडमां बनावेलो छे अथवा इंग्लांडमां विद्यमान छे पण बीजी कोइ जग्याए बनेलो नथी के विद्यमान नथी; काळथी ते घडो वसंतऋतुमां बनावेलो छे अथवा विद्यमान छे पण बीजी कोइ ऋतुमां बनावेलो के विद्यमान नथी; भावथी ते घडो लाल रंगनो छे बीजा कोइ रंगनो नथी.

आ उपरथी एम स्पष्ट रीते समजी शकाशे के अमुक अपेक्षाए अने प्रस्तुत वस्तुना द्रव्य, क्षेत्र, काळ अने भावने उद्देशीनेज वस्तुनुं अस्तित्व छे.

" स्यान्नास्त्येव घटः–आ बीजा भंगमां उपर कहेली चार अपेक्षाओथी प्रस्तुत वस्तु शिवायनी बीजी वस्तुने उद्देशीने कथन करेलुं छे.

अहीं नास्तित्वनुं स्वरुप समजाववुं ज्याजबी जणाय छे. जे घटादि वस्तुना विद्यमानपणामां अस्तित्व छे ते घटादि वस्तुना अविद्यमानपणामां नास्तित्व छे. जेमके घडाना द्रव्य,

क्षेत्र, काळ अने भावथी घडानुं अस्तित्व सिद्ध कर्या पछी ज्यारे लाकडी अथवा बीजा कोइ साधनथी घडाने भांगी नांखवामां आवे त्यारे तेनुं नास्तित्व सिद्ध थाय छे. कारण के अनित्य वस्तुनी बाबतमां वस्तुनु अस्तित्वज तेना नास्तित्वनुं कारण छे.

" स्यादस्तिनास्त्येव घटः "–आ त्रीजा भंगमां कोइपण वस्तुना द्रव्य, क्षेत्र, काळ अने भावथी विचारतां वस्तुमां अस्तित्व कहेवामां आवे छे अने ज्यारे प्रस्तुत वस्तुथी व्यतिरिक्त वस्तुना द्रव्य, क्षेत्र, काळ अने भावने उद्देशीने कथन करवामां आवे त्यारे प्रस्तुत वस्तुमां नास्तित्व थाय छे दाखला तरीके घडो घडो छे पण कपडुं नथी.

" स्यादवक्तव्यएवघटः " आ चोथो भंग वस्तुमां रहेल अस्तित्व नास्तित्वनी समकाले वक्तव्यतानो निषेध करे छे. आभंगनी आवश्यक्तानुं कारण एछे के वस्तुमां रहेल अस्तित्व नास्तित्व नामना बन्ने गुणो एकी वखते विद्यमान होवा छतां पण एकी वखते कही शकाता नथी माटे अवक्तव्य छे.

" स्यादस्ति चावक्तव्यश्चैव घटः " आ पांचमां भंगमां वस्तुमां रहेल अस्तित्व धर्मनी मुख्यता करवामां आवे छे. अने

अस्तित्व जणावती वखते अस्तित्वनी साथे नास्तित्व पण वस्तुमां रहेलुं छे छतां एकी वखते कहेवुं अशक्य छे माटे अवक्तव्यताना पण मुख्यता करवामां आवे छे.

" स्यान्नास्ति चावक्तव्यश्चैव घटः " आ छट्ठा भंगमां वस्तुमां रहेल नास्तित्व धर्मने मुख्यता आपवामां आवे छे अने नास्तित्व जणावती वखते नास्तित्वनी साथे अस्तित्व पण रहेलुं छे छतां एकी वखते तेनो निर्देश करवो अशक्य होवाथी अवक्तव्यताने प्रधानता आपी छे.

" स्यादस्तिच नास्ति चावक्तव्यश्चैव घटः " आ सातमां भंगमां प्रथम वस्तुमां रहेल अस्तित्वधर्म अने पछी नास्तित्व-धर्म कहेवामां आवे छे; अने ते बन्ने धर्मोनो समकाले निर्देश करवो अशक्य छे एम जणाववामां आवे छे. माटे अवक्तव्यता छे. ज्यारे प्रस्तुत वस्तुना द्रव्य, क्षेत्र, काळ अने भावनो विचार करवामां आवे त्यारे ते प्रस्तुत वस्तुनुं अस्तित्व छे अने ज्यारे तद्व्यतिरिक्त वस्तुना द्रव्यादिनो विचार करवामां आवे त्यारे ते प्रस्तुत वस्तुमां नास्तित्व छे अने आ बन्ने धर्मो एकज समयमां कहेवा अशक्य होवाथी अवक्तव्य छे.

वस्तुमां रहेल अस्तित्व नास्तित्व शिवायना बीजा गुणोनो पण सप्तभंगी द्वारा निर्देश थइ शके छे. गमे ते विषयने उद्देशीने निर्देश करती वखते निर्देश करवानी आ सातज रीत संभवे छे; एटले के निर्देश करवानी रीतनी संख्या आ सात करतां वधारे संभवती नथी. वधारे विस्तार माटे वांचनारे स्याद्वाद रत्नाकर–सप्तभंगीतरंगीणी वीगरे ग्रंथोमां जोइ लेवुं.

जेम वस्तुनो निर्देश सप्तभंगीद्वारा थाय छे तेम वस्तुनो विचार नयो द्वारा थाय छे. ते नयो हवे पछीना प्रकरणोमां कहेवामां आवशे.

---

# प्रकरण चोथुं.

## नयो अथवा वस्तुने अमुक अपेक्षाए विचारवानी रीतो.

नय ए जाणनारनी अपेक्षा छे. अनंत धर्मात्मक वस्तुना धर्मोमांना एक धर्मनुं ज्ञान नय कहेवाय छे. तेथी ते वस्तुना धर्मसमूहनो एक भाग छे. नय वस्तुना धर्मोमांना एक एक धर्मने समजावे छे. अने बीजा धर्मोनो विधि प्रतिषेध करतो नथी. जो बीजा धर्मनो एटले अप्रस्तुत धर्मनो विधि प्रतिषेध करवामां आवे तो ते नयाभास थाय छे. एटले के ते नय जेवो जणावा छतां खरेखर नय नथी. नयो वस्तुना अमुक भाग अथवा भागोनी साथे संबंध राखे छे; ज्यारे सप्तभंगी आखी वस्तुने उद्देशीने निर्देश करे छे.

नयोना बे भाग पाडवामां आवे छे. द्रव्यना नित्य

स्वभावने उद्देशीने जे नयोनो उपयोग करवामां आवे छे ते द्रव्यार्थिक नयो कहेवाय छे; द्रव्यना विनश्वर स्वभावने उद्देशीने जे नयोनो उपयोग करवामां आवे छे तेने पर्यायार्थिक नयो कहेवामां आवे छे. जेनुं कारण द्रव्य छे ते द्रव्यार्थिक नय कहेवाय छे. जेनुं कारण पर्याय छे ते पर्यायार्थिक नय कहेवाय छे. द्रव्यार्थिक नयना नीचे जणावेला दश भेद थइ शके छे.

१. पहेला भेदनुं नाम " अन्वय द्रव्यार्थिक नय " छे. आ नयमां एम मानवामां आवेलुं छे के द्रव्यमां तेना गुण अने पर्यायनो समावेश थाय छे एटले के द्रव्यना ज्ञाननी साथे तेना गुण पर्यायनुं पण ज्ञान थाय छे.

२. बीजो भेद " स्वद्रव्य ग्राहक द्रव्यार्थिक नय " छे. आ भेदथी द्रव्यना अथवा पदार्थना द्रव्य, क्षेत्र, काळ अने भावना ज्ञानथी पदार्थनुं अस्तित्व सिद्ध थाय छे; जेमके घडो माटीनो छे; विलायतमां विद्यमान छे अथवा बनावेलो छे; शियाळामां बनावेलो अथवा विद्यमान छे अने लाल रंगनो छे.

३. त्रीजो भेद " पर द्रव्यग्राहक द्रव्यार्थिक नय " नामे छे. द्रव्यार्थिक नयना आ त्रीजा भेदथी पर वस्तुना द्रव्य, क्षेत्र, काळ अने भावना ज्ञानद्वारा वस्तुनुं नास्तित्व सिद्ध थाय छे;

जेमके उपर जणावेला घडामां द्रव्य तरीके तंतु, क्षेत्र तरीके मुंबइ, काळ तरीके उनाळो अने भाव तरीके काळाश अभाव रुपे छे

४. द्रव्यार्थिक नयना चोथा भेदनुं नाम "परम भाव ग्राहक द्रव्यार्थिक नय" छे. आ नयथी ज्ञेयना अनंत स्वभावमांना लाक्षणिक स्वभावथी तेने ज्ञाता जाणी शके छे; जेमके आत्माना अनंत स्वभावमांनो लाक्षणिक स्वभाव ज्ञान छे; एटले के आत्मामां बीजा अनंत स्वभाव छे पण ज्ञान नामनो स्वभाव आत्मा शिवाय बीजा कोइपण द्रव्यमां जोवामां आवशे नही. माटे ज्ञानमय आत्मा आ परम भावने लइने कहेवाय छे.

५. पांचमो भेद "कर्मोपाधि निरपेक्ष शुद्ध द्रव्यार्थिक नय" छे. द्रव्यार्थिक नयना आ पांचमां भेदमां ज्ञेयनी बाह्य स्थितिनी अपेक्षा वगर ज्ञाता तेनी शुद्ध स्थितिनो विचार करे छे; जेमके दरेक जीवात्माओ सिद्धात्मा जेवा शुद्धात्मा छे. आ विचार करती वखते कर्मोथी उत्पन्न थयेला चोक्कस पर्यायोनी उपेक्षा करवामां आवे छे.

६. द्रव्यार्थिक नयना पहेला भेदना छठ्ठा भेदनुं नाम "उत्पाद् व्यय गौणत्वे सत्ताग्राहक शुद्ध द्रव्यार्थिक नय"

छे. आ भेदमां द्रव्यना रुपांतरनो विचार बाजु राखी द्रव्यना शाश्वत मूळ स्वभावनो विचार करवामां आवे छे. दरेक द्रव्य शाश्वत छे; जो के ते पोताना पर्यायोमां रुपांतर धारण करे छे तोपण आ छठ्ठा भेदमां तेना शाश्वत स्वभावनोज विचार करवामां आवे छे; जेमके एक उनना दडाने गुंथनद्वारा मोंजाना रुपमां फेरवी नांखवामां आवे तोपण तेनो उन तरीके विचार करी शकाय. आ दृष्टांतमां जो के वस्तुनुं रुपांतर थयुं छे तोपण वस्तु वस्तुपणे (उनपणे) तेज छे एटले उनपणानो नाश थयो नथी.

७. सातमा भेदनुं नाम "भेद कल्पना निरपेक्ष शुद्ध द्रव्यार्थिक नय" छे. आ सातमा भेदमां ज्ञाता एवो विचार करे छे के द्रव्य पोताना पर्याय अने स्वभावथी व्यरिक्त नथी.

८. द्रव्यार्थिक नयना आठमा भेदने "कर्मोपाधि सापेक्ष अशुद्ध द्रव्यार्थिक नय" कहे छे. आ आठमां भेदमां द्रव्यनी आधिभौतिक स्थितिनोज विचार करवामां आवे छे; जेमके खुब तपावेला लोखंडना कडकाने (जो के ते खरेखर लोखंडनो कडको छे तोपण तेने) अग्नि कही शकाय. तेवीज रीते आत्माने पण वास्तविक रीते जो के ते खास शुद्धात्मा छे तोपण वर्तमान आधिभौतिक स्थितिने लइने तेने मागम,

कुतरो, बिलाडो वीगेरे नामथी बोलावी शकाय छे. आत्माओ शुद्ध छे पण ज्यारे तेओ कर्मने वश होय छे त्यारे कर्म तेने जे रूपमां मुके छे ते रूपथी ते ओळखाय छे. गुस्सामां आवेलो माणस तेवा प्रकारना कर्मोने लइने गुस्सारूपज छे.

९. " उत्पाद् व्यय सापेक्ष सत्ताग्राहक अशुद्ध द्रव्यार्थिक नय " नवमो भेद छे. आ द्रव्यार्थिक नयना नवमा भेदमां चोक्स समयमां वस्तुना रुपांतरनी अपेक्षापूर्वक वस्तुना नित्यत्वनो विचार करवामां आवे छे; जेमके सोनानी माळाने भांगीने तेनी बंगडीओ बनाववामां आवे तो माळानुं बंगडीमां रुपांतर थवा छतां सोनुं सोनारुपे नित्य छे.

१०. दशमा भेदनुं नाम " भेद कल्पना सापेक्ष अशुद्ध द्रव्यार्थिक नय छे. द्रव्यार्थिक नयना आ दशमा भेदमां ज्ञाता गुण गुणीने जुदा धारे छे; जेमके ज्ञान वीगेरे आत्माना गुणो छे; जेम " जोन साहेबनुं पुस्तक " तेमां पुस्तक जोन साहेबथी जुदुं छे, तेम " आत्मानुं ज्ञान " तेमां ज्ञान आत्माथी जुदुं छे एम कहेवानी कोइनी मरजी थाय तो ते आ नयनी अपेक्षाथी तेम कही शके.

---

# प्रकरण पांचमुं.

## पर्यायो.

हवे आपणे पर्यायार्थिक नयना आंतर भेदो तरफ आववानुं छे. पण पर्यायार्थिक नयोनो विचार करता पहेलां पर्यायनुं स्वरुप जाणवुं वधारे उपयोगी थइ पडशे.

पर्यायनो लाक्षणिक स्वभाव रुपांतर पामवानो छे. एटले के पदार्थना जीर्ण पर्यायो नाश पामी ते नवा पर्याय रुपे उत्पन्न थाय छे. आज उपरथी आपणे पर्यायनी नीचे मुजब व्याख्या करी शकीए:—

" उत्पाद् व्ययात्मक पर्याय छे. " जेमके खुरसी अमुक पुद्गलना पर्याय छे; अमुक वखते तेज पर्यायो जीर्ण थइ अथवा कोइपण संजोगने लीधे नाश पामी बीजुं रुप धारण करशे.

पर्याय बे जातना छे:-(१) सहभाविन. एटले द्रव्यना अथवा पदार्थना खास गुणोना पर्याय; जेमके पुद्गलनो एक

गुण रंग छे. कोइ वखते पाणीनो रंग लीलो देखाय छे. पाणीने हमेशां रंग छे; पण ते सदा लीलो नथी. आ दृष्टांतमां लीला रंगनुं अस्तित्व अने नास्तित्व सहभाविन् पर्याय छे. ( २ ) क्रमभाविन् पर्याय एटले वस्तुना विभाविक गुणोना पर्याय; जेमके पाणीनी अंदर कोइपण विभाविक पदार्थना अस्तित्वने लीधे पाणीमां डोळापणानो गुण आरोपी शकाय छे. आवा आरोपित गुणोना पर्यायोनो आ भेदमां समावेश थाय छे. तेमज जीवना कर्मरुपी परवस्तुनी साथे संमेलनथी थता क्रोध, शोक, सुख, दुःख वीगेरेना पर्यायो पण आ भेदमां आवी शके. आ बे भेद उपरांत जीवने आश्रयीने पर्यायना बीजा चार भेद थइ शके छेः—

१. "स्वभाव द्रव्य व्यंजन पर्याय" पहेलो भेद छे. जीवात्माना शुद्ध स्वभावनी निशानी तरीके जे पर्याय छे ते स्वभाव द्रव्य व्यंजन पर्याय छे. आत्मानो शुद्ध स्वभाव मुक्त थवानो छे. जीवात्माना छेल्ला देहमां आ शुद्ध स्वभावनी निशानी छे एटले के जे भवमां जीवात्मा मुक्तात्मा थवानो छे ते भवनुं शरीर, जीवरुपी शुद्ध द्रव्यने बतावनारो पर्याय छे; बीजो भेद "स्वभाव गुणव्यंजन पर्याय" नामे छे. ज्यारे

आत्मा पोतानी शुद्ध अवस्थामां वर्ते छे त्यारे तेना गुणोना पर्याय आ भेदना दृष्टांतरुप छे; जेमके आत्मानो एक ज्ञान नामनो गुण ज्ञेय आश्रयीने प्रत्येक क्षणे बदलातो जाय छे; आवी रीते ज्ञाननुं बदलावुं तेने स्वभाव गुण व्यंजन पर्याय कहे छे; त्रीजो भेद "विभाव द्रव्य व्यंजन पर्याय" कहेवाय छे. आवा पर्यायो आत्मामां कांइ विभाविक वस्तु दर्शावे छे: एटले के आत्मामां आत्मस्वभावथी विलक्षण कांइकत्व रहेलुं छे एम जणाववानुं काम आवा पर्यायोनुं छे; चोथो भेद "विभावगुण व्यंजन पर्याय नामनो छे. आवा पर्यायो आत्मानी विभाविक अवस्था समजावे छे; जेमके इंद्रियात्मक ज्ञान आत्माना शुद्ध ज्ञानगुणनी अपेक्षाथी जीवात्मानी विभाविक अवस्था छे.

आज प्रमाणे पुद्गलने आश्रयीने पर्यायना चार वर्ग पडी शके छे. तेपण उपर जणावेला चार नामोथीज ओळखाय छे. पहेला भेदना पर्यायो परमाणु छे; बीजा भेदमां एक रंग, एक गंध, एक रस अने बे अप्रतिस्पर्धि स्पर्शनो समावेश थाय छे; त्रीजा भेदमां बे अथवा वधारे परमाणुओना समूहनो समावेश थाय छे; अने चोथा भेदना दृष्टांत तरीके एक रसमां

बीजा रसना परावर्तनने गणी शकाय; जेमके साकरमां खा-
राश लाववी.

आ प्रमाणे पर्यायोनुं यत्किंचित् स्वरुप समज्या पछी आपणे हवे पर्यायार्थिक नयनी रुप रेखा दोरवा प्रयत्न करीए.



## प्रकरण छट्ठुं.

### पर्यायार्थिक नयो.

जेनो हेतु पर्याय छे ते पर्यायार्थिक नय कहेवाय छे. आवा पर्यायार्थिक नयना छ भेद पाडी शकाय छे. पहेला भेद मां पर्यायनी अनादि अनंत अवस्थानो विचार कराय छे. दृष्टांत तरीके मेरु जेवा पर्वतोनुं ग्रहण करी शकाय. जेमां पोताना द्रव्यमां फेरफारो थवा छतां द्रव्य तेना तेज रुपे रहे छे. आ भेदने " अनादि नित्य शुद्ध पर्यायार्थिक नय " कहे छे.

बीजा भेदमां पर्यायनी साद्यनंत स्थितिनो विचार करवामां आवे छे. मुक्तात्मानी नित्य स्थिति तेनुं दृष्टांत छे कारण आ स्थितिनी आदि छे पण अंत नथी. मुक्तात्माने अवतरवानो एटले अवतार लेवानो एटले उतरती स्थितिमां आववानो प्रसंग नथी कारणके तेओने कर्मोनो अभाव छे. आ भेदनुं नाम "सादि नित्य शुद्ध पर्यायार्थिक नय" छे.

त्रीजा वर्गमां पर्यायनी नित्य स्थितिनी उपेक्षा करीने मात्र उत्पाद् अने व्ययनोज विचार करवामां आवे छे. एटलेके आ भेदने अनुसरीने अमुक क्षणे पर्यायो नाश पामी बीजुंरुप धारण करे छे तेटला पुरतोज विचार करवामां आवे छे पण ते वखते पर्यायना नित्य स्वभावने विचारनुं स्थान आपवामां आवतुं नथी. एने परिभाषामां "सत्ता गौणत्वे उत्पाद् व्यय ग्राहक अनित्य शुद्ध पर्यायार्थिक नय" कहे छे.

पर्यायार्थिक नयना चोथा भेदमां एकज समये पर्यायमां उत्पाद्, व्यय अने ध्रौव्यत्व छे तेनो विचार कराय छे. पर्यायने ध्रौव्यता साथे सीधिरीते कांइपण संबंध नथी तोपण ज्यारे आ भेदमां ध्रौव्यतानो विचार करवामां आवेछे तेथी तेना पारिभाषिक नाममां अशुद्ध शब्द अवश्य मुकावो जोइए

कारणके जे ध्रौव्यतानो विचार करवामां आवे छे ते ध्रौव्यता शुद्ध नथी आ भेदने " सत्ता सापेक्ष नित्य अशुद्ध पर्यायार्थिक नय " कहे छे.

पांचमां भेदमां विचार्यमाण पदार्थना शुद्ध गुणनोज विचार कराय छे. बाह्य पदार्थोना लीधे उत्पन्न थयेला देखीता लक्षणोनी उपेक्षा करवामां आवे छे; दृष्टांत तरीके जाणनार, मनुष्य, पशु के पक्षि के कोइपण जीवत्माने तेनामां रहेला कर्मरुपी विभाविक तत्त्वनी असरथी उत्पन्न थयेला मनुष्यत्व, पशुत्व के पक्षित्व के एवा बीजा कोइपण देखीता लक्षणोनी उपेक्षा करीने आत्माना मूळ लक्षणोना विचार पूर्वक आ नयथी तेने मुक्तात्मा तरीके जाणे के विचारे के विचारी शके. आ नयने परिभाषामां " कर्मोपाधि निरपेक्ष नित्यशुद्ध पर्यायार्थिक नय " कहे छे.

छट्ठा भेदमां जाणनार कर्मनी असरथी प्रादुर्भावने पामेला पर्यायना विनश्वर स्वभावनो विचार करे छे; जेमके आत्मामां रहेला कर्म नामना विभाविक तत्त्वनी असरथी संसारावस्थामां आत्माने जन्म मरण छे. आ पर्यायार्थिक नयनुं नाम " कर्मोपाधि सापेक्ष अनित्य अशुद्ध पर्यायार्थिक नय " छे.

---

# प्रकरण सातमुं.

## सातनय अने नयाभास.

द्रव्यार्थिक नय वस्तुना नित्य स्वभावनो विचार करे छे. कारणके द्रव्य नित्य छे एटले सर्वदा विद्यमान छे. पर्यायार्थिक नय घणुं करीने वस्तुना विनश्वर स्वभावनो विचार करे छे कारणके प्राये करीने पर्यायो विनश्वर छे.

द्रव्यार्थिक नयना त्रण उत्तरभेद पाडी शकाय छेः—

१. नैगम नय.
२. संग्रह नय.
३. व्यवहार नय.

पर्यायार्थिक नयना चार उत्तरभेद पाडी शकाय छेः—

१. ऋजुसूत्र नय.
२. शब्द नय.
३. समभिरूढ नय.
४. एवंभूत नय.

आ सातना समूहने जैन न्यायशास्त्रमां " सप्तनय " कहेवामां आवे छे.

१. नैगम नयथी वस्तुमां सामान्य[1] अने विशेष[2] गुणोना अस्तित्वनो विचार कराय छे. एटलेके विशेष गुणोथी व्यतिरिक्त सामान्य गुणो होता नथी अने सामान्य गणोथी व्यतिरिक्त विशेष गुणो होता नथी; पण बन्ने गुणो गुणीमां रहे छे. ज्यारे कोइ माणस " आम्रवृक्ष " ए शब्दो बोले छे त्यारे आम्रवृक्षमां रहेला विशेष गुणो दर्शववा उपरांत बीजा वृक्षोनी साथे सामान्य पणे रहेल वृक्षत्व नामना गुणनुं पण कथन करे छे.

ज्यारे वस्तुना सामान्य अने विशेष गुणो खरेखरीरीते जुदाज छे एम मानवामां आवे त्यारे नैगमाभास थाय छे;

---

१. सामान्य गुणो अमुक वर्गनी दरेक व्यक्तिमां होय छे; तेओ जाति सूचक छे.

२. विशेष गुणो जातिनी चोक्कस व्यक्तिमांज होय छे; अने ते जातिनी बीजी कोइपण व्यक्तिमां ते गुणो जोवामां आवता नथी; जेमके आम्रवृक्षमां रहेल आम्रत्व नामनो गुण आम्र शिवाय बीजा कोइपण वृक्षमां जोवामां नहि आवे.

जेमके आत्मानो विचार करती वखते आत्मामां रहेल "सत्" नामना सामान्य गुणने अने " चेतना " नामना विशेष गुणने आत्माथी व्यतिरिक्त बे जुदा पदार्थ तरीके विचारवामां आवे त्यारे नैगमाभास थाय.

२. संग्रह नयथी वस्तुमां जाणेके सामान्य गुणज होय एवो विचार कराय छे. द्रव्यार्थिक नयना आ भेदमां सामान्य गुणोथी व्यतिरिक्त विशेष गुणो नथी एम कहेवामां आवे छे, एटले सामान्य गुणोने मुख्यता आपवामां आवे छे. पण विशेष गुणोनो निषेध करवामां आवतो नथी; जेमके वृक्षना अस्तित्वना अभावे आम्रवृक्ष होइ शके नहि.

विशेष गुणोनो तदन निषेध करी सामान्य गुणो धारण करवाथीज वस्तुतः वस्तु होइ शके एवुं प्रतिपादन करवामां आवे त्यारे संग्रहाभास थाय छे; जेमके आम्रवृक्ष ते वस्तुतः आम्रवृक्ष छे कारणके ते वृक्ष छे.

३. व्यवहार नयथी विचार करनार वस्तुने विशेष गुणात्मक होय एम विचारे छे. आ नय विशेष गुणना अभावे सामान्य गुणना अस्तित्वनो निषेध करे छे; एटलेके विशेष गुणने मुख्य राखी सामान्य गुणने गौणपणे राखे छे; जेमके

कोइपण माणसने सामान्यरीते रोपो लाववानुं केहेतां ते कोइ-पण विशेष रोपो लावशे कारणके सामान्यरीते रोपो एवुं कांइ होइ शके नहि.

सामान्य गुणोनो तदन निषेध करी विशेष गुणो धारण करवाथीज वस्तुतः वस्तु होई शके एम मानवामां आवे तो व्यवहाराभास थाय छे. वस्तुने तेना गुणोथी तदन जुदी मानतां एटले गुण अने गुणीने तदन व्यतिरिक्त मानवाथी पण व्यवहाराभास थाय छे.

४ ऋजु सूत्रनयथी वस्तुनी स्वकीय वर्तमान स्थिति प्रमाणे तेनो विचार कराय छे. आ नयथी विचारनार भूत के भविष्यनी अपेक्षा राखतो नथी. आ नय वस्तुने वर्तमान अवस्था रुपेज माने छे. आ नयवाळो एवी दलील करे छे के वस्तुने तेनी भूत के भविष्यनी स्थितिमां विचारवाथी कांइ लाभ नथी कारणके व्यवहारु कार्य वर्तमान अवस्था मात्रथीज सरे छे. वळी ऋजुसूत्रवादी नाम, स्थापना द्रव्य अने भावमांथी फक्त भावनेज मुख्यपद आपे छे आ नयने समजवामां नीचेनुं द्रष्टांत बराबर बंध बेस्तु थशे.

भूतकाळमां एक मनुष्य इंद्र हतो तेथी तेने तेनी वर्तमान

अवस्थामां कांइपण लाभ नथी; तेमज सत्तारुपे जीव साथे रहेला कोई कर्मोने लइने ते जीव भविष्यमां भीम जेवा मजबुत अने जोरावर शरीरमां उत्पन्न थशे तथापि ते शरीर तेनी वर्तमान अवस्थामां तेने कोईपण रीते उपयोगी नथी. एक भिक्षुकने राजानुं नाम आपवामां आवे तो ते राजा बनी शकतो नथी; राजानुं पुतळुं राजानी फरजो बजावी शके नहि; तेमज युवराज पण युवराजावस्थामां राजा होई शके नहि.

ज्यारे पदार्थना वस्तुत्वनो सर्वथा निषेध करवामां आवे त्यारे ऋजुसूत्राभास थाय छे; जेमके पर्यायोना कारणभूत द्रव्यनो सर्वथा निषेध करी प्रतिसमय विनश्वर पर्यायोनेज मानवामां आवे त्यारे ऋजुसूत्राभास थाय.

५. शब्द नयथी विचारनार शब्दनो व्युत्पत्तिथी गमे ते अर्थ होय तोपण शब्दना रुढ अर्थने स्वीकारे छे. आ नय एम समजावे छे के जुदा जुदा व्युत्पत्ति अर्थवाळा पर्याय शब्दो एकज छे, कारण के तेओ एकज वाच्यने कहेनारा छे; जेमके घट, कुंभ विगेरे. ( जो के " घट " शब्दथी सामान्य घडो समजाय छे अने " कुंभ " शब्दथी जलपूर्ण घडो समजाय छे. )

ज्यारे जुदा जुदा समयने लइने अने जुदी जुदी व्युत्पत्तिने लइने थता जुदा जुदा अर्थनो तदन अस्वीकार करवामां आवे छे त्यारे शब्दाभास थाय छे.

६. समभिरुढ नयथी शब्दोनी व्युत्पत्ति प्रमाणे पर्याय शब्दो यथायोग बंधबेसती रीते वापरवामां आवे छे; जेमके इंद्र, पुरंदर, शक्र विगेरेनो रूढ अर्थ "इंद्र" थाय छे पण व्युत्पत्ति अर्थ जुदा जुदा स्वरुपमां प्रवर्ते छे, तेनो यथास्थान उपयोग आ नयथी कराय छे; तेवीज रीते घट, कुंभ, कलश विगेरेनो पण उपयोग कराय छे.

ज्यारे पर्याय शब्दोने तदन जुदा जुदा वाच्यने कहेनारा मानवामां आवे त्यारे समभिरुढाभास थाय छे; जेमके "शक्र, इंद्र, पुरंदर" विगेरे शब्दो "हाथी, घोडा, सिंह" जेवा शब्दोनी पेठे जुदा जुदा वाच्योने कहेनारा छे, अथवा तो "कुंभ, कलश, घट" विगेरे शब्दो "खुरशी, टेबल, पेटी" विगेरे शब्दोनी पेठे जुदी जुदी वस्तुना वाचक छे.

७. एवंभूत नयने लइने शब्दने तेनी वर्तमान स्थितिमां वापरी शकाय छे. आ नय वस्तुने नाम अनुसरती क्रिया

करे तो ते नामथी ओळखावे छे; जेमके माणस सिंह तरीके काम करे तो तेने सिंह कही शकाय; अन्यथा नही.

ज्यारे नामने अनुसरती क्रिया नही करनार नामवाळी वस्तुने ते नामथी ओळखवानी तदन ना पाडवामां आवे छे त्यारे एवंभूताभास थाय छे; दृष्टांत तरीके माणस विचार करनारुं प्राणी छे; राम माणस छे, पण अमुक समये ते विचार करतो नथी माटे माणस नथी.

आ सातमांना पहेला चार नयो वाच्यनी साथे संबंध धरावे छे अने छेल्ला त्रण वाचकने आश्रयीने छे. तेओ अनुक्रमे "अर्थ नय" अने "शब्द नय" ना नामथी ओळखाय छे.

तत्त्वार्थाधिगम सूत्रना पहेला अध्यायना ३४ मा सूत्रमां उमास्वातिवाचक पांच नयनुं वर्णन करे छे अने छेल्ला बे एटले समभिरुढ अने एवंभूतनो शब्द नयमां समावेश करे छे. तेमणे शब्द नयना-"साम्प्रत, समभिरुढ अने एवंभूत" एवा त्रण भेद पाडेला छे जेमांना सांप्रतने व्युत्पन्न अर्थनी अपेक्षा वगर रुढ अर्थने कहेनारो वर्णवेलो छे अने बीजा बेनी व्याख्या उपर कहेवाइ गयेल छे तेवीज छे.

श्री जिनेश्वरो जयति ।

# શ્રી તત્ત્વ સંગ્રહ.

સંશોધક,

શા. ઘેલાભાઇ આણુલાલ—કલોલ.

સ્વધર્મિ બન્ધુની સહાયથી

છપાવી પ્રસિદ્ધ કરનાર,

શાહ સાંકળચંદ ત્રિભોવનદાસ.

ઠે. સારંગપુર તળીઆની પોળ,

અમદાવાદ.

પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦

સંવત ૧૯૮૨ સને ૧૯૨૬

શ્રી વીરશાસન પ્રીન્ટીંગ પ્રેસમાં શાહ રતીલાલ કેશવલાલે

છાપ્યું. ઠે. હાજા પટેલની પોળ—અમદાવાદ.

કિંમત ૦-૧-૩

# ગુઢ શબ્દોના અર્થ.

| પાનું | પંક્તિ. | |
|---|---|---|
| ૧૧ | ૧૪ | પાંસીનો રોગ—પાંસળીનો રોગ. |
| ૨૩ | ૧૨ | સાધ ધર્મ—સમાન ધર્મ. |
| ૨૫ | ૧ | ગલ્યાણી—વૃદ્ધ. |
| ૨૬ | ૪ | કલ્યાણીક કર્મ—ભદ્રપણું અગર સરલપણું. |
| ,, | ૧૦ | પાસથ્થા—ઢીલાપણું. |
| ,, | ૧૨ | નિરછલા—વાત્સલ્યપણું. |
| ૨૮ | ૧૮ | આગાર—બાનું. |
| ૩૦ | ૬ | સુવર્ણ કુમાર—એ નામની જાત. |
| ૩૫ | ૫ | દોરી દેતો થકો—દોરી ખેંચતો. |
| ૩૫ | ૯ | પંચવર્ણી સુતર—પાંચ જાતના રંગના સુતરનો દડો. |
| ૩૬ | ૩ | જડ—મુળીઆં. |

---

# વિષયાનુક્રમણિકા.

# પ્રકાશકનું નિવેદન.



આપણી જૈન સમાજમાં આજકાલ ઘણી સંખ્યામાં પુસ્તકો બહાર પડે છે. પરંતુ આ પુસ્તકમાં કેટલાંક અપ્રસિદ્ધ લખાણો દાખલ કરવામાં આવ્યાં છે. મુખ્ય મુખ્ય ઉપયોગી વિષયોનો સમાવેશ કરવાથી 'તત્ત્વ સંગ્રહ' નામ આપવામાં આવ્યું છે. આ પુસ્તક પૈસા પ્રાપ્ત કરવાના હેતુએ પ્રકાશિત કર્યું નથી પરંતુ ભવ્ય જીવોને પોતાના આત્માનો ઉત્કર્ષ કરવા માટે, ઉચ્ચ શ્રેણીમાં પ્રગતિ કરવા અર્થેજ પ્રકાશિત કર્યું છે. મૂલ્ય પડતર કીંમતથી પણ ઘણું ઓછુંજ રાખ્યું છે જે વાંચક વર્ગ સહેલાઈથી જાણી શકશે.

આ પુસ્તક જો જૈન સમાજના આદરને પાત્ર થશે, તો મ્હારા પરિશ્રમને સાર્થક લેખીશ. વળી 'છદ્મસ્થાવસ્થાના ધણીને' એ પુસ્તક છપાવી વિના મૂલ્યે વહેંચવાની મ્હારી જે આંતરિક ઇચ્છા છે તેને પણ પોષણ મળશે.

આ પુસ્તકમાં જે જે વિદ્વાનોની કૃતિઓ દાખલ કરવામાં આવી છે તે તે વિદ્વાન મહાશયોનો આભાર માનું છું.

આ પુસ્તક પરત્વે બાલ બ્રહ્મચારી શ્રી હર્ષચંદ્રજી મહારાજ સાહેબે તથા શ્રી મ્રિજકુંવરબાઇ આર્યાજીએ પોતાના અમૂલ્ય વખતનો ભોગ આપી લખાણની શુદ્ધિ કરાવરાવી છે તે બદલ તેઓશ્રીના હું ઋણી છું.

આ પુસ્તકનું મેટર લખવામાં શા. **ઘેલાભાઇ આણલાલે** તથા પ્રુફ સુધારવામાં મારા સ્નેહી **સંઘવી વાડીલાલ કાકુભાઇએ** જે પરિશ્રમ લીધો છે તે બદલ તેઓશ્રીનો આભાર માનું છું.

અંતમાં શ્રી વીર પ્રભુના શાસનનો દીન પ્રતિદિન ઉદય થાઓ તેવી ભાવના સાથે અત્રે વિરમું છું.

સારંગપુર-તળીયાની પોળ. }
**અમદાવાદ.** }

સેવક,
**શા. સાંકળચંદ ત્રિભોવનદાસ.**

---

## દોહરા.

જે જન્મ્યા છે જગતમાં, તે નક્કી મરનાર;
જે ખીલ્યાં છે પાંદડાં, તે નકી ખરનાર. ૧
જગમાં શું મોહી રહ્યો, મુંઢ બની ગેમાર;
તે તારૂં હારી ગયો, શોધ્યો નહિ કાંઇ સાર. ૨
અહાર, શરીર ને ઉપધી, પચખું પાપ અઢાર;
મરણુ આવે તો વોસરે, જીવું તો આગર. ૩

---

## પ્રારબ્ધની બલીહારી.

### ગઝલ.

પ્રભાતે શું થવાનું તે, પ્રભુ વિણુ કોણુ જાણે છે;
વિચારોમાં વૃથા શાને, મનુષ્યો મોજ માણે છે. ૧
ચણેલા રાત્રિએ કિલ્લા, પ્રભાતે કંઇ પડેલાં છે;
ફળો તાજાં ભર્યા રાત્રે, સવારે તે સડેલાં છે. ૨
પ્રભાતે રામને ગાદી, અયોધ્યાની હતી દેવી;
અહો ! બદલાઈ રાત્રીએ, મતિ કેકૈઇ તણી કેવી. ૩
કર્યું જે રામને નક્કી, ઉઠી વનમાં જવાનું છે;
ન જાને જાનકીનાથ, પ્રભાતે શું થવાનું છે. ૪
જગતની નાટય શાળામાં, અજાયબ રાત્રિના પડદા;
પ્રભાતે તે ઉપડતાં તો, નવા દેખાવ જોવાના. ૫
સુતા પર્યંકમાં રાત્રે, પ્રભાતે તે શ્મશાને છે;
હતા હસ્તા અરે રાત્રે, રૂદન કરતા તે વહાણે છે. ૬
થવાનું કાલ શું તે તો, રહ્યું છે કાળના કરમાં;
અરે મન વ્યર્થ વિચારો, તણી સરીતાવિષે તરમાં. ૭

---

## સત્સંગનો પ્રતાપ.

લાખો પાપી તર ગયે, સતસગના પ્રતાપસે. ક્ષણમે બેડા પારહે, સતસંગ કે પ્રતાપસે. સતસંગના દરીયા ભરાહે, નાહિ લ્યો કોઇ આય કે કહ જાય તનકે પાપ સબ ॥ ૨ ॥ સ૦ ॥ લોહકા સુવર્ણ હોવે, પારસ કે પરસંગસે. લટકી ભમરી હોતીહે (એલકી) ॥૩॥ સ૦ ॥ રાય પરદેશી હુવા કર ખુનસે રહેતે ભરે, ઉપદેશ સુન જ્ઞાની હુવા. ॥૪॥ સ૦ ॥ અરજુન માલી

મનુષ્યકી સાત નીત્ય હત્યા કરે, છ માસ મહી મુકતી ગયે. ॥ ૫ ॥ સ૦ ॥ સંજતી રાજા શીકારી હરણુકો માર્યો થકી રાજ તજ સાધુ હુવા. ॥ ૬ ॥ સ૦ ॥ એલાચી નામા ચોર થા વલી શ્રેણિક નામા ભુપતી કાર્ય સીદ્ધ ઉનકા હુવા. ॥ ૭ ॥ સ૦ ॥ સતસંગ કા મેંમા ભરાહે, દેશ દુનીયા બીચમેં, લક્ષ્મીચંદ કહે હો ભલા. ॥ ૮ ॥ સ૦ ॥

---

## અંતરાય બાંધવાનું ફળ.

અંતરાયું બાંધીરે, એના ફળ આ મળ્યાં રે,
પોડાનો રહ્યો નહિ પાર;
ભોગીઓના ભોગોરે, રાજી થઇને રૂંધીઆ રે,
વિષય કરીને વ્યવહાર. ॥ ૧ ॥
બીજાના બગાડયાંરે પોતાના સુધારવારે, પ્રપંચનો કરીને પ્રચાર;
પરના સુખ માંહેરે, કાંટા એણે પાથર્યારે,
ભુંડાઇનો ઉપાડયો રે ભાર. ॥ ૨ ॥
પરનું ભણુતર ભાળીરે, બાળી નાંખ્યું પેટને રે,
અંગમાં નાંખ્યા અંગાર;
સારૂં કોઇનું દેખીરે સહન થયું નહિરે, ઈર્ષાને ઠાંસી અપાર.
આળને ઓઢાડયારે, સાધુ મતી ઉપરેરે, વાવ્યાં તેં ઘરોઘર વેર,
પ્રભુતાને પામીરે, માથે ફેરવ્યું રે, ઝાઝાં તેં કરી કરી ઝેર.
અવરને દેતાંરે, એણે અટકાવીયારે, અવગુણ કાઢી અનેક;
સંત શિષ્ય કહે છેરે, લાભને લુટાવીયારે, ઉજળું કર્યું નહિ એક.

---

॥ श्री वीतरागाय नमः ॥

# શ્રી તત્વ સંગ્રહ.

## મંગળાચરણ.

[ શાર્દુલવિક્રિડિત. ]

अर्हन्तो भगवंत ईंद्र महीता, सीद्धाश्च सिद्धी स्थिता
आचार्या जिनशासनोन्तिकरा, पूज्या उपाध्यायका
श्री सिद्धांत सुपाठका मुनीवरा, रत्नत्रयाराधका
पंचैते परमेष्टिनं प्रतिदिनं, कुर्वुन्तुवो मंगलं
मंगलं भगवान वीरो, मंगलं गौतम प्रभु
मंगलं स्थुलीभद्राद्यो, जैनो धर्मोस्तु मंगलम्

## શ્રી રત્નાકર પચીસી.

હરિગીત

મંદિર છો મુક્તિ તણી, માંગલ્ય ક્રીડાના પ્રભુ,
ને ઈંદ્ર નર ને દેવતા, સેવા કરે તારી વિભુ;
સર્વજ્ઞ છો સ્વામી વળી, શિરદાર અતીશય સર્વના,
ઘણું જીવ તું ઘણું જીવ તું, ભંડાર જ્ઞાન કળા તણા. ૧
ત્રણ જગતના આધારને, અવતાર હે કરૂણાતણા,
વળી વૈદ્ય હે દુર્વાર આ, સંસારના દુઃખો તણા;

વીતરાગ વલ્લભ વિશ્વના, તુજ પાસ અરજી ઉચ્ચરૂં,
જાણો છતાં પણ કહી અને, આ હૃદય હું ખાલી કરૂં. ૨
શું બાળકો માબાપ પાસે, બાળ ક્રિડા નવ કરે,
ને મુખમાંથી જેમ આવે તેમ શું નવ ઉચ્ચરે;
તેમજ તમારી પાસ તારક આજ ભોળા ભાવથી,
જેવું બન્યું તેવું કહું, તેમાં કશું ખોટું નથી. ૩
મેં દાન તો દીધું નહિ ને, શિયળ પણ પાળ્યું નહિ,
તપથી દમી કાયા નહિ, શુભ ભાવ પણ ભાવ્યો નહિ;
એ ચાર ભેદે ધર્મમાંથી કાંઇપણ પ્રભુ નવ કર્યું,
મ્હારૂં ભ્રમણ ભવસાગરે, નિષ્ફળ ગયું નિષ્ફળ ગયું ! ૪
હું ક્રોધ અગ્નિથી બળ્યો, વળી લોભ સર્પ ડસ્યો મને,
ગળ્યો માન રૂપી અજગરે, હું કેમ કરી ધ્યાવું તને ?
મન મારૂં માયા જાળમાં, મોહન ! મહા મુંઝાય છે,
ચડી ચાર ચોરો હાથમાં, ચેતન ઘણો ચગદાય છે. ૫
મેં પરભવે કે આ ભવે પણ, હિત કાંઇ કર્યું નહિ,
તેથી કરી સંસારમાં, સુખ અલ્પ પણ પામ્યો નહિ,
જન્મો અમારા જીનજી, ભવ પૂર્ણ કરવાને થયા;
આવેલ બાજી હાથમાં, અજ્ઞાનથી હારી ગયા. ૬
અમૃત ઝરે તુજ મુખરૂપી, ચંદ્રથી તો પણ પ્રભુ,
ભીંજાય નહિ મુજ મન અરેરે ! શું કરૂં હું તો વિભુ ?
પત્થર થકી પણ કઠણ મારૂં, મન ખરે કયાંથી દ્રવે ?
મર્કટ સમા આ મનથકી, હું તો પ્રભુ હાર્યો હવે.

ભમતા મહા ભવસાગરે, પામ્યો પસાયે આપના,
જે જ્ઞાન દર્શન ચરણ રૂપી, રત્નત્રય દુષ્કર ઘણાં;
તે પણ ગયા પરમાદના, વશથી પ્રભુ કહું છું ખરૂં,
કોની કને કિરતાર આ, પોકાર હું જઈને કરૂં ? ૮
ઠગવા વિભુ આ વિશ્વને, વૈરાગ્યના રંગો ધર્યા,
ને ધર્મનો ઉપદેશ રંજન, લોકને કરવા કર્યા;
વિદ્યા ભણ્યો હું વાદ માટે, કેટલી કથની કહું ?
સાધુ થઈને બ્હારથી, દાંભિક અંદરથી રહું. ૯
મેં મુખને મેલું કર્યું, દોષો પરાયા ગાઈને,
ને નેત્રને નિંદીત કર્યાં, પરનારીમાં લપટાઈને;
વળી ચિત્તને દોષિત કર્યું, ચિંતી નઠારૂં પરતણું,
હે નાથ ! મારૂં શું થશે, ચાલાક થઇ ચુકયો ઘણું. ૧૦
કરે કાળજાને કતલ પીડા, કામની બીહામણી,
એ વિષયમાં બની અંધ હું, વિડંબના પામ્યો ઘણી;
તે પણ પ્રકાશ્યું આજ લાવી, લાજ આપતણી કને,
જાણો સહુ તેથી કહું, કર માફ મારા વાંકને. ૧૧
નવકાર મંત્ર વિનાશ કીધો, અન્ય મંત્રો જાણીને,
કુશાસ્ત્રનાં વાકયો વડે હણી, આગમોની વાણીને;
કુદેવની સંગતથકી, કર્મો નકામાં આચર્યાં,
મતિ ભ્રમથકી રત્નો ગુમાવી, કાચ કટકા મેં ગ્રહ્યા. ૧૨
આવેલ દ્રષ્ટિ માર્ગમાં, મૂકી મહાવીર આપને,
મેં મૂઢ ધિયે હ્રદયમાં, ધ્યાયા મદનના ચાપને;

નેત્ર બાણો ને પયોધર, નાભીને સુંદર કટી,
શણગાર સુંદરીઓતણાં, છટકેલ થઇ જોયાં અતિ. ૧૩
મૃગ નયણી સમ નારીતણાં, મુખ ચંદ્ર નિરખવાવતી,
મુજ મન વિષે જે રંગ લાગ્યો, અલ્પ પણ ગુઢો અતિ;
તે શ્રુત રૂપ સમુદ્રમાં, ધોયા છતાં જાતો નથી,
તેનું કહો કારણ તમે, બચું કેમ હું આ પાપથી ? ૧૪
સુંદર નથી આ શરીર કે, સમુદાય ગુણતણો નથી,
ઉત્તમ વિલાસ કળાતણો, દેદીપ્યમાન પ્રભા નથી;
પ્રભુતા નથી તોપણ પ્રભુ, અભિમાનથી અક્કડ ફરૂં,
ચોપાટ ચાર ગતિતણી, સંસારમાં ખેલ્યા કરૂં. ૧૫
આયુષ્ય ઘટતું જાય તો પણ, પાપ બુદ્ધિ નવ ઘટે,
આશા જીવનની જાય પણ, વિષયાભિલાસા નવ ઘટે;
ઔષધ વિષે કરૂં યત્ન પણ, હું ધર્મને તો નવ ગણું,
બની મોહમાં મસ્તાન હું, પાયા વિનાના ઘર ચણું. ૧૬
આત્મા નથી પરભવ નથી, વળી પુણ્ય પાપ કશું નથી,
મિથ્યાત્વીની કટુ વાણી મેં, ધરી કાન પીધી સ્વાદથી;
રવિ સમ હતા જ્ઞાને કરી, પ્રભુ આપશ્રી તો પણ અરે,
દીવો લઇ કુવે પડયો, ધિક્કાર છે મુજને અરે. ૧૭
મેં ચિત્તથી નહિ દેવની કે, પાત્રની પૂજા ચહી,
ને શ્રાવકો કે સાધુઓનો, ધર્મ પણ પાળ્યો નહિ;
પામ્યો પ્રભુ નરભવ છતાં, રણમાં રડયા જેવું થયું.
ધોબીતણા કુત્તા સમું, મમ જીવન સહુ એળે ગયું. ૧૮

હું કામધેનુ કલ્પતરૂ, ચિંતામણીના પ્યારમાં,
ખોટાં છતાં ઝંખ્યો ઘણું, બની લુબ્ધ આ સંસારમાં;
જે પ્રગટ સુખ દેનાર હારો, ધર્મ તેં સેવ્યો નહિ,
મુજ મૂર્ખ ભાવોને નિહાળી, નાથ કર કરૂણા કંઇ. ૧૯
મેં ભોગ સારા ચિંતવ્યા પણ, રોગ સમ ચિંત્યા નહિ,
આગમન ઇચ્છયું ધનતણું, પણ મૃત્યુને પ્રીછયું નહિ;
નહિ ચિંતવ્યું મેં નર્ક, કારાગ્રહ સમી છે નારીઓ,
મધુ બિંદુની આશા મહીં, ભય માત્ર હું ભૂલી ગયો. ૨૦
હું શુદ્ધ આચારો વડે, સાધુ હૃદયમાં નવ રહ્યો,
કરી કામ પર ઉપકારના, યશ પણ ઉપાર્જન નવ કર્યો;
વળી તીર્થનાં ઉદ્ધાર આદિ, કોઇ કાર્યો નવ કર્યાં,
ફોગટ અરે આ લક્ષ ચોરાશી તણા ફેરા ફર્યા. ૨૧
ગુરૂ વાણીમાં વૈરાગ્ય કેરો, રંગ લાગ્યો નહિ અને,
દુર્જનતણાં વાક્યો મહીં, શાંતિ મળે ક્યાંથી મને;
તરૂં કેમ હું સંસાર આ, અધ્યાત્મ તો છે નહિ જરી,
તુટેલ તળીઆનો ઘડો, જળથી ભરાયો કેમ કરી. ૨૨
મેં પરભવે નથી પુણ્ય કીધું, ને નથી કરતો હજી,
તો આવતા ભવમાં કહો, ક્યાંથી થશે હે નાથજી;
ભૂત ભાવી ને સાંપ્રત ત્રણે, ભવ નાથ હું હારી ગયો,
સ્વામી ત્રિશંકુ જેમ હું, આકાશમાં લટકી રહ્યો. ૨૩
અથવા નકામું આપ પાસે, નાથ શું બકવું ઘણું,
હે દેવતાના પૂજ્ય ! આ ચારિત્ર મુજ પોતાતણું;

જાણો સ્વરૂપ ત્રણ લોકનું, તો માહરૂં શું માત્ર આ ?
જ્યાં ક્રોડનો હિસાબ નહિ ત્યાં, પાઇની તો વાત ક્યાં. ૨૪

શાર્દૂલ વિક્રિડીત.

ત્હારાથી ન સમર્થ અન્ય દીનનો ઉદ્ધારનારો પ્રભુ,
મ્હારાથી નહિ અન્ય પાત્ર જગમાં જોતાં જડે હે વિભુ;
મુક્તિ મંગલ સ્થાન તોય મુજને ઇચ્છા ન લક્ષ્મી તણી,
આપો સમ્યગ્ રત્ન શ્યામ જીવને તો તૃપ્તિ થાયે ઘણી. ૨૫

---

# બાર વ્રત.

---

## વ્યવહાર અને નિશ્ચયથી.

### વ્રત ૧ લું.

પરજીવને આપણા સરખા જાણી સર્વ જીવની રક્ષા કરે તે વ્યવહાર અને જે આપણો જીવ કર્મ વશે પડયો દુઃખી થાય છે તે આપણા જીવને કર્મ બંધનથી મુકાવવું અને આત્મ ગુણ રક્ષા કરી ગુણ વૃદ્ધિ કરવી તે સ્વદયા બંધ હેતુ પરિણીત નીવારી સ્વરૂપગુણને પ્રગટ કરવા જે ગુણ પ્રગટ થયો તે રાખવો એટલે જ્ઞાને કરી મિથ્યાત્વ ટાળી આપણો જીવ નિર્મળ કરે તે નિશ્ચયથી પ્રાણાતિપાતવ્રત સમજવું.

---

### વ્રત ૨ જું.

જુઠ વચન બોલવું નહિ તે વ્યવહાર અને જે પુદ્-

ગલીક વસ્તુને આપણી કહેવી, જીવને અજીવ અજ્ઞાન ભાવે કહે તે નિશ્ચયભાવે મૃષાવાદ.

---

વ્રત ૩ જું.

પારકી વસ્તુ છુપાવે, ચોરી કરે, ઢગબાજી કરે અને ધણીના આપ્યા શિવાય લે તે વ્યવહાર. અને પાંચ ઇંદ્રિયના ત્રેવીશ વિષય આઠ કર્મની વર્ગણા ઇત્યાદિ પર વસ્તુ લેવી નહિ તથા તેની વાંછના કરવી નહિ તે આત્માને અગ્રાહ્ય છે તે નિશ્ચયથી અદત્તાદાન વ્રત.

---

વ્રત ૪ થું.

જે પુરૂષ સ્ત્રીનો પરિહાર કરે છે તથા જે સ્ત્રી પુરૂષનો પરિહાર કરે છે તે વ્યવહારથી અને જે વિષયની અભિલાષનું તથા મમતા, તૃષ્ણાનો ત્યાગ પરભાવ વર્ણાદિક પર દ્રવ્યના સ્વામીત્વાદિક તેનો અભોગી આત્મા સ્વગુણ જ્ઞાનાદિકનો ભોગી છે અને પુદ્ગલખંધ તે અનંતાજીવની એંઠ છે તેને કેમ ભોગવે? તે નિશ્ચયથી.

---

વ્રત ૫ મું.

ધન, ધાન્ય, દાસ, દાસી, ચોપદ, જમીન અને વસ્ત્રાભૂષણનો ત્યાગ (મર્યાદાથી) તે વ્યવહારથી, અને જે કર્મ રાગદ્વેષ, અજ્ઞાન દ્રવ્ય, જ્ઞાનાવરણીય આઠ કર્મ અને શરીર ઇંદ્રિયનો પરિહાર એટલે કર્મને પર જાણી છાંડવો તે નિશ્ચયથી પરિગ્રહ વ્રત.

---

વ્રત ૬ ઠું.

છ દીશી ખેતરની મર્યાદા કરે તે વ્યવહારથી, અને ચાર ગતિમાં ભટકવું તે કર્મનું ફલ છે એમ જાણી ઉદાસીપણે વર્તે તે નિશ્ચયથી.

વ્રત ૭ મું.

એક વાર ભોગવવું તે ભોગ, વારંવાર ભોગવવું તે ભોગોપભોગ તેનો પરિમાણ તે વ્યવહારથી. અને અનંત જ્ઞાન, અનંત દર્શન, તે આત્માનીજ વસ્તુ છે તેનો ભોગ ઉપભોગ કરવો તે નિશ્ચયથી.

વ્રત ૮ મું.

જે કામ વિના જીવનો વધ કરવો—પારકા માટે આરંભ પ્રમુખ કરવાની આજ્ઞા આપવી તે વ્યવહાર, અને શુભાશુભ કર્મ તે તે મિથ્યાત્વ, અવિરતી, કષાય યોગથી કર્મ બંધાય છે તેને આ જીવ આપણા કરી જાણે તે નિશ્ચયથી.

વ્રત ૯ મું.

મન વચન કાયાના જોગ આરંભ ટાળીને નિરારંભીપણે વર્તીએ તે વ્યવહાર, અને જીવના જ્ઞાન, દર્શન ચારિત્ર ગુણ વિચારે, સર્વ જીવના ગુણની સત્તા એક સમાન જાણી સર્વ જીવ સાથે સમતા પરિણામે વર્તે તે નિશ્ચયથી.

વ્રત ૧૦ મું.

મન, વચન, કાયાનો જોગ એકઠો કરી એક સ્થાનકે

બેસી ધર્મ ધ્યાન કરવું તે વ્યવહારથી, અને શ્રુતજ્ઞાને કરી ત્યાગ કરે અને જ્ઞાનવંત જીવને ધ્યાવે તે નિશ્ચયથી.

વ્રત ૧૧ મું.

આઠ પહોર સુધી સમતા પરિણામે સાવદ્ય છોડી નિરારંભપણે સઝાય ધ્યાનમાં પ્રવર્તે તે વ્યવહાર, અને પોતાના જીવને જ્ઞાનાદિકથી પોષીને પુષ્ટ કરે તે નિશ્ચયથી. જીવને પોતાના સ્વગુણે કરી પોષે તે પોષો સમજવો.

વ્રત ૧૨ મું.

પોષાને પારણે અથવા સદા સર્વદા સાધુને તથા જૈન ધર્મી શ્રાવકને પોતાની શક્તિ મુજબ દાન દેવું તે વ્યવહાર અને પોતાના જીવને અથવા શિષ્યને જ્ઞાનદાન દેવું, ભણવું, ભણાવવું તે નિશ્ચયથી.

## ચૌદ નિયમ નિશ્ચય ભાવથી.

૧ **સચીત્ત**–એક સચિત્તે **૧૩** ક્રોડ ભવ પછી સ્કંધકજીનું વૈર લઇ શરીર પરની ખાલ ઉતારી હતી. ધીઃક વૈર ભાવને.

૨ **દ્રવ્ય**—પુદ્‌ગલાનંદ તે પુદ્‌ગલ પરાવર્તન–સંસાર ભ્રમણ કરાવનાર છે.

૩ **વીગય**–બ્રહ્મચારી માટે વિષ સમાન છે.

૪ **બુટ મોજા**—નર્કમાં ભાલાપર ચલાવનાર સુકોમળતા-
મય દુષ્ટ અંગ છે.

૫ **મુખવાસ**—આત્માને ગુલામ બનાવનાર કર્મનો દૂત છે.

૬ **વસ્ત્ર**—નરકમાં જનાર વરરાજાની વરધી પોશાક છે.

૭ **ગાડીઘોડા**—ગરદન પર અગ્નિ રથમાં આ પ્રમાણે તારે
જોડાવું પડશે તેનો ઉપદેશ દાતા છે.

૮ **શયન**–અનંત ઉષ્ણુતામાં શયન કરાવનાર કિંપાક વિષ
ભરી પથારી છે.

૯ **વિલેપન**—નર્કમાં અનંત દુર્ગંધમય પદાર્થનું વિલેપન
કરાવનાર તેલ છે.

૧૦ **કુસુમેસુ**–પુનઃ સુંઘવાની ઇંદ્રિયને ઉખાડી નાખનાર
પત્ર દૂત છે.

૧૧ **બ્રહ્મચર્ય**–એક રાત્રિ પણ મહાન ભયકર છે સાતમી
નારકીનાં દર્શન કરાવનાર છે.

૧૨ **દીશા**–જન્મ મરણ કરવાની તે જગ્યા છે.

૧૩ **સ્નાન**–અહીં જેમ વિશેષ સ્નાન કરીશ તેમ વૈતરણીમાં
વિશેષ સ્નાન કરવું પડશે.

૧૪ **ભંતેસુ**–અગ્નિ, કાષ્ટ અને ઘીથી શાંત થઈ નથી તેમ
આ ઉદર ગમે તેવા અને તેટલા ખોરાકથી
શાંત થતું નથી.

---

# ચોવીસ તીર્થંકરોનાં નામ શા ઉપરથી પડચાં તે.

૧ શ્રી ઋષભદેવ સ્વામી—માતાજીએ સ્વપ્નમાં ઋષભ જોવાથી.

૨ શ્રી અજીતનાથ સ્વામી—રાજા રાણી ચોપાટ ખેલતાં રાણીની વારંવાર જીત થવાથી.

૩ શ્રી સંભવનાથ સ્વામી—ધાન્યની વૃદ્ધિ થવાથી.

૪ શ્રી અભિનંદન સ્વામી—ઇંદ્ર વારંવાર માત પિતાને નમન કરવાથી.

૫ શ્રી સુમતિનાથ સ્વામી—માતાજીની બુદ્ધિ વિશેષ પ્રકારે નિર્મળ થવાથી

૬ શ્રી પદ્મ પ્રભુ સ્વામી—પદ્મ કમળ સમાન શરીરનો વર્ણ હોવાથી.

૭ શ્રી સુપાર્શ્વનાથ સ્વામી—માતાજીના હસ્તના સ્પર્શથી પિતાજીનો પાંસીનો રોગ જવાથી.

૮ શ્રી ચંદ્ર પ્રભુ સ્વામી—ચંદ્ર પાનનો દોહદ થવાથી- ચંદ્ર સમાન કાંતિ હોવાથી.

૯ શ્રી સુવિધિનાથ સ્વામી—માતાજીને સદ્બુદ્ધિ વિશેષ પ્રકારે થવાથી. દાંત પુષ્પની કળીઓ જેવા હોવાથી.

૧૦ શ્રી શીતળનાથ સ્વામી—માતાજીના હસ્તના સ્પર્શથી પિતાજીનો દાહજ્વર શાંત થવાથી.

૧૧ શ્રી શ્રેયાંસનાથ સ્વામી—ઘણા લોકોનું કલ્યાણ થવાથી.
૧૨ શ્રી વાસુપુજ્ય સ્વામી—ઇંદ્રે ધનની વૃષ્ટિ કરવાથી.
૧૩ શ્રી વિમળનાથ સ્વામી—ગર્ભમાં માતાનો રોગ રહિત થવાથી.
૧૪ શ્રી અનંતનાથ સ્વામી—અનંત માળાઓનું સ્વપ્ન જોવાથી.
૧૫ શ્રી ધર્મનાથ સ્વામી—માતા પિતાને ધર્મની દ્દઢ શ્રદ્ધા થવાથી.
૧૬ શ્રી શાંતિનાથ સ્વામી—મરકી વિગેરે રોગ તે સમયે નાશ પામવાથી.
૧૭ શ્રી કુંથુનાથ સ્વામી—દુશ્મન રાજાઓ કુંથુ સમાન બની રાજાને આવી નમવાથી.
૧૮ શ્રી અરનાથ સ્વામી—સ્વપ્નમાં રત્નનો હાર જોવાથી.
૧૯ શ્રી મલ્લીનાથ સ્વામી—પુષ્પ શૈયા પર સુવાનો દોહદ થવાથી.
૨૦ શ્રી મુનિસુવ્રત સ્વામી—માતા પિતાએ મુનિના જેવાં વ્રતો પાળવાથી.
૨૧ શ્રી નમીનાથ સ્વામી—સર્વ વૈરીઓ પિતાજીને નમ્યા તેથી.
૨૨ શ્રી નેમનાથ સ્વામી—ચક્ર ગાડીનો ભાગ, સ્વપ્નોમાં રત્નો જોવાથી.
૨૩ શ્રી પાર્શ્વનાથ સ્વામી—અંધકારમાં રાજાની પાસે થઇને જતા સર્પને રાણીએ જોવાથી.
૨૪ શ્રી વર્ધમાન સ્વામી—ધન, ધાન્યની વૃદ્ધિ થવાથી.

———o———

# ચોવીસ તીર્થંકરોનાં નામ ઉપરથી ભાવવાની ભાવના.



૧ શ્રી ઋષભદેવસ્વામી—હે પ્રભુ! આપની માફક ધર્મધુરા વહન કરવાની ઉત્કૃષ્ટ શક્તિ મને પ્રાપ્ત થાઓ.

૨ શ્રી અજીતનાથસ્વામી—રાગદ્વેષાદિ સર્વ શત્રુઓથી અજીત થાઉં.

૩ શ્રી સંભવનાથસ્વામી—મારામાં આત્મગુણ અતિશયપણે ઉત્પન્ન થાઓ.

૪ શ્રી અભિનંદન સ્વામી—મને નિર્વાણપદ પ્રાપ્તિનું અભિનંદન પ્રાપ્ત થાઓ.

૫ શ્રી સુમતિનાથ સ્વામી—મારી સર્વ કુમતિ દૂર થઇ સુમતિની પ્રાપ્તિ થાઓ.

૬ શ્રી પદ્મપ્રભુ સ્વામી—પદ્મ કમળવત્ સંસારના સર્વ કામભોગરૂપ કીચડથી સદા બ્હાર (અલગ) રહું.

૭ શ્રી સુપાર્શ્વનાથ સ્વામી—મ્હારી મન, વચન અને કાયાની વક્રતા નષ્ટ થઈ સરલતા પ્રાપ્ત થાઓ.

૮ શ્રી ચંદ્રપ્રભુ સ્વામી—ચંદ્રમાસમાન આર્ત-રૂદ્રધ્યાનનો ત્યાગ કરી ધર્મધ્યાન, શુક્લ ધ્યાન પ્રાપ્ત થાઓ.

૯ શ્રીસુવિધિનાથસ્વામી–મારૂં સર્વ ચારિત્ર સુવિધિવાળું થાઓ

૧૦ શ્રી શીતળનાથ સ્વામી–મારો વિષય કષાયરૂપી મહા-જ્વર શીતળ થાઓ.

૧૧ શ્રી શ્રેયાંસનાથ સ્વામી—મને કેવળજ્ઞાન, કેવળ દર્શનરૂપી 'શ્રી' એટલે લક્ષ્મી પ્રાપ્ત થાઓ.

૧૨ શ્રી વાસુપૂજ્ય સ્વામી—મને જ્ઞાન, ધ્યાનની સદા વૃદ્ધિ થાઓ.

૧૩ શ્રી વિમળનાથ સ્વામી—બાહ્ય મેલ શારીરાદિક અભ્યંતર મેલ આઠ કર્મરહીત શુદ્ધિ, સિદ્ધ અવસ્થા પ્રાપ્ત થાઓ.

૧૪ શ્રી અનંતનાથ સ્વામી–અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત સુખ, અનંત વીર્ય પ્રાપ્ત થાઓ.

૧૫ શ્રી ધર્મનાથ સ્વામી—સર્વ જન્મને વિષે જન્મથીજ ધર્મ સ્વભાવની પ્રાપ્તિ થાઓ.

૧૬ શ્રી શાન્તિનાથ સ્વામી–મારા જન્મ, જરા, મરણુ રોગ મટી શાંતિ થાઓ.

૧૭ શ્રી કુંથુનાથ સ્વામી—કર્મરૂપી આઠ શત્રુ કુંથું જેવા બની જાઓ.

૧૮ શ્રી અરનાથ સ્વામી—મને મારા આત્મિક ગુણોની વૃદ્ધિ કરવાની શક્તિ પ્રાપ્ત થાઓ.

૧૯ શ્રી મલ્લીનાથ સ્વામી—ક્રોધ, માન, માયા, લોભ અને મોહ એ મારા શત્રુરૂપી મલ્લોને હરાવવાની શક્તિ પ્રાપ્ત થાઓ.

૨૦ શ્રી મુનિસુવ્રત સ્વામી—મને મુનિનાં જેવાં સુવ્રતોની પ્રાપ્તિ થાઓ.

૨૧ શ્રી નમીનાથ સ્વામી—રાગાદિ શત્રુઓને નમાવવાની શક્તિ પ્રાપ્ત થાઓ.

૨૨ શ્રી નેમનાથ સ્વામી—પાપરૂપ વિષવૃક્ષ કાપવાને ઉત્કૃષ્ટ ધર્મરૂપી ચક્રરત્નની પ્રાપ્તિ થાઓ.

૨૩ શ્રી પાર્શ્વનાથ સ્વામી—સકળ ભાવ જાણવાની શક્તિ પ્રાપ્ત થાઓ.

૨૪ શ્રી વર્દ્ધમાન સ્વામી—જ્ઞાનાદિક ગુણની વૃદ્ધિ થાઓ.

## બાર ભાવના.

### અનિત્ય ભાવના.

કાચું તન કોકડું આ, તેના શણગાર શા,
તન ધન યૌવન, અનિત્ય નીત માનીએ;
પીંપળના પાન સમ, કુંજરના કાન સમ,
વાદળની છાયા જીમ, જરૂર એ જાણીએ.
વિદ્યુતનો ચમકાર, જલબીંદુ પલવાર,
ઇંદ્ર ધનુષ્ય સમ જગત્, સંપત્તિ પ્રમાણીએ;
દયા દાન ધર્મ, પર ઉપકાર સાર,
અનિત્ય માનીને નીત, ખરચવા ધારીએ.

રાગ દ્વેષ ત્યાગ કર, યોવન તો અંધ કરે,
લક્ષ્મી અને લલનામાં, મદને નિવારીએ;
તન ધન નામ જગ, વિનાશી અનિત્ય એક,
આત્મ જ્યોતિ અખંડ, અચલ મણી માનીએ. ૧

## અશરણ ભાવના.

રાજા મહારાજા, ચક્રવર્તિ શેઠ શાહુકાર,
સુરનર કીન્નર, ત્રિલોકને પ્રમાણીએ;
કોઇએ સમર્થ નહિ, અન્યને બચાવવાને,
આશરો કોઇનો કહ્યો, કેમ કરી માનીએ.
તરણ તારણ એક, શરણ શ્રી સદ્ગુરૂ,
પ્રભુનું શરણું, સ્યાદવાદથી પીછાણીએ;
આનંદ સ્વરૂપ ગુણ, ગાન ધ્યાન આતમનું.
ભયને નસાડી, ચીદાનંદને મનાવીએ,
નયન મીંચીને, સમભાવ વિષે લીન થઈ;
હેય જ્ઞેય ઉપાદેય, પૂર્ણપણે ધ્યાવીએ,
કોઈ કોઇનું નહિ, કર્મ શુભાશુભ ફળ લહે,
મણિમય શરણ; આતમરાય પાઈએ. ૨

## સંસાર ભાવના.

જન્મ મરણ વારંવાર, જણ જીવ લહે,
નવા નવા દેહ કરે, કળ ન વિસારીએ;
જગત્ અસાર નહિ. સાર સંસાર દુઃખ,
ભરપૂર ભલી ગતિ, ચારે મન ધારીએ.

ફરી ફરી સાવધાન, માત તાત ભાઈ બેન,
તન્નાય ત્રિયા તનુજ, તારો તું વિચારીએ;
જીવન શું જયોતિ ભરી, ચારિત્ર શુદ્ધિ વળી,
પીજીએ શું જ્ઞાનામૃત, આતમ ધ્યાન ધારીએ.
સંસાર ન તાહરો, તુંય સંસારથી ન્યારો,
જીવ મારૂં તારૂં મુકી, પ્રભુ શરણુ સ્વીકારીએ;
નિર્મળ સ્ફટિક સમ, આરાધન યોગ્ય ન એક,
અનંત ગુણોનું સ્થાન, આત્મ મણિ તારીએ.

## એકત્વ ભાવના.

આવ્યો છું તું એકલો ને, એકિલા ચેતન જવું.
સુખ દુઃખ ભોગ સહુ, એકલાએ માણવા;
માતા પિતા બેન બંધુ, સુત દારા પરિવાર,
કોન કોના સાથી સૌ, એકલાજ માણવા.
પ્રભુને વિસારી, અન્ય શોચ કરે શાને,
જરા બેસીજા એકાંત, સત્ય તત્ત્વને પિછાણીએ;
એકીલું એકીલું જગ, કોઈએ ન કોનું ભાઇ,
આત્મની ઓર જયોત, માંડે ન કો માણવા
હૃદય પ્રતીત કર, વિરને ગૌતમ સ્મર,
એકત્વને ગૌતમને, દુર પડયા કાઢવા;
કલ્પના છે નામરૂપ, જુઠા સઉ રંક ભુપ,
મણિમય ચિદાનંદ, આત્મ સત્ય જાણવા.

## અનિત્ય ભાવના.

ઘર બાર ધન ધાન્ય, દોલત ખજાન માલ,
ભૂષણ વસન ઠઠ, ઠાઠ માઠ સૌ ન્યારા છે;
ન્યારા ન્યારા અવયવ, શીર પર પાથ ન્યારા,
જીભ ચામ આંખ કાન, નાક ન્યારાં તારાં છે.
મન માન્યું ચિંતવવી, ચેતન વિકાર ન્યારા,
ન્યારા અલંકાર કર્મ, સકલ બિચારા છે;
સગા ને સબંધી તન, મન ધન પરિવાર,
તન્નુજો ત્રિયાને, રાજપાટ પારવાર્યા છે.
જગમાં જણાય જે જે, તુંથી સઉ ન્યારા ન્યારા,
જન્મ જન્મ શુભ શુભ, કર્મ સૌ તારાં છે;
અકથ અનુપ મણી, તું શુદ્ધ બુદ્ધ,
સહજ સ્વરૂપ, ચિદાનંદને પીછાણીએ. ૫

## અશુચિ ભાવના.

ઘસી ઘસી સાબુ ચોળી, ખુબ નાહી ધોઇને,
કીમતી લગાવેલ તેલ, વારંવાર વાળમાં;
અત્તર ગુલાબ જાઈ, જુઇ બેલા મોતીયા,
ખાય ખૂબ માલ તાલ, પડે ખોટી ચાલમાં.
મખમલ સેજ સૂવા, છત્ર પલંગ ઢાળ્યા,
ગરમ ઋતુમાં ઠંડી, શોધે છે પાતાળમાં;
વસ્ત્ર આભુષણ અંગ, પરીધાન કરી ધરી,

અરીસો નિહાળે મુખ, ટીકી કરે ભાલમાં.
ગર્વ કરી ડોલે, ન વિચારે અપવિત્ર,
મહા હાડ માંસ રૂધિર, ભરાવ્યા ચામ છાલમાં;
ઠેલો મળ મૂત્ર ભર્યો, નસજાલે ગુંથી ભર્યો,
ચૈતન પવિત્ર એક, આકાશ પાતાળમાં. ૬

## આશ્રવ ભાવના.

મોહની પ્રબળતાથી, કષાયોની તિવ્રતાથી,
જગજીવ જુઓ જુઓ, વિષયે ફસાય છે;
અહીં તહીં જકડાય, મરાય કૂટાય,
મારી મારી જગત જીવ, પાપજ કમાય છે.
મારૂં તારૂં ભલુ બુરૂ, તાણી તુટાતુટ,
ટંટા ને બખેડા ચાલે, ગતિ લેઇ જાય છે;
સત્ય પરૂપક ગુરૂ, બુદ્ધ રિદ્ધ ચરણ પાય,
સંસારનું સ્વરૂપ, સુભાગ્યે સમજાય છે.
જેમ જેમ જીવને, કષાયો પડે છે મંદા,
તેમ તેમ ઉત્તમ પ્રકૃત્તિ બંધાય છે;
ભલા બુરા મન વચ, કાય યોગ શોધે,
મણી તેવા કર્મ બંધ, પાલવે પડાય છે. ૭

## સંવર ભાવના.

તોડી નાખી ભ્રમ જાળ, મોહથી વિરક્ત બની,
કરત પ્રમાદ કદી, છાંડજે કષાયને;

વિષ સમ વિષયોની, વાતને વિચાર તુંજ,
ગાથે પડી માની તેની, તમો શાં દબાય છે.
તારો તું છે મન માન, આત્મથી ધર ધ્યાન,
જગત જંજાલ વિષે, તારૂં શું ભૂલાય છે;
સંસારમાં રહે છતાં, નિજનું ન ભુલે ભાન,
ચિત્તથી ચંચળતાના, વેગને રોકાય છે.
મન વાણી ઇંદ્રિયોને, વિષય બધાય રોકી,
દ્વાર બંધ કર જ્યાંથી, પાપથી પેસાય છે;
બંધાય ન કર્મ નવાં, બની નિરક્ષેપ સદા,
કર્તવ્ય પાલન કર, આત્મ મણિ ગાય છે.

## નિર્જરા ભાવના.

કરો નહિ વાત એની, આવવા ન દેશો અહીં,
મારો બાંધો એને એતો, મહા દોષવાન છે;
કપટી કલંકી ક્રુર, પાપી અપરાધી નિશ્ચ,
કામી ક્રોધી લોભી ચોર, કુકર્મની ખાણ છે.
જગત સતાવે માર મારે, ભલો બુરો જાણે,
દેવું ચુકવું છું એજ, વિચારોમાં ધ્યાન છે;
કુકર્મની માળા કહે, અરિાપી વખાણ કરે,
રાગ દ્વેષ નથી મને, બેઉ સમાન છે.
સડણ પડણ તન, આતમ તો અવિનાશી.
ચેતન ન ચુકાતો એમ, મહા વિજ્ઞાન છે;

વૈરને વિરોધ ટાળી, સ્યાદ્વાદ ધર્મ પાળી,
કર્મ તપથી વિદારે, મહા જ્ઞાનવાન છે. ૯

## લોક ભાવના.

વાંકી કરી કોણીઓને, પાય જરા દૂર રાખી,
માનવ આકૃતિ કરી, ખડી ધર ધ્યાન તું;
ચૌદ રાજ લોક એવો, નરાકારી શોભી રહ્યો,
ષટ્ દ્રવ્ય તેમાં ભર્યો, માન સૌ સ્થાન તું.
એકેંદ્રી બેઇંદ્રી ચાર, પચેંદ્રી સંજ્ઞી સંજ્ઞ,
પર્યાપ્તિ અપર્યાપ્ત ભર્યા, જીવ જગ માન તું;
વિણસે પૂર્વ પર્યાય, નવીન ઉત્પન્ન થાય,
દ્રવ્યપણે નિશ્ચલ, જરૂ! ધર ધ્યાન તું.
ચૌદ રાજ લોક રૂપ, ઉત્પાત વ્યય ધ્રુવ,
નિચેનું તળીયું ઉંધાં ચપણુ પ્રમાણુ તું,
મધ્ય ભાગ ઝાલર, ઉપર મૃદંગ જેવો,
ભાવના લોક સ્વરૂપ, સાસ્વતજ માન તું. ૧૦

## બોધ ભાવના.

એક એક શ્વાસ માંહી, અઢાર અઢાર વાર,
મરી મરી નવા દેહ, ધરે જીવ માનીએ;
અનંત પુદ્ગલ પરાવર્તન સંસાર ભર્યો,
ઋદ્ધિ ચક્રવર્તી તણી, મલી ના વિસારીએ.
જેમ તેમ કરી જીવ, નિકલ્યો નિગોદમાંથી,

અગણિત વાર ભમે, ભાવ ભવ માનીએ;
યથા પ્રવૃત્તિ ત્રિકરણ યોગે, પૂર્ણ પ્રભાવથી,
અકામ નિર્જરા પામ્યો, મનુ ભવ માનીએ.
નિરોગી શરીર મલ્યું, આર્ય દેશ ધર્મયોગ,
સમ્યક્ત્વની પ્રાપ્તિ, અાય દૂર્લભ વિચારીએ;
પ્રમાદ ના કરો કાળક્ષેપ, સત્યતા વિચારીને,
પુરૂષાર્થે મણીનાજ, આત્મને પીછાણીએ. ૧

## ધર્મ ભાવના.

બાહિર આડંબરોને, બળથી હઠાવી દઈ,
દોષ સહુ દુર કરી, સુખ ઉપજાવે છે;
કામ ક્રોધ લોભ મોહ, રાગ દ્વેષ માયા,
મિથ્યા તણા મદ માન, સઉને નચાવે છે.
તન મન વાણીને, વિમલ વારંવાર કરી,
પ્રતિત ઉદ્ધારી, જ્ઞાન વાનજ બનાવે છે;
ભવ સર તરવાને, વાહન સમાન પ્રભુ,
પ્રણીત ક્ષમાદિ શુદ્ધ, ધરમ મન ભાવે છે.
રત્ન ત્રયાત્મક ધર્મ, ધર્મનો સાધન સર્વ,
સંસારમાં અતિ અતિ, દૂર્લભ દીપાવે છે;
મણીમય ધર્મ પ્રેમ, જીવનજ સાચું એક,
પરમાત્મ્ તત્ત્વમાં જે, સહજ મીલાવે છે. ૧૨

# વહેલા વહેલા મોક્ષ મેળવવાના ભગવંતે ફરમાવેલ ૨૩ બોલ.

૧ આકળી આકળી તપશ્ચર્યા કરે તો.
૨ મોક્ષની વાંછના કરે તો.
૩ શુદ્ધ મનથી શાસ્ત્ર શ્રવણ કરે તો.
૪ શુદ્ધ મનથી શાસ્ત્ર પઠન કરે તો.
૫ પાંચ ઇંદ્રિય દમન કરે તો.
૬ છકાયની દયા પાળે તો.
૭ સાધુ, સાધ્વીની દયા પાળે તો, સેવા કરે તો.
૮ આપ ભણે અને અન્યને ભણાવે તો.
૯ નવ કોટિએ પ્રત્યાખાન કરે તો.
૧૦ સાધ ધર્મ ઉપર સાચો સ્નેહ રાખે તો.
૧૧ કષાય ન કરે તો.
૧૨ ક્ષમા રાખે તો.
૧૩ લાગેલા પાપની આલોવણા લે તો.
૧૪ લીયાં વ્રત પ્રત્યાખાન નિર્મળ પાળે તો.
૧૫ શુદ્ધ મને શિયળ પાળે તો.
૧૬ ચાર તીર્થને શાતા ઉપજાવે તો.
૧૭ નિર્વધ ભાષા બોલે તો.
૧૮ લીઓ ભાર પાર પહોંચાડે તો.

૧૯ ધર્મ ધ્યાન, શુક્લ ધ્યાન ધ્યાવે તે.
૨૦ મહીનામાં છ પોષા કરે તે.
૨૧ કાળોકાળ અવશ્ય પ્રતિક્રમણ કરે તે.
૨૨ આગલી રાત્રી પાછલી રાત્રી ધર્મ જાગરિકા કરે તે.
૨૩ પંડિત મર્ણે મરે તે.

---

# ઠાણાંગ સૂત્રમાં આઠમાં ઠાણે આઠ કામમાં પ્રમાદ ન કરવાના ભગવંતે ફરમાવેલ આઠ બોલ.

---

અપૂર્વ સૂત્ર સિદ્ધાંત સાંભળવામાં પ્રમાદ કરવો નહિ.

અપૂર્વ સૂત્ર સિદ્ધાંત સાંભળીને ધારવામાં પ્રમાદ કરવો નહિ.

નવાં પાપ રોકવામાં પ્રમાદ કરવો નહિ.

જૂનાં પાપ ખપાવવામાં પ્રમાદ કરવો નહિ.

નિરાધારને આધાર આપવામાં પ્રમાદ કરવો નહિ.

નવા શિષ્યોને આચાર-ગોચર શિખવવામાં પ્રમાદ કરવો નહિ.

૭ રોગી ગલ્યાણીને અગલ્યાણીપણે વૈયાવૃત્ય કરવામાં પ્રમાદ કરવો નહિ.

૮ ચતુર્વિધ સંઘમાં ફુટ પડેલી હોય તો મધ્યસ્થ ભાવે મટાડવામાં પ્રમાદ કરવો નહિ.

**સેજયાના બે પ્રકાર ઠાણુાંગજી સૂત્રના બોલ.**

૧ સુખ સેજયા. ૨ દુખ સેજયા.

**૧ સુખ સેજયાના ચાર પ્રકાર.**

૧ શુદ્ધ સમકિત રાખે.

૨ પોતાના લાભથી શાંતિ રાખે.

૩ મનુષ્ય તિર્યંચ દેવતાના 'પરિસહોથી રોગાદિકમાં શુરવીરતા રાખે.

૪ કામ ભોગની ઇચ્છાથી વિમુખ રહે.

**૨ દુઃખ સેજયાના ચાર પ્રકાર.**

૧ શ્રદ્ધાનો ભ્રષ્ટ.

૨ પારકાના લાભ દેખી શકે નહિ.

૩ ગૃદ્ધિપણું રાખે.

૪ કામ ભોગની ઇચ્છા રાખે.

ચાર સુખ સેજયા આરાધિ અનંત જીવો સુગતિમાં ગયા.
ચાર દુઃખ સેજયા આરાધિ અનંત જીવો દૂર્ગતિમાં ગયા.

---

# શ્રી ઠાણાંગજીના દસમાં ઠાણે દસ કલ્યાણીક-કર્મ બાંધવાના ભગવંતે ફરમાવેલ દશ બોલ.

---

૧ નિયાણા રહીત કર્મ કરે તો કલ્યાણીક કર્મ બાંધે.
૨ સમકિત નિર્મળ પાળે તો કલ્યાણીક કર્મ બાંધે.
૩ ઉપાધાન તપ કરે તો કલ્યાણીક કર્મ બાંધે.
૪ ક્ષમા રાખે તો કલ્યાણીક કર્મ બાંધે.
૫ પાંચ ઈંદ્રીય દમન કરે તો કલ્યાણીક કર્મ બાંધે.
૬ કપટ આદિ છાંડે તો કલ્યાણીક કર્મ બાંધે.
૭ પાસથ્થાપણું છાંડે તો કલ્યાણીક કર્મ બાંધે.
૮ સંયમ નિર્મળ પાળે તો કલ્યાણીક કર્મ બાંધે.
૯ નિરછલાપણું કરે તો કલ્યાણીક કર્મ બાંધે.
૧૦ જૈન ધર્મ દીપાવવાનો શોભાવવાનો કરે તો કલ્યાણીક કર્મ બાંધે.

## ચાર પ્રકારની કરણી.

૧ મોટામાં મોટો કામ ધર્મકો.
૨ મોટામાં મોટો અકાજ જીવ હિંસાનો.
૩ મોટામાં મોટો કામ સંજમ નિભાવવાનો.
૪ મોટામાં મોટો લાભ સમકિતનો.

---

# તીર્થંકર ગોત્રઉપાર્જન કરવાના જ્ઞાતા સૂત્રમાં ભગવંતે ફરમાવેલ ૨૦ બોલ.

૧ શ્રી અરિહંત ભગવાનના ગુણગ્રામ કરતો થકો જીવ જઘન્યથી કર્મની ક્રોડો ખપાવે ઉત્કૃષ્ટ રસ આવે તો.
૨ શ્રી સિદ્ધ ભગવાનના ગુણગ્રામ કરતો થકો.
૩ દયા માતાની આઠ પ્રવચનની આરાધના કરે તો.
૪ ગુણવંત ગુરૂના ગુણગ્રામ કરતો થકો.
૫ સ્થીવર ભગવાનના ગુણગ્રામ કરતો થકો.
૬ બહુ સૂત્રીના ગુણગ્રામ કરતો થકો.
૭ તપસ્વીના ગુણગ્રામ કરતો થકો.
૮ ભણ્યો ગણ્યો જ્ઞાન વારંવાર ચિંતવતો થકો.
૯ શુદ્ધ સમકિત આરાધતો થકો.
૧૦ સાત પ્રકારે તથા પંચાવન પ્રકારે વિનય ભક્તિ કરે તો.
૧૧ કાળો કાળ અવશ્ય પ્રતિક્રમણ કરે તો.
૧૨ લીયાં વ્રત પ્રત્યાખાન નિર્મળ પાળે તો.
૧૩ ધર્મ ધ્યાન શુકલ ધ્યાન ધ્યાતો થકો.
૧૪ બાર ભેદે તપશ્ચર્યા કરે તો.
૧૫ અભયદાન, સુપાત્રદાન દેતો થકો.
૧૬ દશ પ્રકારે વૈયાવચ્ચ કરતો થકો.

૧૭ અપૂર્વ શાસ્ત્ર ભણતો થકો.
૧૮ અપૂર્વ શાસ્ત્રની વિનય ભક્તિ કરતો થકો.
૧૯ આગલી રાત્રી તથા પાછલી રાત્રી ધર્મ જાગરીકા કરે તો.
૨૦ ગામ નગર, પુરપાટણ વિચરતો સમકિત સ્થાપતો મિથ્યાત્વ ઉડાડતો જૈન ધર્મને દીપાવે તો.

---

## અતિશય જ્ઞાન ઉપાર્જન કરવાના ઠાણાંગ સૂત્રમાં ભગવંતે ફરમાવેલા ચાર બોલ.

૧ વિશુદ્ધ આહાર પાણી કરે તો.
૨ વિકથા છાંડે તો.
૩ કાળોકાળ અવશ્ય પ્રતિક્રમણ કરે તો.
૪ આગલી રાત્રી તથા પાછલી રાત્રી ધર્મ જાગરિકા કરે તો.

---

## પ્રશ્ન વ્યાકરણ સૂત્રના ચોથા સંવરદ્વારમાં શ્રી ભગવંતે શીયળ વ્રતની બત્રીસ ઉપમા કહી છે તે નીચે પ્રમાણે

૧ ગ્રહ, નક્ષત્ર, તારાના પરિવારમાં ચંદ્રમાં તથા સૂર્ય મોટા અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.
૨ સર્વ આગારમાં રત્નનો આગાર મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૩ સર્વ રત્નમાં વેડુર્યી નામા રત્ન મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૪ સર્વ આભૂષણમાં માથાનો મુગટ મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૫ સર્વ વસ્ત્રમાં ખેમજુગલ કપાસનો વસ્ત્ર મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૬ સર્વ ફુલની જાતમાં અરિબીન્ડ કમળનું ફુલ મોટું અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૭ સર્વ સુગંધમાં ગોખની આવના ચંદનની સુગંધી મોટી અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૮ સર્વ પર્વતોમાં ઓખવે કરીને ચુલહેમવંતનામા પર્વત મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૯ સર્વ નદીઓમાં સીતા અને સીતોતા નદી મોટી અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૧૦ સર્વ સમુદ્રમાં સ્વયંભુરમણ સમુદ્ર મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૧૧ સર્વ પર્વતોમાં ચુડીને આકારે રૂચક નામા પર્વત મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૧૨ સર્વ હાથીમાં ઇંદ્ર મહારાજનો ઐરાવત હાથી મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૧૩ સર્વ ચોપદમાં કેસરીસિંહ નાર મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૧૪ સર્વ સુવર્ણ કુમારજીમાં બેનુકુમારજી મોટા અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૧૫ સર્વ નાગકુમારજીમાં ધરણીંદ્ર પદ્મમાવતીજી મોટા અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૧૬ સર્વ દેવલોકમાં પાંચમો બ્રહ્મદેવલોક મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૧૭ સર્વ સભામાં સુધર્મી સભા મોટી અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૧૮ સર્વ સ્થિતીમાં લવ સતીયા દેવતાની સ્થતી મોટી અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૧૯ સર્વ દાનમા અભયદાન સુપાત્ર દાન મોટું અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૨૦ સર્વ રંગની જાતમાં કિરમજી રેશમનો રંગ મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૨૧ સર્વ સંઘયણુમાં વજ્રઋષભનારાચ સંઘયણ મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૨૨ સર્વ સંઠાણુમાં સમ ચોરસ સંઠાણુ મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૨૩ સર્વ ધ્યાનમાં ધર્મધ્યાન, શુક્લધ્યાન મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૨૪ સર્વ જ્ઞાનમાં કેવળજ્ઞાન મોટું અને પ્રધાન તેમ સર્વ વ્રતમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૨૫ સર્વ લેશ્યામાં પરમ શુક્લ લેશ્યા મોટી અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૨૬ સર્વ સાધુના પરિવારમાં તીર્થંકર મહારાજ મોટા અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૨૭ સર્વ ક્ષેત્રમાં મહાવીર ક્ષેત્ર મોટું અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૨૮ સર્વ પર્વતોમાં ઉચ્ચપણે મેરૂ પર્વત મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન..

૨૯ સર્વ વનમાં નંદન વન મોટું અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૩૦ સર્વ વૃક્ષમાં જંબૂ સુદર્શન વૃક્ષ મોટું અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૩૧ સર્વ સેનામાં ચક્રવર્તિ મહારાજની સેના મોટી અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૩૨ સર્વ રથમાં વાસુદેવજીનો સંગ્રામી રથ મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

---

## જીવ સોળ પ્રકારે કષાય કરે. (પન્નવણામાંના).

૧ આપણુ માટે કરે.
૨ પરાયા માટે કરે.
૩ આપણુ તથા પરાયા માટે કરે.
૪ નિરર્થક કરે.
૫ ખેતર માટે કરે.
૬ વસ્ત્ર માટે કરે.
૭ શરીર માટે કરે.
૮ ભંડ ઉપકરણુ માટે કરે,
૯ જાણતાં કરે.
૧૦ અજાણતાં કરે.
૧૧ ઉપયોગથી કરે.
૧૨ અનઉપયોગથી કરે.
૧૩ અનંતાનુંબંધી કરે.
૧૪ પ્રત્યાખ્યાની કરે.
૧૫ અપ્રત્યાખ્યાની કરે.
૧૬ સંજ્વલની કરે.

---

## શ્રી ભગવંતે ફરમાવેલી દસ પ્રકારની સંજ્ઞા.

૧ આહાર સંજ્ઞા.
૨ ભય સંજ્ઞા.
૩ મૈથુન સંજ્ઞા.
૪ પરિગ્રહ સંજ્ઞા.
૫ ક્રોધ સંજ્ઞા.
૬ માન સંજ્ઞા
૭ માયા સંજ્ઞા.
૮ લોભ સંજ્ઞા.
૯ ઓઘ સંજ્ઞા.
૧૦ લોક સંજ્ઞા.

### આહાર સંજ્ઞા ચાર કારણથી ઉપજે.—

૧ કોઠો ખાલી હોય તો આહાર સંજ્ઞા ઉપજે.
૨ ક્ષુધા વેદનીના ઉદયથી આહાર સંજ્ઞા ઉપજે.
૩ આહાર દેખવાથી આહાર સંજ્ઞા ઉપજે.
૪ આહારની ચિંતવના કરવાથી આહાર સંજ્ઞા ઉપજે.

### ભય સંજ્ઞા ચાર કારણથી ઉપજે.—

૧ અધીરજપણું હોવાથી ભય સંજ્ઞા ઉપજે.
૨ ભય વેદનીના ઉદયથી ભય સંજ્ઞા ઉપજે.
૩ ભયની પાસે જવાથી—ભય દેખવાથી ભય સંજ્ઞા ઉપજે.
૪ ભયની ચિંતવના કરવાથી ભય સંજ્ઞા ઉપજે.

### મૈથુન સંજ્ઞા ચાર કારણથી ઉપજે.—

૧ હાડ, માંસ, લોહી વધારવાથી મૈથુન સંજ્ઞા ઉપજે
૨ વેદ મોહનીના ઉદયથી મૈથુન સંજ્ઞા ઉપજે
૩ સ્ત્રી દેખવાથી મૈથુન સંજ્ઞા ઉપજે.
૪ સ્ત્રીની ચિંતવના કરવાથી મૈથુન સંજ્ઞા ઉપજે.

## પરિગ્રહ સંજ્ઞા ચાર કારણથી ઊપજે.—

૧ મમતા મુછો કરવાથી પરિગ્રહ સંજ્ઞા ઊપજે.
૨ લોભ વેદનીના ઉદયથી પરિગ્રહ સંજ્ઞા ઊપજે.
૩ ભંડ ઉપગરણ દેખવાથી પરિગ્રહ સંજ્ઞા ઊપજે.
૪ પરિગ્રહની ચિંતવના કરવાથી પરિગ્રહ સંજ્ઞા ઊપજે.

---

## શ્રી ઠાણાંગ સૂત્રમાં ચિત સમાધિ હોવાના દસ બોલ કહ્યા છે તે.

૧ અપૂર્વ જૈનધર્મ પાયો હોય તો ચિત્ત સમાધિ હોવે.
૨ જાતિ સ્મરણ જ્ઞાન હોવે તો ચિત્ત સમાધિ હોવે.
૩ દેવ દર્શન હોવે તો ચિત્ત સમાધિ હોવે.
૪ સાચો સ્વપ્ન આવે તો ચિત્ત સમાધિ હોવે.
૫ અવધિજ્ઞાન હોવે તો ચિત્ત સમાધિ હોવે.
૬ અવધિ દર્શન હોવે તો ચિત્ત સમાધિ હોવે.
૭ મનઃપર્યવજ્ઞાન હોવે તો ચિત્ત સમાધિ હોવે.
૮ કેવળજ્ઞાન હોવે તો ચિત્ત સમાધિ હોવે.
૯ કેવળ દર્શન હોવે તો ચિત્ત સમાધિ હોવે.
૧૦ કેવળ મરણ હોવે તો ચિત્ત સમાધિ હોવે.

---

# ભગવતી સૂત્રમાં ચૌદ સ્વપ્નાં શ્રી ભગવંતે ફરમાવ્યાં છે તે.



૧ હાથી ઘોડાના પલાન ઉપર ચઢતો થકો જીવ જાગે તો એજ ભવે મોક્ષે જાય.

૨ મહાવીર ક્ષેત્રને દોરી દેતો થકો જાગે તો એજ ભવે મોક્ષે જાય.

૩ પૂર્વ તથા પશ્ચિમ લોકાંતિકની દોરી છેદતો થકો જાગે તો જીવ એજ ભવે મોક્ષે જાય.

૪ પંચવર્ણી સુતર ઉજવતો થકો, સુજાવતો થકો જાગે તો જીવ મોક્ષે જાય.

૫ શિસા કથીરના ઢગલા ઉપર ચઢતો થકો જીવ જાગે તો બીજા ભવે મોક્ષે જાય.

૬ સોના ચાંદીના ઢગલા ઉપર ચઢતો થકો જીવ જાગે તો એજ ભવે મોક્ષે જાય.

૭ ઉકરડીને વિખરતો થકો જીવ જાગે તો એજ ભવે મોક્ષે જાય.

૮ ઘીનો ઘડો માથે ઉપાડતો થકો જીવ જાગે તો બીજા ભવે મોક્ષે જાય.

૯ મદીરાનો ઘડો ઢોળતો, ફોડતો, રેડતો થકો જીવ જાગે તો બીજા ભવે મોક્ષે જાય.

૧૦ પદ્મ સરોવરના કુલે છાંયો કરી અંદર પ્રવેશ કરતો થકો જીવ જાગે તો એજ ભવે મોક્ષે જાય.

૧૧ વાંસની જડ ઉખેડતો થકો જાગે તો જીવ એજ ભવે મોક્ષે જાય.

૧૨ બે ભુજાએ મોટા સમુદ્રમે તરતો થકો જાગે તો જીવ એજ ભવે મોક્ષે જાય.

૧૩ ભવનપતિના ભવનમા પ્રવેશ કરતો થકો જાગે તો જીવ એજ ભવે મોક્ષે જાય.

૧૪ વૈમાનિકના વિમાનમાં પ્રવેશ કરતો થકો જાગે તો જીવ એજ ભવે મોક્ષે જાય.

---

## સમકિતના ૬૭ બોલ.

૪ બોલ સંદેહણા:

૧ પરમાર્થ સંસંતવ—વાદી સૂત્રનો જાણકાર.

૨ પરમાર્થ જ્ઞાતુસેવન—જ્ઞાતીની સેવા કરે.

૩ વ્યાપિમ દર્શન વર્જન સમકીત તથા પતિતની સોબત વર્જે.

૪ કુદર્શન વર્જની—મિથ્યાત્વીની સોબત વર્જે.

૩ બોલ લીંગના:—

૧ શ્રદ્ધા–સાત દીવસના ભુખ્યાને જેમ ભોજનની રૂચિ હોય તેમ સમકીતી જીવને ધર્મોપદેશ શાસ્ત્ર સાંભળવાની રૂચિ હોય.

૨ ધર્મપર રાગ–યુવાન પુરૂષને યુવાન સ્ત્રીપર મોહ હોય તેટલો સમકીતી જીવને ધર્મ કરવાનો મોહ હોય.

૩ વૈયાવચ્ચ–અજ્ઞાની ગુરૂની સેવા કરે તેમ સમકીતી ગુરૂની સેવા કરે.

૧૦ બોલ વિનયના.

૧ અરિહંતનો વિનય. ૨. સિદ્ધનો. ૩. આચાર્યનો. ૪ ઉપાધ્યાયનો. ૫. સ્થાવરનો. ૬. ગુરૂના શિષ્યનો. ૭. ઘણા આચાર્યોના શિષ્યોનો ૮. સંઘનો. ૯. સ્વધર્મીનો. ૧૦. ક્રીયાવંતનો. એ દશનીવિનય ભક્તિ કરે. વિનય ૪ પ્રકારથી. ૧ ભક્તિથી. ૨. કીર્તિથી. ૩. માન દેવાથી. ૪. આશાતના ટાળવાથી.

૩ બોલ શુદ્ધના.

૧ મનથી અરિહંત સિવાય અન્યને ચિંતવવા નહિ.

૨ વચનથી અરિહંત સિવાય અન્યને ચિંતવવા નહિ.

૩ કાયાથી અરિહંત સિવાય અન્યને ચિંતવવા નહિ.

૫ બોલ દુષણના.

૧ શંકા, ૨ કંખા, ૩ વિતીગિચ્છા, ૪ પરપાસંડપરસંસા, પરપાસંડ સંથવો.

૫ બોલ ભૂષણના.

૧ જૈન ધર્મની ભક્તિ કરે જ્ઞાન ઉદકની ભક્તિ કરે.
૨ અરિહંત પ્રભુના મન, વચન, અને કાયાથી ગુણગ્રામ કરે.
૩ સાધુ, સાધ્વી તથા સ્વધર્મી ભાઇઓની સેવા ભક્તિ કરે.
૪ ધર્મ અજાણુને ધર્મનો માર્ગ બતાવે, જ્યાં જાય ત્યાં ધર્મ કથા કરે.
૫ ધર્મથી પડતા જીવને બોધ આપીને તેનું મન સ્થીર કરે.

૫ બોલ લક્ષણુના.

૧ સમ–શાંતિ સ્વભાવી સર્વનું ભલું ઇચ્છે આર્ત, રૂદ્ર ધ્યાન ધરે નહિ.
૨ સંવેગ–સર્વ પુદ્ગલો ઉપર મોહ રાખે નહિ.
૩ નિર્વેગ–પાંચ ઇંદ્રિઓને વશ કરે.
૪ અનુકંપા–છકાયની દયા પાળે.
૫ આસ્થા–શુદ્ધ દેવ, ગુરૂ–ધર્મ ઉપર શુદ્ધ શ્રદ્ધા રાખે.

૮ બોલ પ્રભાવનાના.

૧ પ્રવચની ભાવક–સૂત્ર સિદ્ધાંત ભણી જૈનધર્મ દીપાવે.
૨ ધર્મકથા પ્રભાવક–ઉત્તમ શૈલીથી, પ્રીય સ્વરથી કથા કહી દીપાવે.
૩ વાદી પ્રભાવક–વાદવિવાદ કરીને જૈન ધર્મ દીપાવે.

૪ નૈમિત્તિક પ્રભાવક–ભવિષ્યની વાત જાણી અવસરે ધર્મ દીપાવે.
૫ તપસ્વી પ્રભાવક–તપ કરીને ધર્મ દીપાવે.
૬ વિદ્યાવાન પ્રભાવક–અનેક પ્રકારની વિદ્યા ભણી ધર્મ દીપાવે.
૭ પ્રસિદ્ધ વૃત પ્રભાવક–જાહેરમાં વૃતો લઈ ધર્મ દીપાવે.
૮ કાવ્ય શક્તિ પ્રભાવક—કવિતાઓ બનાવી જૈન ધર્મ દીપાવે.

૬ બોલ ભાવનાના.

૧ ધર્મરૂપી વૃક્ષ, સમકીતરૂપી મૂળીયાં.
૨ ધર્મરૂપી નગર, સમકીતરૂપી દરવાજો.
૩ ધર્મરૂપી મહેલ, સમકીતરૂપી પાયો.
૪ ધર્મરૂપી ઘરેણાં, સમકીતરૂપી ડાબડો.
૫ ધર્મરૂપી રત્ન, સમકીતરૂપી તીજોરી.
૬ ધર્મરૂપી શહેર, સમકીતરૂપી કોટ (કીલ્લો)

૬ બોલ જયણાના.

૧ આલાપ–સમકીતી જીવને વંદના નમસ્કાર કરે.
૨ ક્ષલાપ–ક્ષેમ કુશળ પુછે વિશેષતઃ સત્કાર કરે.
૩ સમકીતી જીવને દાન આપે.
૪ પ્રદાન–વિશેષ પ્રકારે દાન આપે.
૫ વેદન–સમકીતી જીવને વિશેષતઃ વંદન નમસ્કાર કરે.

૬ સમકીતી જીવની પાછળ ગુણગ્રામ કરે.

૬ બોલ આગારના.

૧ રાજાભીયોગ. ૨ ગુણાભીયોગ. ૩ દેવાભીયોગ ૪ કાંતારવૃતિ. ૫ ગુરૂનીગ્રહ. ૬ બલવાનનો.

( આ છ આગાર સમકીતી જીવ માટે છે. કદાચ શાસ્ત્ર વિરૂદ્ધ કાર્ય કરવું પડે તો તેણે સેવે પ્રસંગે વિચારવું કે અહો! જો હું સાધુ દશામાં હોત તો મારે આવી વિડંબનામાં પડવું ન પડત. ધીઃક્કાર છે મારા આત્માને! જ્યારે હું શુદ્ધ સમકીત પાળીશ ત્યારેજ ધન્ય થશે. વળી પ્રસંગાનુસાર પ્રાયશ્ચિત લે. )

૬ બોલ ભાવનાના.

૧ સમકીતી જીવ પોતાના આત્માને અસંખ્ય પ્રદેશી જાણે.
૨ સુખ દુઃખનો કર્તા જાણે.
૩ સુખ દુઃખનો ભોક્તા જાણે.
૪ પોતાના આત્માને સિદ્ધ સમાન માને.
૫ મોક્ષ જવાનો કામી જાણે.
૬ મોક્ષ જવાનો ઉપાય જાણે. (જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપ.

## આત્મીક મુદ્રાલેખ.

૧ હે આત્મા ! એકાંતમાં સ્વવસ્તુ તપાસ.
૨ હે આત્મા ! તું તારા પોતામાં સમ.
૩ હે આત્મા ! તું પરમાત્મા થઈશ.
૪ હે આત્મા ! તું આપાપરનો ભેદ વિચાર.
૫ હે આત્મા ! તું કોણ છે, ક્યાંથી આવ્યો, ક્યાં જઈશ ? તેનો વિચાર કર.
૬ હે જૈન ! રાગ દ્વેષને જીત.
૭ હે ચિદાનંદ ! રત્નચિંતામણી ચાખ.
૮ હે પરિક્ષક ! અત્તરથી કીંમતી એવા પાણીની પરીક્ષા કર.
૯ હે અવિનાશી ! તારા શિવાય સર્વ વિનાશી ને ક્ષણભંગુર છે.
૧૦ હે ગુણાનુંભિલાષી ! ઘડીઆળની માફક તારા ગુણ ગુપ્ત રાખ.
૧૧ હે સમભાવી ! શત્રુ, મીત્ર, માન, અપમાન, સુખદુઃખ સમ લેખ.
૧૨ હે ક્ષુધાતુર ! ભોજન મોજ શોખ માટે નથી પણ ધર્મમય જીવન ગુજારવા માટે છે.
૧૩ હે મૂર્ખ ! આજેજ મરણ છે એમ સમજી ચેત.
૧૪ રે બાલ ! કાગ તાડન અર્થે ચિંતામણી રત્ન ફેંક મા.

૧૫ રે લોભી ! શયન કરવા પહેલાં જમે ઉધાર તપાસજે.
૧૬ હે દેવાનું પ્રિય ! સત્ય પણ પ્રીય વદજે. મીતભાષી બન.
૧૭ હે શીવાનંદી ! જેટલો પ્રેમ કનક, કામની અને કીર્તિ પર છે તેટલોજ તું ધર્મ માટે રાખ.
૧૮ હે પુદ્‌ગલાનંદી ! આ સુખ છતાં દુઃખ કોણ આપતું હશે ?
૧૯ હે ક્ષમાસાગર ! રતિ સમ અક્ષમા સમુદ્ર સમ ક્ષમાને પોતાના સમ બનાવી નર્કનાં બંધ દ્વાર ખુલાવે છે.
૨૦ હે ભાગ્યશાળી ! દેવો દેવ ભૂવન ત્યાગી તારી ઝુંપડીમાં રહેવા ભાગ્યશાળી માને છે.
૨૧ હે ચિંતાતુર ! જેટલી ચીંતા વેદના માટે છે તેથી વિશેષ બાકીના સાત શત્રુઓ માટે રાખ.
૨૨ હે મુગ્ધ ! સંસારની મોહજાળમાં મુગ્ધ બનીશ નહિ.
૨૩ હે જીવનાભિલાષી ! એક દિવસ અજાણ્યા મરવું છે તેની માળા ફેરવજે.
૨૪ હે સત્ય સંશોધક ! દાન, દયા, દિનતા વિના શિવપદ દૂર છે.
૨૫ હે મુસાફર ! પંથ વિકટ છે, લુંટારા (મોહ–કષાય–આઠ કર્મ.) ઘુમે છે તેથી જોખમ ઘણું છે માટે સાવચેત રહેજે.
૨૬ હે વ્યાપારી ! આત્મિક ઉદય માટે અસંતોષી રહેજે અને વિષયાદિકમાં સંતોષી રહેજે.

૨૭ હે સુખાભિલાષી ! ઈષ્ટ અનિષ્ટ સંયોગ ત્યાગ.
૨૮ હે શિવાભીલાષી ! દાન, શિયળ, તપની ભાવના ભાવ.
૨૯ હે શુરવીર ! કર્મ તે તારા નોકરો છે. તું સ્વતંત્ર રાજા છે.
૩૦ હે જંજાળી ! રાત્રી દિવસ રૂપી રાક્ષસો તારી જીવન દોરી કાપે છે.
૩૧ હે કરૂણાનિધી ! કરૂણામૃતનું પાન કર.



૧ બાહિર, અંતર, પરમાત્મા એ ત્રણમાંથી તું કોણ ?
૨ અશાતામાં અરતિ શાતામાં રતિ ભાવ તે સંસારીના છે.
૩ પરિસહ સમયે નર્કની વેદના યાદ રાખ.
૪ તારામાં અને સંસારમાં ભાવ ભિન્નતાનો ભેદ વિચાર.
૫ વીતરાગ ભાવના તારામાં કેટલા અંશે છે ?
૬ સિદ્ધ સમાન તેં તારા આત્માને બનાવ્યો છે કે નહિ.
૭ ચારિત્રના પજવા તારામાં કેટલા અંશે છે ?
૮ શરીર પોતાનો ધર્મ ભજવે તો તું તારો ધર્મ શા માટે ભૂલે છે ?
૯ જ્યાંસુધી વીતરાગ પ્રવૃત્તિ નથી ત્યાંસુધી મોક્ષ પદનો અધિકારી નથી.
૧૦ સમયે સમયે તને પોતાને સિદ્ધ તરીકે ઓળખ.
૧૧ ઇષ્ટાનિષ્ટ પર સમભાવ રાખતાં શીખ.
૧૨ કષાય પ્રસંગે કષાય કરી કેવળરૂપ પ્રાપ્ત કરી લે.

૧૩ અનંતી વખત પાંચ મહાવ્રત પાંચ સુમતી ત્રણ ગુપ્તિ દેવગુરૂ ધર્મ તપશ્ચર્યા કરી તદ્દપિ ભવાંત કેમ ન થઇ શક્યો ? શું આ પ્રવૃત્તિથી થશે?

૧૪ આત્માને પરમાત્માનું ભાન કરાવ.

## ઉત્તમ વાક્યો.

૧ અલ્પ આયુષ્ય, મહાન પાપ, અરધા શેર અનાજની જરૂર અને લાખ મણની ચીંતા, સાડાત્રણ હાથ જમીનની જરૂર અને મોટા મ્હેલોની ચીંતા, ૧૦-૨૦ વર્ષોનું આયુષ્ય અને અ. સં. વર્ષોની ગણત્રીની કલ્પના. આતે ક્યાંનો ન્યાય ?

૨ સંસારી જીવોની અજ્ઞાનતામાં તન્મયતા જોઇ ખરેખર ત્રાસ વછુટે છે. જે માણસ બકરીથી ડરે છે તે કેસરી સિંહની ઘોર ગર્જના તથા તેનો માર કેવી રીતે સહન કરી શકશે ? જે આત્મા કીડીના ડંખથી ધ્રુજે છે તે આત્મા ચંડકોશીઆ જેવા ઝેરી સર્પના ડંખ કેવી રીતે સહન કરી શકશે. જે માણસ સામાન્ય સ્નાન માટેના વિશેષ ઉષ્ણ પાણીથી ત્રાસ પામે છે તે આત્મા પાણીથી નહિ પણ અગ્નિ રસથી ઉકળતી વૈતરણી નદીમાં કેવી રીતે બળાત્કારે સ્નાન કરવા હિંમત ખેડશે ? જે આત્મા જંગલ જતાં બાવળનો કાંટો

વાંગવાથી બૂમ પાડે છે તે આત્મા ભાલા બરછી, તરવાર, પાવડા, કટાર અને છરીની તીક્ષ્ણ ધારો કેવી રીતે સહન કરી શકશે?

૩ સાધુ ગુરૂની ભક્તિ કરવી, સંસારીએ માતા પિતાની આજ્ઞા માની ધર્મ દીપાવવો.

૪ શ્રાવક ધર્મ પાળીને અનંત જીવો મોક્ષને નજદીક કરી શક્યા છે.

૫ આત્મા અને શરીર ભિન્ન છે, આત્મા અજર, અમર, અવિનાશી છે; શરીર સુખ દુઃખ અનુભવે છે; આત્માને નથી સુખ, નથી દુઃખ, નથી માન, અપમાન. માત્ર શરીર અનંતા કાળ થયાં દગો દેતું આવ્યું છે અને દેતું જાય છે.

૬ સંસારનાં કામો ખોટાં છે, ધર્મ તેજ સાર પદાર્થ છે, આવાં વાક્યોને યાદ રાખીને ભરત મહારાજા અને મરૂદેવી માતાજી સંસાર અવસ્થામાં કેવળજ્ઞાન મેળવી શક્યાં હતાં તો તેવા ઉંચા વિચારો અને ભાવનાઓ રાખવી.

૭ સંસાર સુખમાં લોભ રાખવો નહિ.

૮ સુખ અને દુઃખ સમભાવે ગણો.

૯ સંસારની અનિત્યતા હંમેશાં વિચારો.

૧૦ પાપનો પશ્ચાતાપ કરો.

૧૧ વર્તમાન, ભૂત, અને ભવિષ્યનો વિચાર કરો.

अ વર્તમાનમાં કેવું જીવન છે?

ब ભુતકાળમાં કેવું હતું?

क ભવિષ્યમાં કઇ ગતિને પ્રાપ્ત થઇશું?

ड અત્યારે મરણ આવે તો શી ગતિ થાય!

૧૨ મરણ આવવા છતાં ભયભ્રાંત ન થવું પડે તેનો વિચાર કરો.

૧૩ એક મીનીટ પણ આર્ત, રૌદ્ર ધ્યાન કરવું ન પ તેવા બનો.

૧૪ મરણના નામથી ભય પામો નહિ પણ હર્ષ પામો.

૧૫ વેદનીના સપાટામાં આવતાં રૂદન ન કરો પણ હ પામો.

૧૬ ચંદ્ર સૂર્ય જેવા નિર્મળ બનો.

૧૭ લોહીવાળું કપડું લોહીની નદીમાં ધોઈ સ્વચ્છ કર જેવાં કાર્યો કરતાં વિચાર કરો.

૧૮ કોયલાને સફેદ કરવા ભૂત ઇંદ્રિય અને ભોગેચ્છાને કરી સંતુષ્ટ થવાની મિથ્યા આશા રાખશો નહિ.

૧૯ શત્રુ, મિત્ર, માન, અપમાન, સુખ, દુઃખ વિ કેવળ ભ્રમ છે.

૨૦ કસ્તુરીઆ મૃગ માફક મદવાળા બની પર વસ આનંદ શોધવા ફાંફાં મારશો નહિ.

૨૧ આયુષ્ય અલ્પ છે, આશા અનંત કાળમાં પણ પૂર્ણ ન થાય તેટલી લાંબી છે.

૨૨ એક એક આત્મા સમયે સમયે અનંત કર્મ ત્રોડે છે, એક એક આત્મા સમયે સમયે અનંત કર્મ બાંધે છે.

૨૩ છદ્મસ્થ અવસ્થા ૬૦ વર્ષના વૃદ્ધને પણ મરવું છે એમ કહી સાવધાન કરતી દેખાતી નથી તો બાળકોને કયાંથી સાવધાન કરે.

૨૪ નિકટ ભવી, મોક્ષગામી, પુણ્યશીલ પુરૂષોને બાળવય ને વૃદ્ધાવસ્થામાં એક સરખો મરણનો ભય, ધર્મરૂચી, અને ધર્મ ક્રીયાશીલપણું વર્તે છે.

૨૫ વિષયેચ્છા તેના સાધનોની પુર્તી કરવાથી તૃપ્ત થતી નથી, થઇ નથી અને થશે પણ નહિ. માત્ર સાધનોનો ત્યાગ કરવાથી, તે ઇચ્છાને પ્રવર-તપ સંયમથી ભસ્મ કરવાથીજ અપૂર્વ શાંતિ અનુભવાશે. અગ્નિમાં ઘી નાંખવાથી શાંત થાય તોજ વિષયેચ્છા વિષય ભોગવતાં તૃપ્ત થાય.

૨૬ મનુષ્યના વાળ ધોળા થાય છે, દાંત પડી જાય છે, શરીર વાંકું વળી જાય છે; ગુલાબી રક્તમય શરીર શુષ્ક ખોખું થાય છે છતાં જીવનની આશા અને વિષયની ઇચ્છા નષ્ટ પામતી નથી.

૨૭ દારૂમાં ઉન્મત્ત થએલ મનુષ્ય જેમ સ્રીને માતા, માતાને સ્રી કહે છે તેમ સંસારી જીવો મોહ ઘેલછામાં

સત્ય સુખને દુઃખ અને દુઃખ સાગરના દેનારને સુખનો વિધાતા માને છે, ધર્મને અધર્મ અને અધર્મને ધર્મ કહે છે.

૨૮ છોડવાની વસ્તુ ભેગી કરે છે, અને ભેગી કરવાની વસ્તુને તિલાંજલી આપે છે તેવો મુર્ખ કોણ? સંસારમાં રક્ત. અહા! સંસારની વિચિત્ર દશા છે.

૨૯ અર્ધો શેર અન્ન અને એક ટુકડા વસ્ત્ર માટે મનુષ્યો ચિંતામણી રત્ન હારી રહ્યા છે. ભાગ્યશાળી પુરૂષોજ ધર્મતત્વને ઓળખી શક્યા છે.

---

## ભવાંત ભેદક!

૧ તું તારામાં સમાઈ જા.

૨ ચંદનનો દાવાનળ કરી દરીદ્રિ શીતની દયા મા કર.

૩ પર જોખમદારી તને અનંત જોખમમાં ન નાંખી દે. સાવધ

૪ પર દયા તે ગુલામી છે—સ્વદયા તે શેઠાઈ છે.

૫ પુદ્‌ગલાનંદ તે પુદ્‌ગલ પરાવર્તન છે. પુદ્‌ગલાનંદનો પરાજય કર.

૬ દશ પૂર્વના જ્ઞાનમાં કયા દર્શનની ખામી હતી? પૂર્વના જ્ઞાનમાં કયી પ્રવૃત્તિની ખામી હતી, કયા

જ્ઞાનની; ખામી હતી; ક્યા સંઘયણની ખામી હતી? ખામી તરત શોધ અને પુરી કર.

૭ ક્રોધ અને કટુ અમૃત માનતાં શરમા.

૮ માન તે મિષ્ટ કિંપાક છે.

૯ ક્રોધ સ્કંધજીને ૮૪ લક્ષ જીવાયોનિમાં ભ્રમણ કરવું પડયું.

માન–બાહુબલજીને દીર્ઘ સમય છદ્મસ્થાવસ્થામાં રહેવું પડયું.

માયા–મલ્લીનાથજીને સ્ત્રી લીંગ થવું પડયું.

લોભ–ઢંઢણજીને સાધુ દશામાં આહારની અંતરાય વેઠવી પડી.

૧૦ નિંદ તે સમ્યક્ત્વનો ઉપકાર દ્વારપાલ છે, નિંદક તે મોક્ષ માર્ગનો દ્વારપાલ છે.

૧૧ જાહેર જીવન તે જીવ યોનીનો જંપાપાત છે. ગુપ્ત જીવન તે આત્મીક શીવસ્થાનની સુગંધીના સભાસદનો ગુચ્છો છે. જાહેર જગ્યામાં જન્મ લેવો હોય તો જાહેર થા.

૧૨ ગુપ્ત સ્થાન તે શિવગુણ વરમાલા છે. જાહેર સુલેચ્છા તે ઝાંઝવાનું જળબિંદુ છે.

૧૩ પ્રસંશા તે પાશરૂપી ચળકતો પત્થર છે.

સ્વનિંદા તે નહિ, પ્રાપ્ત થયેલ નિધાન છે.

૧૫ પ્રસંશા નહિ, નિંદા તે પૂર્વે ઇચ્છેલ પ્રસંશાનો અંકુરો છે.

૧૬ ક્ષુધા તે પૂર્વે ભોગવેલ ૩૨ રસવંતા પકવાનનો ક્ષુદ્ર નિસો છે.

૧૭ શોક તે પૂર્વે હાસ્ય કરેલની હવેલી છે.

૧૮ તૃષા તે પૂર્વે ભોગવેલ સરબતનો અતૃપ્ત નીસો છે.

૧૯ ડાંસ મચ્છર તે પૂર્વે ભોગવેલ મચ્છરદાનીના ચિતારનુ દ્રશ્ય છે.

૨૦ અચેલ તે દ્રવ્યજીનકલ્પ દશા છે.

૨૧ અરઇ તે પૂર્વે ભોગવેલ રત્યાનંદનું અજીર્ણ છે.

## વેદની સમયે ફરજ.



૧ શરીર આત્મા બન્ને ભિન્ન છે.

૨ લેણદાર લેણું લેવા આવેલ છે, શાહુકારની ફરજ છે કે કરેલું દેવું ચુકાવવું.

૩ આ ભવમાં લેણું નહિ ચુકાવું તો પરભવ કે કયા ભવે કયા સંજોગોમાં ચુકાવીશ ?

૪ જ્ઞાન દર્શન અને ચારિત્ર એ ત્રણે વસ્તુ આત્માની છે.

૫ પ્રભુ મહાવીરના કાનમાં ખીલા ઠોક્યા, ૪૯૯ શિષ્યોને ઘાણીમાં પિલ્યા, ગજ સુકુમાળના મસ્તકે ખેર અંગારા તો આ વેદના શા હિસાબમાં. અનંતી વખત

સાતમી નરકથી પહેલી નરક સુધીમાં અનંતકાળ માટે અનંત અનંત વેદના પરાધીનતામાં સહન કરી તો આ વેદના તે હિસાબે તો ક્ષુલ્લુક છે.

૬ હાડ માંસ લોહી એ ત્રણે શરીરની વસ્તુઓ છે. બન્નેમાં અનંત ઘણો તફાવત છે. હાડ, લોહી, માંસની દરકાર રાખીશ નહિ.

૭ વેદની સમયે સમભાવ રાખવાથી દ્રવ્યે વેદની ક્ષીણ થાય છે, ભાવે અનંત જન્મ, જરા, મરણની પીડા કાપે છે.

૮ માને તો દુ:ખ છે ન માને તો અનંત સુખ છે.

૯ સમદ્રષ્ટિ જીવો ~~કૃષ્ણ,~~ શ્રેણિક વિગેરે નરકમાં રહ્યા થકા સમભાવ રાખી રહ્યા છે તો તું પાંચમા છઠ્ઠા સાતમા ગુણસ્થાનકનો અધિકારી છે.

૧૦ વેદનીનો તું કાંઈ નોકર નથી જેથી તેનો દબાવ્યો દબાઇ જાય, વેદની તે તારા પરનો મેલ છે તેને દુર કરવો તે તારૂં પ્રધાન કર્તવ્ય છે.

૧૧ હાડ-લોહી-માંસ આદિ સંસાર બંધન છે, ખાવું છે તે કુંટવા માટે, પીવું તે પરઠવવા માટે અને પહેરવું તે ફાડવા માટે. આ ત્રણ જગતના મુખ્ય સિદ્ધાંતો છે અને તેના નીકળતા અંતિમ સારમાં મુગ્ધો મુંઝાય છે.

# ઉત્તમ વિચારણા.



માન અપમાન સમચિત ગણે, સમ ગણે કનક પાષાણ;
વંદન, નંદન સમ ગણે, ઈસો હોય તુજ જાણ. ૧

શું રાચું હું લલના તનુમાં, ચંદી છે સ્ત્રીની કાયા;
શું રાચું હું ધન સત્તામાં, જુઠી છે તેની માયા. ૨
શું રાચું હું વાડી માંહી, વાડીની છે નશ્વરતા;
જે જન જેમાં રાચે પ્રેમે, તે જન તેમાં અવતરતા. ૩

શું રાચું હું શરીરમાંહી, શરીર પણ જુદું થાતું;
શું રાચું હું મિષ્ટ જમણમાં, મિષ્ટ તે વિષ્ટા થાતું. ૪
શું રાચું હું મોજ મજામાં, તેમાં સુખ ન પરખાતું.
શું રાચું હું સ્નાન કૃત્યમાં, શરીર શોભા કરમાતી. ૫
શું રાચું હું યુવાપણામાં, ચાર ઘડીનું ચાંદરડું.
શું રાચું હું રમત ગમતમાં, પરભવ જાતાં નહિ સરણું. ૬
શું રાચું હું હવા દવામાં, હવા દવા મૂકી જાવું.
શું રાચું હુ મિત્ર વૃંદમાં, અંતે તો ન્યારા થાવું. ૭
શું રાચું હું સ્વજન કુળથી, અંત કોઇ ન છે બેલી.
શું રાચું હું ભ્રાત જનકમાં, જુદા વખત છેલી. ૮

## ગુરૂ ભક્તનો વિનય.

(શાર્દુલવિક્રિડિત)

વંદુ વીર નમાવું શિર તમને, સન્માન હું સર્વદા;
સત્કારૂં સદબુદ્ધિ એ શુભ ગુરૂ, આચાર્ય સુંદર સદા. ૧
કલ્યાણી કરૂણા કરી ગુણ ધણી, માંગલ્યકારી મુની;
જીવોને સુખદાય અમાય સરખા, ગંભીરતાદિ ગુણી. ૨

---

## ઉત્તમ પદ.

અજકુલ ગતિ કેસરી લહેરે, નિજ પદ સીંહ નિયાળ,
તીમ પ્રભુ ભક્તિ લહેરે, આત્મ શક્તિ સંભાળ. ૧
સમાય તું તારા વિષે, તારૂં તારી પાસ;
મારૂં મારૂં ક્યાં કરે, ધરતો પરની આશ. ૨
દેખી આત્મ સ્વરૂપને, જાણ્યો પુદ્દગલ ખેલ;
ત્યારો તેથી આતમા, ચિદાનંદ ગુણ રેલ. ૩
અહં બુદ્ધિ પરમાં ધરી, પરમાંહી બંધાઉં;
અહં બુદ્ધિ જો આત્મમાં, તો હું કયાં રંગાઉં. ૪
રાગ દ્વેષ ત્યાગ બિન, મુક્તિકો પદ નહિ;
કોટી કોટી જપ તપ કરે, સર્વ અકારજ પાઈ. ૫
ત્યાગ વિરાગ વિના કદી, થાય ન આત્મજ્ઞાન;

આત્મ જ્ઞાન વિના કદી, પામે નહિ શિવ ઠાણુ. ૬
રમણી રામા દેખતાં, પ્રેમી મનમાં પ્યાર;
તેથી અધિકે સદ્‌ગુરૂ, શિષ્ય તણો નિર્ધાર. ૭
અખંડ અક્ષય શાસ્વતું, દેખી આત્મસ્વરૂપ;
તેથી ચમક્યો આત્મા, અરે હું તો મહાભૂપ. ૮

---

## જાણુવા જોગ !

દેવતાને જેટલા સાગરોપમનું આયુષ્ય હોય તેટલા હજાર વર્ષે આહારની ઇચ્છા થાય છે અને તેટલા અર્ધ મહીને શ્વાસો શ્વાસ લે.

મેઘકુમારની માતાને વરસાદનો દોહદ ઉપન્યો હતો.

કોણીકની માતાને પિતાનું માંસ ખાવાનો દોહદ ઉત્પન્ન થયો હતો.

અભય કુમારની માતાને જીવદયાનો દોહદ ઉપન્યો હતો.

| | | | |
|---|---|---|---|
| બેઇંદ્રીયનો જીવ | ૪૮ મીનીટમાં | ૮૦ | વખત જન્મે તથા મરે. |
| તેઇંદ્રીયનો જીવ | ,, | ૬૦ | ,, |
| ચોરેંદ્રીયનો જીવ | ,, | ૪૦ | ,, |
| અસંજ્ઞીપંચેન્દ્રિયનો જીવ | | ૨૪ | ,, |
| માટીનો જીવ માટીમાં | ,, | ૧૨૮૨૪ | ,, |
| પાણીનો જીવ પાણીમાં | ,, | ,, | ,, |

અગ્નિનો જીવ અગ્નિમાં ૪૮ મીનીટમાં ૧૨૮૨૪ વખત જન્મે–મરે.
વાયુના જીવ વાયરામાં ,, ,, ,,
લીલોતરીના જીવ લીલોતરીમાં ,, ૩૨૦૦૦
કંદમુળના જીવ કંદમૂળમાં ,, ૬૫૫૩૬ ,,
પગના તળીએથી જીવ જાય તો નરકમાં જાય.
સાથળમાંથી ,, ,, તિર્યંચમાં જાય.
ડુંટીમાંથી ,, ,, મનુષ્યમાં જાય.
આંખમાંથી ,, ,, દેવતા થાય.
સર્વ શરીરેથી ,, ,, મોક્ષે જાય.
માટીનો જીવ માટીમાં અસંખ્યાતો કાળ રહે.
પાણીનો જીવ પાણીમાં ,, ,,
અગ્નિનો જીવ અગ્નિમાં ,, ,,
વાયરાનો જીવ વાયુમાં ,, ,,
લીલોતરીનો જીવ લીલોતરીમાં ,, ,,

કીડી મકોડીનો જીવ કીડી મકોડીમાં સંખ્યાતો કાળ રહે.

જ્ઞાનાવરણીય કર્મ: આંખના પાટા સમાન છે, જ્ઞાન થવા ન દે.

દર્શનાવરણીયકર્મ: રાજાના સીપાઇ સમાન દેખવા ન દે.

વેદનીય કર્મ: અફીણ તથા સાકરથી ખરડેલ તરવારની ધાર સમાન. ચાટે તો ગળી લાગે પણ જીભ કપાય.

મોહનીય કર્મ: દારૂ પીધેલ માણસ સમાન સત્ય ધર્મની ખબર પડવા ન દે.

આયુષ્ય કર્મ: કેદખાના સમાન, ચાર ગતિમાં રોકી રાખે.

નામ કર્મ: ચિતારા સમાન, સારૂં ખોટું રૂપ કરે.

ગોત્રકર્મ: કુંભાર સમાન.

અંતરાય કર્મ: રાજાના ભંડારી સમાન, ધર્મ ધ્યાન કરવા ન દે.

દલાલી: કૃષ્ણ દીક્ષા.

અશરણ: અનાથી મુનિ.

શીયળ: સુદર્શન શેઠ.

સ્ત્રી પરીક્ષા: ધણી બીમાર.

છે નથી: વેશ્યા ( વેશ્યાને આ ભવમાં છે પણ પરલોકમાં મળવાનાં નથી.)

છે છે: શ્રાવક: ( આ ભવમાં ઉદાસીન વૃત્તિથી ભોગ ભોગવે છે, પરભવમાં પણ મળવાના છે.

નથી છે: સાધુ ( આ ભવમાં ભોગને ત્યાગ્યા છે. પરભવમાં અતુલ સુખ મેળવનાર છે.

નથી નથી: કસાઈ ( આ ભવમાં સુખ નથી, પરભવમાં પણ મળવાનું નથી. )

ચક્રવર્તીની રીદ્ધી: ૬૪૦૦૦ સ્ત્રી, ૩૨૦૦૦ દેશ. ૯૬ કરોડ ગામ, ૮૪ લાખ હાથી, ૮૪ લાખ રથ, ૮૪ લાખ ઘોડા, ૯૬ કરોડ પાયદળ, ૧૪ રત્ન, ૯ નિધાન.

જુગલીઆનું ખાનપાન: ચણાની દાળ.

પ્રમાદનું બીજ: સંસાર.

ચૌદ રાજ લોકઃ ધર્મ, અધર્મ, આકાશ, પુદ્‌ગલ જીવાસ્તિકાય હોય તે.

જીવના ૫૬૩ ભેદઃ તે ૧૪ ભેદ નારકી, ૪૮ ભેદ તિર્યંચ, ૩૦૩ ભેદ મનુષ્ય, અને ૧૯૮ ભેદ દેવના મળી કુલ ૫૬૩.

તીર્થંકર કોણ થાય ?—વૈયાવચ્ચ કરે તે.

પલ્યઃ ચાર હજાર ગાઉનો લાંબો અને પહોળો માથાના વાળથી પણ બારીક વાળનો કુવો ભર્યો હોય તેમાંથી સો વરસે એક વાળ કાઢે અને તે પ્રમાણે કાઢતાં ખાલી થતાં જે સમય લાગે તેને પલ્ય કહે છે.

સાગરઃ દસ ક્રોડાક્રોડિ પલ્યનો એક સાગર.

સુક્ષ્મ પુદ્‌ગલ પરાવર્તનઃ ક્રમસર જન્મ મરણ કરી લોક પુરો કરે તે.

બાદર પુદ્‌ગલ પરાવર્તનઃ આઘા પાછી જન્મ મરણ કરી લોક પુરો કરે તે.

શ્રાવકને પાંચ સ્થાવરની હિંસા ક્યારે લાગેઃ પુત્ર દહન ક્રિયા વખતે.

સૂર્ય કેટલો તપેઃ ઉંચે સો જોજન, નીચે અઢારસેં જોજન, તીછો સુડતાલીસ હજાર બસો ત્રેસઠ જોજન.

ચાર કષાય કયાં કયાંઃ **નારકી (ક્રોધ), મનુષ્ય (માન), તિર્યંચ (માયા), દેવતા (લોભ).**

કાચા પાણી વિષેઃ મેરૂ પર્વત જેટલો મીઠાનો ઢગલો

કરીએ તેમાં જેટલા જીવ છે તે કરતાં સોયના નાકા ઉપર રહેલ પાણીના બીંદુમાં વિશેષ જીવ છે.

સમદૃષ્ટિ જીવને સાત બોલનો બંધ ન પડે: ૧ ભવનપતિ, ૨ વાણુવ્યંતર, ૩ જ્યોતિષી, ૪ નરક, ૫ તિર્યંચ, ૬ સ્રી વેદ, ૭ પુરૂષ વેદ.

દેવતાઓ એક સમયમાં અસંખ્યાતા ચવે છે, મનુષ્ય ઉત્કૃષ્ટ ૨૯ આંકમાં હોય છે પરંતુ નવ લાખ પંચેન્દ્રિ જીવો તો એક સ્રીની યોનિમાંજ રહે છે.

## છુટું છવાયું!

શ્રાવકજી હંમેશાં નિચેના મનોરથો ચિંતવે.

૧ હું સંસારના આરંભ પરિગ્રહનો કયારે ત્યાગ કરીશ?

૨ સંસારની ભ્રમ જાળ ત્રોડી ચારીત્ર અંગીકાર કયારે કરીશ?

૩ સંથારો કરી પંડીત મરણે કયારે મરીશ?

૪ નવ વાડે કરી સહિત શિયળ પાળીશ તે દિવસ ધન્ય થશે.

૫ છ કાય જીવની રક્ષા કરીશ તે દિવસ ધન્ય થશે.

૬ આગાર ધર્મ છોડી અણગાર ધર્મ અંગીકાર કરીશ તે દિવસ ધન્ય થશે.

૭ મારો આત્મા પાપમય સંસારી જીવનનો ત્યાગ કરી એકાંત ધર્મ સાધુ જીવન પાળશે તે દિવસ ધન્ય થશે.

૧ **દાન.** ધન્નો ને શાળીભદ્ર અગણિત ઋદ્ધિના ભોગી થઈ દેવલોકે ગયા યાવત્ તેઓ મોક્ષ પામશે એમ જાણી સુપાત્રે દાન દેવું.

૨ **શિયળ.** સુદર્શન શેઠને શુળી ફીટી સિંહાસન થયું, કળાવતીનાં કપાએલાં કાંડાં નવપલ્લવ થયાં એમ જાણી શિયળ પાળવું.

૩ **તપ.** ધન્નો અણગાર, દૃઢપ્રહારી મુનિ, હરીકેશી મુનિ. અને ઢંઢણ મુનિ તપના પ્રભાવથી કર્મ ખપાવી મોક્ષે ગયા એમ જાણી તપ કરવું.

૪ **ભાવના.** પ્રસન્નચંદ્ર રાજર્ષિ, ઇલાચી કુમાર, કપિલ મુનિ, ખંદક મુનિના શિષ્યો, ભરત ચક્રવર્તિ અને મરૂદેવી માતા ભાવનાના પ્રભાવથી મોક્ષપદ પામ્યા એમ જાણી ભાવના ભાવવી.

૫ **સત્ય.** અગ્નિ પાણી સમાન, ઝેર અમૃત સમાન, સર્પ ફુલની માળા સમાન થાય છે એમ જાણી સત્ય બોલવું.

૬ **ધર્મ.** હું મરણના દુઃખમાં રહ્યો છું, મારૂં આયુષ્ય ક્ષણ માત્ર નથી એમ જાણી ધર્મ કરવો. જેમ લોભી પુરૂષ ધનની પ્રાપ્તિમાં નિરંતર મશ્ગુલ રહે તેમ ધર્મી પુરૂષોએ જ્ઞાન મેળવવામાં તત્પર રહેવું.

શાસ્ત્ર શ્રવણ, શ્મશાન અને રોગ એ ત્રણે વૈરાગ્ય ઉપજવાનાં મુખ્ય કારણો છે.

દુઃખીને દિલાસો આપજો પણ હીંમત છોડી ગભરાવશો નહિ.

એક સારી માતા સો માસ્તરનું કામ કરે છે.

વિષયાશક્ત મનુષ્યો સદા દુઃખી છે.

જેની તૃષ્ણા વિશાળ છે તે હંમેશાં દરિદ્રી છે.

ખરાબ વિચાર કરવા એ ઝેર પીવા બરાબર છે.

જેણે મન જીત્યું તેણે જગત જીત્યું.

જેણે કામ જીત્યો છે તે સર્વ શુરાઓનો સરદાર છે.

જ્ઞાન ગર્વ માટે નથી, પણ સ્વપરના બોધ માટે છે.

યાદ રાખજો કે આંખો બંધ થયા પછી આપણું કાંઈ નથી.

ક્ષમારૂપી શીતળ જલથી ક્રોધાગ્નિને શાંત કરો.

સખાવત વગરની દોલત ચૈતન્ય વિનાના દેહ જેવી નિર્માલ્ય છે.

દુઃખી ગરિબ વિધવાનાં ઉષ્ણ અશ્રુ લુંછવાં અને નિરાધારોનું અન્નથી પોષણ કરવું એ બે બરાબર છે.

ખર્ચ ઘટાડો એટલે પાપ ઘટશે.

જ્યાં ભોગ છે ત્યાં રોગનો નિવાસ છે.

જો તું દુષ્કૃત્યમાં દોરાતો હોય તો આજેજ મરણને સ્મર.



# વૈરાગ્યમય કાવ્યો.

## તું શું કરે ?

(હરીગીત).

આ કષ્ટની માળા અરે, તું ફેરવીને શું કરે,
કિરતારના અંતર વિષે, હસ્તે ધરી તું શું કરે. ૧
નિત્ય ન્હાય નિરમળ નીરથી, સરીતા સરોવરમાં જઈ,
પણ મેલ ના મનનો મટયો, જળ વાપરી તું શું કરે. ૨
ટીલાં અને ટપકાં કરી, છો ભસ્મ સૌ અંગે ધરી,
પણ શરીરમાં શયતાન છે; ભભુતી ભરી તું શું કરે. ૩
બસ રામ રામ પુકારતો, પણ પ્રેમ ના પ્રભુના પરે,
ના રેમ તુજ હૃદયે રહે, ઇશ છેતરી તું શું કરે. ૪
રે દેવ દર્શન માટે તું, ફરતો ફરે સૌ મંદિરે,
આકીનના અંતર વિષે, ફોગટ ફરી તું શું કરે. ૫
તું નેત્ર ઢાંકીને સદા, બસ ધ્યાન ધરતો ઢોંગથી,
પણ ચિત્ત તુંજ ચંચળ રહે, ફતવા કરી તું શું કરે. ૬
ધારણ કર્યાં છે શ્વેત વસ્ત્રો, સાફ દીલ કીધું નહિ,
દેખાવ છો સુતકી સદા, ધોળાં ધરી તું શું કરે. ૭
એકાદશીને અન્ય કંઈ, ઉપવાસ કરતો કષ્ટથી,
પણ ભ્રષ્ટ છે તુજ ભાવના, ભૂખે મરી તું શું કરે. ૮
જે ડોળ રાખે બ્હારનો, તે હોય જો હૈયા વિષે,
હરી હાથ છે જ્ઞાની કહે, ખટપટ કરી તું શું કરે. ૯

---

## જીંદગી માટે.

(ગઝલ.)

અમર નહિ કોઈની કાયા, જીવનનો શો ભરૂંસો છે,
છતાં પણ મોહ ને મમતા, કઇ એ જીંદગી માટે? ૧
જગતમાં જન્મ્યું જે કોઈ, જવાનું એક વાટે છે,
છતાં તારૂં અને મારૂં, કઇ એ જીંદગી માટે. ૨
હજારો રાય ને રાણા, મહર્ષી બ્રહ્મવેત્તાઓ,
ગયા સૌ હુંપદે ડુલી, અરેરે! જીંદગી માટે. ૩

---

## શા માટે?

(ગઝલ.)

અમર આત્મા અમારો છે, મરણ દરકાર શા માટે?
મરી જાણે જો જન્મીને, જીવન દરકાર શા માટે? ૧
જગતમાં પ્રાણી કંઇ મરતાં, મરીને જન્મતાં પાછાં,
બધાં ઘટમાળમાં ફરતાં, પછી તકરાર શા માટે? ૨
મૂક્યો જે લક્ષ જીવનનું, ગયો તે જીંદગી હારી,
જીવ્યો તે ના જીવ્યો જગમાં, જીવનનો ભાર શા માટે? ૩

---

## આત્માની પ્રમાદ દશા.

(ભજન.)

ભવસાગરમેં ભ્રમત ભ્રાંતિસે, ચેતન અંત ન પાયો રે,
વ્યસન પીડીત દુર્વાર જગતમેં, સંત ચરણ નહિ આયોરે. ભવ૦ ૧

મોહ નિંદમે જન્મ ગમાવ્યો, કાલ અરીને ખાયો રે,
કષાય બિષસે મૂર્ચ્છિત હોકર, આતમ ધનકુ ગુમાયોરે. ભવ૦ ૨
દુઃખ વન્હિસે દહન હોત જગ, શીતલ માનકે ધાયો રે,
કાલ અનાદિ કર્મ અરિને, ચેતન ગુનસે છુડાયો રે. ભવ૦ ૩
નિરાબાધ નિષ્કલંક સુખમે, શુદ્ધ પ્રેમ નહિ લાયોરે,
શિવાનંદ પ્રભુ ઘટમેં બિરાજે, સદ્દગુરૂને બતલાયોરે ભવ૦ ૪

---

## સમાન ભાવ.

(સવૈયા.)

અહંકારકા ભાવ ન રક્ખું, નહિ કીસી પર ક્રોધ કરૂં,
દેખ દુસરોંકી બઢતીકો, કભી ન ઇર્ષા ભાવ ધરૂં;
રહે ભાવના અસી મેરી, સરલ સત્ય વ્યવહાર કરૂં,
બને જહાં તક ઇસ જીવનમેં, ઔરોંકા ઉપકાર કરૂં. ૧
સુખી રહે સબ જીવ જગતકે, કોઈ કભી ન ગભરાવે,
વૈર, પાપ, અભિમાન છોડ જગ, નિત્ય નયે મંગલ ગાવે;
ઘર ઘર ચર્ચા રહે ધર્મકી, દુષ્કૃત દુષ્કર હો જાવે,
જ્ઞાન ચરિત્ર ઉન્નત કર અપના, મનુ જન્મ સફળ પાવે. ૨
કોઇ બુરા કહો યા અચ્છા, લક્ષ્મી આવે યા જાવે,
લાખો વર્ષો તક જીઉં યા, મૃત્યુ આજહી આ જાવે;

અથવા કોઇ કેસાહી ભય. વા લાલચ દેને આવે,
તો ભી ન્યાયમાર્ગસે મેરા, કભી ન પણ ડિગને પાવે. ૩
મૈત્રી ભાવ જગતમેં મેરા, સબ જીવોસે નિત્ય રહે,
દીન દુઃખી જીવો પર મેરે, ઉરસે કરૂણા સ્તોત્ર વહે;
દુર્જન ક્રુર કુમાર્ગ તો પર, ક્ષોભ નહિ મુઝકો આવે,
સામ્યભાવ રકખું મેં ઉનપર, એસી પરિણીત હો જાવે. ૪

## મહાવીર પ્રભુની સ્તુતિ.

(રાગ માઢ-ગુણવંતી ગુજરાત એ લય.)

જયવંતા પ્રભુ વીર, હમારા જયવંતા પ્રભુ વીર; ૧
શાસન નાયક ધીર, હમારા જયવંતા પ્રભુ વીર.
શાસ્ત્ર સરોવર સરસ આપનું, તત્ત્વ રસે ભરપુર,
તેમાં ન્હાતાં તરતાં નિત્યે, શુદ્ધ થાએ અમ ઉર. હમારા૦ ૨
સાત્વિક ભાવે જેહ પ્રકાશ્યું, વાસ્તવિક તત્ત્વ સ્વરૂપ,
આસ્તિકતામાં રમીયે તેથી, આનંદ થાય અનુપ. હમારા૦ ૩
આપ પ્રકાશિત જ્ઞાન બગીચે, ખીલ્યાં છે બહુ ફુલ,
સુગંધી વાયુની સરસ લ્હેરથી, અમે છીએ મશગુલ. હમારા ૪
આપ વિશાળ વિચાર ભૂમિએ, ઉછર્યા કલ્પ અંકુર;
રસભર તેના ફલ ચાખીને, રહેશું આપ હજુર. હમારા ૫
નામ આપનું નિશદીન પ્યારૂં, રમી રહ્યું અમ ઉર,
તેની ખાતર પ્રાણ અર્પવા, અમે છીએ મંજુર. હમારા ૬
માર્ગ બતાવા અમ ઉપર જે, કર્યો મહા ઉપકાર,
અર્પણ કરીએ સર્વ તથાપિ, થાય ન પ્રત્યુપકાર. હમારા ૭

ચરણુ આપના શરણુ અમારે, મરણુ જન્મ ભય દૂર,
લોભી ચાતક રત્નચંદ્ર જ્યમ, તમ દર્શન આતુર. હમારા ૮

---

## મોહની પ્રાબલ્યતા.

(શિખરિણી.)

નરો નારી પાસે, નટ સમ થઇ નૃત્ય કરતા,
કુરંગાક્ષી કેરા, નયન શરથી ઘાયલ થતા;
વદે પ્યારી પ્યારી, મધુર મુખથી પામી લઘીમા,
થતાં વૃદ્ધાવસ્થા, નહિ રસ જુઓ મોહ મહિમા. ૧
લુલો નેત્રે કાણો, અતિ કૃશ અને તે ખસ ભર્યો,
પડ્યા કાને કીડા, વિષમ અતિ પીડા અનુસર્યો;
તથાપિ તે શ્વાન, પ્રબળ મદને જાય રતિમાં,
શૂનિ પુંઠે વેગે, વિષમય જુઓ મોહ મહિમા. ૨

---

## શિક્ષા.

(શાર્દૂલવિક્રીડિત.)

રે રે કુંભ કુવા વિષે ઉતરીને, પોકાર તું શું કરે?
જો આયુષ્ય હશે હવે તુજતણું, તો તું અહીં ઉગરે;
જે થાશે નર નારીજ વશમાં, તેની દશા આ થશે,
ફાંસો ઘાલી ગળા વિષે તુરતને, ઉંડે કુવે ઉતારશે.

---

# પ્રભુ સ્તુતી.

( રઘુબીર કૌશલ્યા કે લાલ, મુનીકી યજ્ઞ રચાનેવાલે. )

ભગવન મરૂદેવી કે લાલ, મોક્ષકી રાહ બતાનેવાલે;
રાહ બતાનેવાલે, સબકા ભ્રમ મિટાનેવાલે. ભગવન.
લીના અવધપુરીમેં અવતાર, છા ગયો જગમેં આનંદકાર;
બોલે સુરનર જયજયકાર, સારે જીન ગુણ ગાનેવાલે. ભગ. ૧
જગમેં થા અજ્ઞાન મહાન, તુમને દીયા સૃષ્ટિકો જ્ઞાન;
કરકે મીથ્યા મતકો માન, કેવળજ્ઞાન ઉપાનેવાલે. ભગ. ૨
તુમને દીયા ધર્મ ઉપદેશ, જામેં રાગ દ્વેષ નહિ લેશ;
તુમહો બ્રહ્મા વિષ્ણુ મહેશ, શિવ મારગ દર્શાનેવાલે. ભગ. ૩
જગજીવનપે કરૂણાધાર, તુમને દીયા મંત્ર નવકાર;
જીસસે હો ગયે ભવદધિ પાર, લાખો નિશ્ચય લાનેવાલે. ભ. ૪
વૈરી કર્મ બડે બલવીર, દેતેં સબ જીવોંકો થીર;
ન્યામત હો રહા અધમ અધીર, તુમહી ધીર બધાનેવાલે. ભ. ૫

## ખમાવ્યું તે ખરૂં માનું.

(ગઝલ.)

ખમાવ્યાનં ઘણું કહેતાં, ખમાવે છે પ્રવાહે બહુ;
ખમે જે વૈર ટાળીને, ખમાવ્યું તે ખરૂં માનું. ૧
શમ્યા જ્યાં ક્લેશના ભડકા, એ મૈત્રીભાવ ટળવાથી;
રહી નહી ચીત્તમાં ઈર્ષા, ખમાવ્યું તે ખરૂં માનું. ૨

બુરૂ કરવા નથી વૃત્તિ, નથી વાણી થકી બુરૂ;
થતું ના કાયથી બુરૂં, ખમાવ્યું તે ખરૂં માનું. ૩
ખમ્યા પશ્ચાત્ રહે શાંતિ, થતીના દ્વેષની વૃત્તિ,
ખમાવ્યા બાદ જ્યાં મૈત્રિ, ખમાવ્યું તે ખરૂં માનું. ૪
નથી કો પીડવા માટે, જરા ના પીડવા સત્તા;
પરસ્પર પ્રેમની વૃત્તિ, ખમાવ્યું તે ખરૂં માનું. ૫
થયા જે માનવો સાથે, અસુયા દ્વેષ ને ક્લેશો;
ખમાવે ત્યાં ખરા ભાવે, ખમાવ્યું તે ખરૂં માનું. ૬
નિજાત્મા પેઠ સહુ જીવો, સુખે સુખી રહી વૃત્તિ;
અહિંસા ભાવ પ્રગટયાથી, ખમાવ્યું તે ખરૂં માનું. ૭
ભલે હો રંક વા રાજા, અહંતા વણ ખમાવ્યાથી;
હૃદયની શુદ્ધતા થાતાં, ખમાવ્યું તે ખરૂં માનું. ૮
ક્ષમા છે મુક્તિનું લ્હાણું, ક્ષમા છે વીરની શોભા;
બુદ્ધયબ્ધિ ધર્મ શાંતિથી, ખમાવ્યું તે ખરૂં માનું. ૯

---

## ફ્નાં દુનીઆ.

( રાગ આશાગોડી. )

દોલત દુનીઆ હારી, જવું જીવ દોલત દુનીઆ હારી;
જનમ્યું તેહ જવાનું નક્કી, કોઇ રહ્યું નહિ જારી,
પળની ખબર નહિ પ્રાણીને, કાળ ભચે શીર દોડી. જવું જીવ. ૧
પાંડવ કૌરવ રામ ગજાજન, કંસ ગયા મોરારી;
રાવણ યોદ્ધો રણમાં હાર્યો, કીધી કાષ્ટ પથારી. જવું. ૨

સત્યવાદી હરિશ્ચંદ્ર ગયા, વળી હાકમ ને અધિકારી;
વીર ગયા ને ધીર ગયા, કંઈ અમીર ગયા નિરધારી. જવું. ૩
મહા મલ્લ યોદ્ધા ગત્ પામ્યા, રણમાં યશ વીસ્તારી;
ચક્રવર્તી નીજ વૈભવ મૂકી, ચાલ્યા એકલ હારી. જવું. ૪
માતપિતા સુત નોતમ નારી, પ્રીત પલકમાં વિસારી;
પાપ પુન્યનો પલ્લો બાંધી, જાય ખલક જો વિચારી. જવું. ૫
પાપ પ્રયોગે પુંજી વધારી, અધિક કરી રખવારી;
કોડી એક ન સાથે આવે, હસ્તક ઓર જનારી. જવું. ૬
અંત સમયે સૌ વૈભવ ફોગટ, સત્ય ધર્મ સુખકારી;
સાંકલચંદ સદા પ્રભુ ધ્યાને, દૂર્ગતી દૂર થનારી. જવું. ૭

---

## વ્યાખ્યાન ઉઠયા પછી કહેવાની કવિતા.

એવું જાણી અહો ભવ્ય પ્રાણી, મુનીવાણી ધરો હીત આણી;
જ્ઞાન, દર્શન, સંયમ, તપ, તેનો હંમેશાં કરજો ખપ. ૧
જેવો કુંજર કેરોરે કાન, જેવો સંધ્યા કેરોરે વાન;
જેવું પાકું પીંપલનું પાન, જેવું જોર જુવાનીનું જાણ. ૨
જેવો ધુમાડાનો ગોટો, જેવો પાણીનો પરપોટો;
જેવો સુંદર કાચનો ફોટો, તેવો અસ્થીર સંસાર છે ખોટો. ૩
દયા પાળો અસત્ય નવી બોલો, ચોરી ન કરો શિયળ નવી ડોલો;
વૃત પચખાણ કરો નીજ શકતે, સંઘ સેવા કરો નીજ ભકતે. ૪
થાઓ જીવ દયા પ્રતિપાલ, જેથી મલશે મંગલ માલ;
દાન, શિયલ, તપ, ભાવ ધારો, આતમ કારજ સરશે તમારો. ૫
આ શિખામણ છે સુખકારી, દીલ ધરજો નર ને નારી;
શુભ જ્ઞાન ક્રીયા જે કરશે, વેગે શિવરમણીને વરશે. ૬

---

## ચાર પ્રકાર.

ધર્મના ચાર પ્રકાર—દાન, શીયળ, તપ, ભાવના.

વ્રતના ચાર પ્રકાર—સિંહ-સિંહ, સિંહ-શિયાળ, શિયાળ-સિંહ, શિયાળ-શિયાળ.

ચાર ગોળા—માખણુનો, લાખનો, લોઢાનો, માટીનો.

દેવતામાંથી આવેલ જીવની ૪ નીશાની—ઉદારચિત, સુસ્વર કંઠ, ધર્મનો રાગી, ગુરૂભક્ત.

તિર્યંચમાંથી આવેલા જીવની ૪ નીશાની—અવિનયી, અસંતોષી, કપટી, મૂર્ખ.

મનુષ્યમાંથી આવેલા જીવની ૪ નીશાની—વિનયી, નિર્લોભી, ધર્મપ્રેમી, સર્વને પ્રીય લાગે.

નારકીમાંથી આવેલા જીવની ૪ નીશાની-ક્રોધી, મૂર્ખ, દુષ્ટ સ્વભાવી, અન્યાયી.

દેવતા ૪ કારણેથી અહીં આવે નહિ—કામભોગમાં તલ્લીન રહેવાથી, નાટક જોવામાં તલ્લીન રહેવાથી, ૫૦૦ જોજન સુધી ગંધ આવવાથી, વિષ્ટા હોય તેથી.

દેવતા ૪ કારણુથી અહીં આવે—ગુરૂને વંદણા કરવા આવે, તપશ્ચર્યાનો મહિમા કરવા આવે, તીર્થંકરનો ઉત્સવ કરવા આવે અને વચનથી બંધાએલ હોય તો આવે.

૪ પ્રકારના કારણુથી માણુસને ધર્મ ન મળે—અહંકારથી, ક્રોધથી, પ્રમાદથી, રોગથી.

૪ વખતે સાધુ શાસ્ત્ર ભણે નહિ—સૂર્ય ઉગતી વેળાયે, સૂર્ય આથમતી વેળાયે, મધ્યાને, મધ્ય રાત્રીએ.

પ્રકાશ ૪ જાતના છે—સૂર્યનો, ચંદ્રનો, અગ્નિનો, મણીરત્નનો.

અવધીજ્ઞાન ૪ કારણે ઉપજે—પરીસ્સહ ખમવાથી, સુજતો આહાર લેવાથી, વિકથા વર્જવાથી, પાછલી રાત્રીએ ધર્મધ્યાન કરવાથી.

૪ બોલ જીતવા મુશ્કેલ—સર્વ વ્રતમાં શીયલ, ઇંદ્રિયોમાં રસેંદ્રિ, કર્મમાં મોહનીય, યોગમાં મનનો યોગ.

૪ બોલ પામવા મુશ્કેલ—કેવળજ્ઞાન, શુકલલેશ્યા, શુકલ-ધ્યાન, ભર યૌવનમાં બ્રહ્મચર્ય.

કષાયનો ૪ ઠેકાણે વાસો—ક્રોધનો લલાટમાં, માનનો ગરદનમાં, માયાનો હૃદયમાં, લોભનો સર્વ અંગોમા.

૪ પ્રકારની ચતુરાઇ—જાગતાં ચોર નાસે, ક્ષમાથી કલેશ નાશે, ઉદ્યમથી દરિદ્ર નાસે, ભગવાન વાણીથી પાપ નાસે.

૪ પ્રકારની સંજ્ઞા—આહાર સંજ્ઞા, ભય સંજ્ઞા, મૈથુન સંજ્ઞા અને પરિગ્રહ સંજ્ઞા.

૪ પ્રકારનાં ગરણાં—જમીનનું ગરણું ઇર્યા સુમતી, વચનનું ગરણું ભાષા સુમતી, મનનું ગરણું શુભ વિચાર, પાણીનું ગરણું મજબુત કપડું.

૪ પ્રકારે મનુષ્ય દીક્ષાને અયોગ્ય—રોગી, રસેંદ્રી-લોલુપી, ક્રોધી, કપટી.

દેવતાનાં ચાર પ્રકારનાં લક્ષણ—આંખ મીંચે નહિ, છાંયડો પડે નહિ, ફુલની માળા કરમાય નહિ અને ૪ આંગળ અદ્ધર રહે.

૪ પ્રકારનું અજીર્ણ—તપશ્ચર્યાનું અજીર્ણ ક્રોધ, જ્ઞાનનું અજીર્ણ અહંકાર, કામનું અજીર્ણ વિકથા, ભોજનનું અજીર્ણ ઉલટી.

---

# શ્રાવકના ત્રણ મનોરથ.

૧. હે પ્રભુ ! જ્યારે મને પરિગ્રહો થોડો ને ઘણો સચેત તથા અચેત ને મીશ્ર હલકો ને ભારે મહાદુષ્ટ મારા જીવને ચાર ગતિ ચોવીશ ડંડકમાં પરીભ્રમણ કરાવનારો, નરકમાં લઈ જવાવાળો, છેદન ભેદન કરાવનારો, જનમ મરણ કરાવનારો, દુઃખનો દાતાર પાપનો પક્ષી કર્મ બંધનનું ખાતું કુબુદ્ધિનો દેનાર, સુબુદ્ધિનો ટાલનારો, સમકીત બીજની હાનીનો કરનારો, જ્ઞાન દર્શન ચારિત્રરૂપ લક્ષ્મીનો લુંટનારો મોહની કર્મનો બંધાવનારો રાગદ્વેષનો વધારનારો, કામ ક્રોધ વિષયની પુષ્ટિનો કરનારો, મહા પ્રપંચનો કરાવનારો, મહા મોહ મત્સર મદનો વધારનારો, મમતમાયા લોભનો વધારનારો કુડકપટનું જાળું, ધર્મનો રીપું દયા સંતોષ ક્ષમાની હાનીનો કરનારો સુખનો હરણ કરનારો દુઃખનો દહેણહાર મહામિથ્યાત્વનો ભંડાર અઢાર પાપસ્થાનનો સેવન કરાવનારો મારા આત્મ સુખના નાસ્તીનો કરનારો એવો દુષ્ટ આરંભ ને પરીગ્રહો હે પ્રભુ ! હું ક્યારે મુક્ત થઇશ ? જે દિવસે થાઉં તે દિવસને ધન્ય ધન્ય ! તે ઘડી ધન્ય ! તે માસ ધન્ય ! તે વખત હે પ્રભુ ! એ વખત ક્યારે આવશે ? હું ક્યારે દેખીશ, નીહાલીશ, હે પ્રભુ ! એ વખત મારો ઝટ આવે, તે પહેલો મનોરથ પુરો પાડશો.

૨ હે પ્રભુ ! હું ક્યારે પંચ મહાવ્રત ધારણ કરી સત્તાવીશ સાધુજીના ગુણે કરી સહિત છકાયનો પીયર, છકાયનો રખવાળો, રાત્રી ભોજનનો ત્યાગી, કંચન કામનીનો ત્યાગી, મહા વૈરાગી, આત્માર્થિ, સુપાત્ર જ્ઞાન દર્શન ચારીત્રરૂપ લક્ષ્મીનો ધારણહાર ક્ષાયક સમકિતી

જથાખ્યાત ચારિત્ર છનું બેંતાલીશ દોષરહિત નિર્દોષ આહાર પાણી લેણહાર, બાવીસ પરીસાની ચોટનનો જીતનહાર, અઢાર દોષરહિત સત્તરે ભેદે સંયમનો પાલનહાર બાર ભેદે તપસ્યાનો કરણહાર દશવિધિ યતિ ધર્મનો પાલનહાર નવ વાડ સહિત શીયલ પાલનહાર આઠ મદનો ગાલનહાર સાત ભયનો ટાલનહાર, જીન મારગનો જાણ મોક્ષનો અભિલાષી કેવળજ્ઞાન કેવળ દર્શન લક્ષ્મીનો અભિલાષી, સૂત્ર સિદ્ધાંતનો જાણ, ક્ષમાવંત, દયાવંત, લજ્જાવંત એવો મુનિરાજ હું ક્યારે થઇશ. હે પ્રભુ! જે દિવસે થાઉં તે દહાડો ધન્ય! તે ઘડી ધન્ય! તે વખત હે પ્રભુ! એવો દિવસ હું કયારે દેખીશ. જે વખત દેખું, નિહાળું, એ ઘડી ધન્ય ધન્ય હજો હે પ્રભુ! મારો બીજો મનોરથ પુરો પાડશો.

૩. હે પ્રભુ! હું કયારે ચારે અહારના પચખાણ કરી અઢારે પાપસ્થાન આલોઇ પડીકમી નીંદી નીસલ થઇ શુદ્ધ આતમાએ કરી અરીહંત સિદ્ધ સાધુ તથા કેવળી પરૂપ્યો ધર્મ એ ચાર શરણ સાથે દેવ અરિહંત ગુરૂ નિગ્રંથ કેવળી પરૂપ્યા ધર્મની શુદ્ધ શ્રદ્ધા સાથે શ્રી જીન ધર્મનો સ્મરણ કરતાં શ્રી મહાવીર પ્રભુનું સ્મરણ કરતાં ઉચ્ચાર કરતાં પુદ્ગલીક વસ્તુ સર્વ વોસરાવી આત્મિક વસ્તુ જ્ઞાનદર્શન ચારિત્રરૂપી લક્ષ્મી આત્મ પ્રાણ સાથે બાંધી આ ભવ પરભવ પુદ્ગલીક સુખની વંછા રહિત એક મોક્ષના અભિલાષે સંથારો કરૂં. તે દહાડો ધન્ય ધન્ય! તે ઘડી ધન્ય! તે વખત હે પ્રભુ! એ વખત મહારો કયારે આવશે. એ વખત આવે તે વખતે ધન્ય ધન્ય છે. હે પ્રભુ! મારો ત્રીજો મનોરથ પુરો પાડજો. સમાપ્ત.

परमगुरु श्री विजयसूरिभ्यो नमः

# શ્વેતામ્બર પ્રાચીન કે દિગમ્બર ?



## ટ્રેકટ નં. ૧.



આજ જે વિષયને માટે આ લેખક કલમ ઉઠાવે છે, તે વિષય જહેવો મહત્વનો છે, ત્હેવોજ બહોળા પ્રમાણમાં ચર્ચાઇ પણ ગએલો છે, એટલુંજ નહિ પરન્તુ પાશ્ચાત્ય તેમજ એતદ્દેશીય વિદ્વાન્ મહાનુભાવોએ 'આ વિચારને' સાહિત્યની કસોટી ઉપર સારી પેઠે ઘર્ષણ કરીને ત્હેનો નિશ્ચય પણ કર્યો છે કે–'શ્વેતામ્બર મત પ્રાચીન છે' (જે વાત આ લેખને સંપૂર્ણ વાંચવાથી સમજાઇ જશે.) આ પ્રમાણે કહેવાથી જો કે હું એક રીતે બંધાઉં છું, કેમકે વાંચકો આ લેખનો ઉપક્રમ વાંચતાંજ કદાચિત એવી શંકામાં પડી જશે કે–જ્યહારે આ વિષય સારી રીતે ચર્ચાઇ ગયો છે, આ વિષય સાહિત્યના વિશાળ ક્ષેત્રમાં ખેડાઇ ગયો છે, તો પછી મુનિ વિદ્યાવિજયને અત્યારે શી જરૂર પડી હતી કે આટલો સમયનો અને કાગળ મસીનો વ્યય કર્યો ? પરન્તુ લગાર સબુર કરો ! હું તે વાતને કબૂલ કરૂં છું કે આ સમયમાં શ્વેતામ્બર અને દિગમ્બર ભાઇઓએ, જે જે બાબતોમાં મળતા હોય તે તે બાબતોમાં, મળીને વીરપ્રભુની ખરી ભક્તિ બજાવવાની છે, વળી સંખ્યામાં પણ પશ્ચાત્ પડેલી જૈન કોમને વધારવાની આવશ્યકતા છે અને ચારે તર-

ૃથી અશાન્તિ રૂપ અગ્નિથી પ્રજ્વલિત થએલા સમયમાં શાન્તિપ્રિય જૈન પ્રજાએ વાસ્તવિક શાન્તિ ફેલાવવાની જરૂર છે, પરન્તુ અફસોસની વાત છે કે આવા સમયમાં, ચર્ચાઇ ગએલા વિષયોને પણ એક મ્હોટું રૂપ આપી કેટલાક દિગમ્બર મહાનુભાવો, શ્વેતામ્બરો ઉપર આક્ષેપપ્રયુક્ત શબ્દોથી ભરપૂર લેખો, પ્રસ્તાવનાઓ વિગેરે બહાર પાડી સુતા સિંહને જગાડવાનું પણ સાહસ કર્યા વિના રહેતા નથી. હવે જો ત્હેવાઓના લેખોનો ઉચિત જવાબ આપવામાં ન આવે તો ભદ્રિક જીવોના અન્તઃકરણમાં તે વાત અવશ્ય ઠસી જાય કે દિગમ્બરોનું કહેવું સાચું છે, અને તેટલાજ માટે કેટલાક હિતેષીઓની પ્રેરણાથી આ લેખ લખવો ઉચિત ધાર્યો છે.

## દિગમ્બર મતની ઉત્પત્તિ.

હવે આપણે દિગમ્બર મતની ઉત્પત્તિનો થોડો ખ્યાલ કરીએ. શ્વેતામ્બર મતના ગ્રન્થોમાં એ સ્પષ્ટ પાઠ છે કે-શ્રી મહાવીર દેવના નિર્વાણ થયા બાદ ૬૦૯ વર્ષે શ્રીશિવભૂતિ નામના મુનિથી દિગમ્બર મતની ઉત્પત્તિ થઇ છે. સંક્ષેપમાં—વાત એમ બની હતી કે—

"રથવીરપુર નગરમાં કોઇ એક દિવસે કૃષ્ણનામા આચાર્ય પધાર્યા, તેઓની સાથે, એક શિવભૂતિ નામના મુનિ હતા. (આ મુનિ રથવીરપુર નગરનાજ હતા.) તેમને રાજાએ એક રત્નકંબળ વ્હોરાવી. ત્યારે આચાર્યે કહ્યું કે આવું વસ્ત્ર સાધુએ

લેવું ઉચિત નથી. ત્હમે શા માટે તે વસ્ત્ર ગ્રહણ કર્યું? એમ કહીને તે રત્ન-કંબળના આચાર્યે કકડા કરી નાખી, સાધુઓને માટે ઓઘા (રજોહરણ) નાં નિશિથીયાં કરી નાખ્યાં. આથી શિવભૂતિએ ગુરૂની સાથે કલેશ કર્યો. હવે કોઇ એક દિવસે આચાર્ય જિનકલ્પી સાધુઓનો આચાર વર્ણવી રહ્યા હતા, તે સમયે શિવભૂતિ મુનિએ કહ્યું કે—જ્યહારે એમ છે, તો પછી આપ શા માટે આટલી ઉપાધી રાખો છો? આચાર્યશ્રીએ કહ્યું કે આ કાળમાં જિનકલ્પીની સમાચારી રહી નથી, કેમકે જંબૂસ્વામીના મોક્ષ ગયા બાદ જિનકલ્પ વિચ્છેદ થઇ ગયો છે. ત્યહારે શિવભૂતિએ કહ્યું કે—'આપ એમ શા માટે કહો છો, જુઓ હું તે પ્રમાણે પાળી બતાવું, કેમકે તીર્થંકરો પણ અચેલકજ હતા. અત એવ વસ્ત્રરહિતપણુંજ સર્વથા શ્રેષ્ઠ છે.' ત્યારે આચાર્યે કહ્યું કે-જહેવી રીતે વસ્ત્રાદિ પરિગ્રહના સદ્‌ભાવમાં કષાય, મૂર્ચ્છા આદિ દોષો સ્વીકારો છો, ત્હેવી રીતે શરીરના સદ્‌ભાવમાં પણ કષાયાદિ દોષ કેમ નથી સ્વીકારતા? અને જો સ્વીકારતા હો તો શરીરનો પણ ત્યાગ કરવોજ જોઇએ. પરન્તુ આ પ્રમાણે માનવું સર્વથા ભૂલભરેલું છે. કેમકે સૂત્રોમા મુનિને 'અપરિગ્રહપણું' જે બતાવેલ છે, તે 'ધર્મોપકરણમાં પણ મૂર્ચ્છા ન કરવી' તે અપેક્ષાથી કહેલ છે. તીર્થંકરો પણ એકાંતે અચેલક ન્હોતા, કેમકે એ પ્રમાણેનું આગમ વચન છે કે—'सव्वे चि एगदूसेण निगाया जिणवरा चउ वीसं' દરેક તીર્થંકરોએ એક દેવદૂષ્ય સહિત સંચાર છોડેલો છે.' ઇત્યાદિ પ્રકારથી

આચાર્યે ઘણું સમજાવ્યું, પરન્તુ તે ન માનતાં, શિવભૂતિ મુ ભારે કર્મોદયના કારણથી નગ્ન થઇ, બહાર ઉદ્યાનમાં સ્થિ કરી રહ્યા. હવે એક દિવસ શિવભૂતિની બહેન કે જે સાધ્વ હતી, તે શિવભૂતિને વંદણા કરવા ગઇ. ત્યાં આગળ શિવભૂ તિને નાગા દેખી પોતે પણ નગ્ન થઇ વિચરવા લાગી.

કોઈ એક દિવસે ભિક્ષાને માટે તે શહેરમાં આવી, ત્હાં એક વેશ્યાએ ત્હેને નગ્ન દેખીને વિચાર કર્યો કે—' જો સ્ત્રીએ નગ્ન ફરવા લાગી તો લોકો અમારાથી વિરકત થઇ જશે ' અ એવ ત્હેણે એક સાડી તે સાધ્વીના શરીર ઉપર નાખી, જ્યહારે શિવભૂતિએ સાધ્વી પાસે વસ્ત્ર દેખ્યું, ત્યહારે ત્હેમણે કહ્યું કે- ' આ વસ્ત્ર તું ત્હારી પાસે રાખ, કેમકે તે ત્હને દેવતાએ અર્પણ કર્યું છે '. ત્યાર બાદ શિવભૂતિએ કૌડિન્ય અને કોઇ- વીર નામના બે શિષ્યો કર્યા. કાલાન્તરે પરંપરા વધી અને એક નવુંજ મિથ્યાદર્શન ઉત્પન્ન થયું. "

જ્યહારે આ બધી વાતને આકાશ કુસુમવત્ કરી નાખી દિગમ્બરો અત્યારે એમ કહેવા માગે છે કે-" આ જે શ્વેતા- મ્બર દર્શન છે, તે તો વિક્રમ રાજાના મૃત્યુ બાદ ૧૩૬ વર્ષ પછી સોરાષ્ટ્ર દેશમાં આવેલા વલ્લભીપુર નગરમાં શ્રીજિનચંદ્ર નામના સાધુએ ચલાવ્યો છે. "

હવે આ બેમાં શું સત્ય છે ? તેનો, પાશ્ચાત્ય વિદ્વાનોએ કરેલી શોધખોળને તેમજ યુક્તિઓ વિગેરેને અનુસરી વિ- ચાર ચલાવીએ

## દિગમ્બરગ્રન્થોનો રચના કાળ.

પ્રથમ આપણે દિગમ્બરગ્રન્થોનો રચના કાળ તપાસીએ. દિગમ્બર મતાનુયાયીઓનું એમ કહેવું છે કે—“ અગીઆર અંગ વિચ્છેદ થઇ ગયાં છે, અને વી. સં. ૬૮૩ માં ધરસેન નામના મુનિ પાસેથી જ્ઞાન લેવાવાળા બે મુનિયોએ પહેલ વહેલાં જયેષ્ઠ શુકલ પંચમીને દિવસે ત્રણ સિદ્ધાન્ત બનાવ્યાં. ”

હવે અહિંયાં તે પ્રશ્ન અવશ્ય ઉઠે છે કે—તે બે મુનિઓએ શાસ્ત્રોની રચના શા આધારે કરી ? કદાચિત્ કોઇ એમ કહે કે અંગોનો કોઈ કોઈ ભાગ રહ્યો હતો તે ઉપરથી શાસ્ત્રો રચ્યાં, ત્હારે તો એ વાત ચોક્કસ છે કે—જન સમાજને પ્રતીતિ થવા માટે ખાસ તે તે અંગની અવશ્ય સાક્ષી આપવી જોઇતી હતી, અને તે પ્રમાણે તો કોઈ સ્થળે દેખવામાં આવતુંજ નથી. તેથી એ વાત સિદ્ધ થાય છે કે—તેઓએ સ્વકપોલ કલ્પિત શાસ્ત્રો રચ્યાં છે, અને સ્વકપોલ કલ્પિત શાસ્ત્રો જગતમાં કેવી રીતે પ્રમાણ થઇ શકે ? તે તો વાંચકો સ્વયં સમજી શકે તેમ છે. અસ્તુ !

હવે પ્રથમ તો દિગમ્બરોએ માનેલા ધરસેન મુનિનો સમયજ પૂર્વાપર વિરોધવાળો દૃષ્ટિગોચર થાય છે, જુઓઃ—

એક સ્થળે એમ બતાવવામાં આવ્યું છે કે—“મહાવીરદેવના નિર્વાણ બાદ ૬૮૩ વર્ષે ધરસેન મુનિ ગિરનારની ગુફામાં બેઠા હતા, તે કાળમાં અગિઆરે અગ વિચ્છેદ ગયાં. ” જ્યહારે

મૂલ સંઘની પટ્ટાવલીમાં એ પ્રમાણે લખેલું છે કે-" શ્રીમહાવીર પ્રભુથી ૬૧૪ વર્ષ વ્યતીત થયા બાદ ધરસેનાચાર્ય થયા અને હેમનો વર્ત્તમાન કાળ વર્ષ ૨૧ નો છે" આ બન્ને સમયો પરસ્પર કેવા વિરોધી છે? તે વાંચકો સ્વયં જોઇ શકશે.

વળી કોઈ કોઇ સ્થળે એમ પણ લખવામાં આવેલું છે કે-"'ધરસેન મુનિ જ્ઞાનવાન્ હતા. કર્મપ્રાભૃત બીજું પૂર્વ કંઠાગ્ર હતું, હેમણે પોતાનું અલ્પ આયુ જાણીને, જિનયાત્રા કરવા સંઘ આવ્યો હતો, હેના ઉપર એક ચીઠી મોકલીને તીક્ષ્ણ બુદ્ધિમાન, ભૂતબલી અને પુષ્પદંત નામના બે મુનિ બોલાવ્યા, અને તેઓને જ્ઞાન શિખવાડી વિદાય કર્યા."

આ હકીકત પણ વિક્રમપ્રબન્ધ નામના ગ્રન્થમાં લખેલી હકીકતથી વિરોધીજ છે. કેમકે વિક્રમપ્રબન્ધમાં લખ્યું છે કે-" શ્રીવીરનિર્વાણ બાદ ૬૩૩ વર્ષે પુષ્પદંત નામના આચાર્ય થયા. તેઓનો વર્ત્તમાનકાલ ૩૦ વર્ષનો થયો. શ્રીમહાવીર નિર્વાણ બાદ ૬૬૩ વર્ષે ભૂતબલી આચાર્ય થયા, તેઓનો વર્ત્તમાન કાલ વીશ વર્ષનો થયો. એ પ્રમાણે વીર નિર્વાણ બાદ ૬૮૩ વર્ષ સુધી પૂર્વ અંગની પરિપાટી ચાલી, અને ત્યાર બાદ અનુક્રમે ઘટવા લાગી, અને અહિં સુધી અંગધારી મુનિ થએલ છે, ત્યાર બાદ શ્રુતજ્ઞાની મુનિ થયા. એ પ્રમાણે આચાર્યોની પરિપાટી છે."

હવે વિચાર કરો કે શ્રીવીરનિર્વાણથી ૬૮૩ વર્ષે ધરસેન

મુનિ આવ્યા ક્યાંથી ? ભૂતબલી અને પુષ્પદંતને બોલાવ્યા કોણે ? ભૂતબલી, પુષ્પદન્ત આવ્યા ક્યાથી ? ભણાવ્યા કોણે ? કેમકે ધરસેનનું મૃત્યુ તો ૬૩૩ માં થએલું છે, અને પુષ્પદંતનું મૃત્યુ ૬૬૩ માં થયું છે, જ્યારે ભૂતબલીનું મૃત્યુ ૬૮૩ માં થયું છે, ત્ય્હારે આ બધાઓનો સમાગમ ક્યાંથી થયો ? અત એવ પૂર્વોક્ત પરસ્પર વિરોધી ધરસેનની કથા ઉપરથી એમ સિદ્ધ થાય છે કે-દિગમ્બર શાસ્ત્રોનો રચના કાળ જે બતાવવામાં આવે છે, તે પણ મનઃકલ્પિતજ છે.

વળી જો દિગમ્બર મત પ્રાચીન હતે. તો ગણધરાદિ મુનિયોનો બનાવેલો કોઇ પણ ગ્રન્થ, પ્રકરણ, અધ્યાય, વસ્તુ આદિ અવશ્ય હોવું જોઇતું હતું, અને છે તો નહિ, તેથી પણ એ સિદ્ધ થાય છે કે-દિગમ્બરોએ પોતાનો મત ચલાવવાને માટેજ સ્વકલ્પિત નવીન ગ્રન્થોની રચના કરી લીધી છે.

શ્વેતામ્બરોની પ્રાચીનતાના સંબંધમાં 'અંગો પૈકીનો કેટલોક ભાગ' અત્યારે આપણને મ્હોટામાં મ્હોટી સાક્ષી આપે છે, વળી દિગમ્બરો તો એમ પણ માને છે કે-'અંગ અને પૂર્વો તો વિચ્છેદ થઇ ગયાં, ત્હેની સાથે દશવૈકાલિક, ઉત્તરાધ્યયનાદિ પણ વિચ્છેદ થઇ ગએલ છે.'

હવે અહિં કેવું આશ્ચર્ય ઉત્પન્ન થાય છે કે-ધરસેન મુનિને સમુદ્ર સમાન બીજા પૂર્વનું કર્મપ્રાભૃત તો કંઠાગ્ર રહી ગયું અને એકાદશાંગ. દશવૈકાલિક તથા ઉત્તરાધ્યયનાદિ અલ્પ

સંખ્યાવાળા ગ્રન્થો વિચ્છેદ થઈ ગયા, શું આ વાત કોઈ પણ બુદ્ધિમાન માન્ય કરી શકે ખરો ? કદાપિ નહિ. તે તો કદાગ્રહીજ માન્ય કરે. હું ન ભૂલતો હોઉં તો આવા ઉત્સૂત્રથી ભરપૂર ગ્રન્થોનો પ્રચાર કરવાને માટેજ પાછલા અંગ પ્રકીર્ણાદિ ગ્રન્થો છોડી દીધેલા જણાય છે.

## પાશ્ચાત્ય વિદ્વાનો શું કહે છે ?

હવે દિગમ્બરના ગ્રન્થો કરતાં શ્વેતામ્બરના ગ્રન્થો પ્રાચીન છે, આ વાતને અમે (શ્વેતામ્બરો) જ કહીએ છીએ-સિદ્ધ કરીએ છીએ, એટલુંજ નહિ, પરન્તુ પાશ્ચાત્ય વિદ્વાનોએ પણ તે વાતને, ચોક્કસ શોધખોળ કરી, દૃઢ કરી છે. આ પ્રમાણે કહીને છુટી ન જતાં એક બે નમૂના પણ અહિં રજુ કરૂં છું-

'The Sacred Books of the East' Vol. XXII (1884 A. D.) ની પ્રસ્તાવનામાં પાને ૪૨ મે' મી. જેકોબી મહાશય લખે છે કે:—

Additions and alterations may have been made in the sacred texts after that time; but as our argument is not based on a single passage or even a part of the Dhammapada, but on the metrical laws of a variety of metres in this and other Pali books, the admission of alterations and additions in these books will not materially influence our conclusion, viz. that the whole of the Jaina

Siddhanta was composed after the fourth century B. C.

અનુવાદ–તે વખત પછી ધાર્મિક મૂળ ગ્રન્થોની અંદર ઉમેરાઓ અથવા ફેરફારો કરવામાં આવ્યા હોય; પરન્તુ જેથી કરીને આપણી દલીલનું મૂળ એકજ ફકરા ઉપર અથવા ધમ્મપદના એક ભાગ ઉપર પણ નિર્ભર નથી, પણ તેનો પાયો આ અને બીજાં પાલી પુસ્તકો માંહિલા વિવિધ પદ્યોના માત્રામેળના નિયમ ઉપર નિર્ભર રહેલો છે, તેથી કરીને આ પુસ્તકોની અન્દરના ફેરફારો અને ઉમેરાનો આપણે સ્વીકાર કરીએ તો પણ 'સંપૂર્ણ જૈન સિદ્ધાંત ઈ૦ સ૦ પૂર્વે ચોથા સેકા પછી સંગ્રહ કરવામાં આવ્યો હતો' એ પ્રકારના આપણા અનુમાનને વસ્તુતઃ કાંઇ વાંધો આવશે નહિ.

એ પ્રમાણે શ્વેતામ્બર અને દિગમ્બરના ગ્રન્થ રચનાના કાળ ઉપરથી હવે એમ પ્રશ્ન કરવાની જરૂર રહેતીજ નથી કે–શ્વેતામ્બર અને દિગમ્બર પૈકી કયો મત પ્રાચીન છે? તો પણ આપણે ત્હેની વિશેષ કસોટી કરીએ.

અત્યારે 'जैन हितैषी' ના સાતમા ભાગના બારમા અંકમાં પ્રકટ થએલ 'डॉ-भांडारकरके विचार' એ મથાળાવાળા લેખનું અવલોકન કરીએ. ડૉ-ભાંડારકર, મિ. પાંગલેના પ્રશ્નનો જવાબ આપતાં કહેછે કે—"**मेरी समजमें दिगम्बर सम्प्रदाय मूलका और श्वेताम्बर पंथ पीछेका है, और मेरे इस**

**मतको पोषण करने वाले बहुत से प्रमाण मिले हैं, प्राचीन जैन मूर्तियां प्रायः नग्न ही मिलती हैं"** ઇત્યાદિ.

આથી તો એ સિદ્ધ થાયછે કે–ડૉ. ભાંડારકરે, જૈન પ્રાચીન શિલાલેખોની શોધખોળ કરવી તો દૂર રહી, પરન્તુ ત્હેવા શિલાલેખોનાં દર્શન પણ કરેલાં નજ હોવાં જોઇએ, અને જો કોઈ દિવસ પણ બારીકાઇથી તપાસ કરવામાં ભાગ્યશાળી નિવડ્યા હોત, તો ભાંડારકર આવો જવાબ આપી શકતેજ નહિ, કેમકે મથુરાના સ્તૂપ ઉપરના જૈન શિલાલેખો પ્રાચીનમાં પ્રાચીન ગણવામાં આવેછે, અને ત્હેમાંનો મ્હોટો ભાગ અત્યારે શ્વેતામ્બર મતનેજ મળતો જોવામાં આવેછે, એટલુંજ નહિ પરન્તુ તે શિલાલેખો ઉપર જે જે આચાર્યોનાં નામ, ગણ તેમજ કુલ વિગેરે બતાવવામાં આવેલ છે, તે દરેક કલ્પસૂત્રની સ્થવિરાવલીમાં વર્ણવેલ આચાર્યોની સાથે મલતાવડાપણું ધરાવે છે, અને તેજ પ્રમાણે Vienna Oriental journal Vol. 4 ની અંદર મી, જી. બ્યૂલર પોતાના 'Further proofs of the authenticity of the Jaina tradition' નામના લેખની અંદર પાને ૩૧૫ મેં આ પ્રમાણે કહે છેઃ—

"The inscriptions now prove the actual existence of twenty of the subdivisions mentioned in the Sthaviravali of the Kalpasutra

અનુવાદ–હવે શિલાલેખો, કલ્પસૂત્રની સ્થવિરાવલીમાં કથન

કરવામાં આવેલા વીશ વિભાગોની વાસ્તવિક હયાતીને સાબીત કરે છે.”

તેથી પણ એ સિદ્ધ થાયછે કે—દિગમ્બર મત કરતાં શ્વેતામ્બર મત પ્રાચીન છે. વળી બીજું પ્રમાણ-તેજ પુસ્તકમાં પાને ૩૨૦ મે ફુટનોટમાં મી. બૂહ્‌લર લખેછે કે—

According to the Kalpasutra P. 82 (Jacobi) the Kodiya Gana was founded by Susthita and Supratibuddha and the Uchchanagari Shakha by their third spiritual descendont, Samtisenia. The tradition places the death of Susthita in 313 A. V. or 213 B. C. The foundation of the Gana may, therefore, be put about 250 B. C. and that of the Shakha about 60 or 70 years later.

અનુવાદ-કલ્પસૂત્ર પૃષ્ઠ ૮૨ (જેકોબી) પ્રમાણે કોડિયગણની સ્થાપના સુસ્થિત અને સુપ્રતિબુદ્ધે કરી હતી, અને તેમની ત્રીજી પાટે થએલા શાંતિસેને ઉચ્ચાનાગરી શાખાની સ્થાપના કરી હતી. ગુરૂ પરંપરા પ્રમાણે સુસ્થિતનો કાળધર્મ વીર નિર્વાણ પછી ૩૧૩ વર્ષે એટલે ઇ. સ. પૂર્વે ૨૧૩ માં થયો હતો. તેથી કરીને તે ગણની સ્થાપના ઇ. સ. પૂર્વે ૨૫૦ વર્ષે મૂકી શકાય અને શાખાની સ્થાપનાનો કાળ તેની પછી લગભગ ૬૦ અથવા ૭૦ વર્ષે ગણી શકાય.

ઉપર પ્રમાણે શ્વેતામ્બર મતમાંથી નીકળેલી એક શાખા

પણ ઇ. સ. પૂર્વે ૨૧૩ માં સ્થપાએલી સાબીત થઇ ચૂકી છે. આ પ્રમાણે મી. જી. બૂહ્લર જેવા વિદ્વાનનું કહેવું છે, અને કલ્પસૂત્રની સ્થવિરાવલીથી તે વાત દૃઢ થાય છે. તો શું ડૉક્ટર સાહેબને આ વાતની માલૂમ નહિ હોય ?

આટલેથી સંતોષ ન થતો હોય તો જુઓ તેજ શિલાલેખોની અંદર અત્યન્ત ખૂબીવાળુ એક ચિત્ર કે જે-શ્વેતામ્બર મતના માનવા પ્રમાણે, હરિણેગમેષી દેવે કરેલા ગર્ભાપહાર સંબંધી યથાસ્થિત સ્વરૂપને બતાવનાર છે. તે ઉપરથી પણ એમજ સિદ્ધજ થાયછે કે—શ્વેતામ્બર મત પ્રાચીન છે. કેમકે ગર્ભાપહારને તો દિગમ્બરો માનતાજ નથી. વળી આ ચિત્ર ઉપર જે વર્ણો કોતરેલા છે, તે ઉપરથી પણ પાશ્ચાત્ય વિદ્વાનોએ એ સિદ્ધ કર્યું છે કે—ઇ૦ સ૦ ની શરૂઆતનો અથવા તો તેથી પણ વધારે પ્રાચીન સમયનો તે લેખ છે. જુઓ 'The Jain Stupa by V. A Smith' પાને ૨૫ મે Chapter 6th, plate XVIII. ની અંદર.

આટલા બધા પ્રાચીન પુરાવા હોવા છતાં ડૉ. ભાંડારકર કહેછે કે—'प्राचीन जन मूर्त्तियां प्रायः नग्न ही मिलती हैं' શું ડૉક્ટર સાહેબ, નગ્ન અને ઢાંકેલી મૂર્તિઓનો ભેદ સમજ્યા છે કે ? પરન્તુ નહિ, મ્હને તો એમજ અનુમાન થાયછે કે—વર્તમાન સમયમાં, 'જૈન મૂર્તિઓ નગ્ન હોયછે' આવા પ્રકારનો જે પવન ફુંકાએલો છે, તે અનુસાર ડૉ. સાહેબે તેમ કહી દીધું હોય તો ના નહિ, કેમકે વર્તમાન સમયમાં

હિંદુસ્તાનમાં અવ્વલ નંબરે ગણાતા કાશીના કોઇ પણ બ્રાહ્મણ શાસ્ત્રીને જો કોઈ પૂછે તો તેઓ એમજ કહે કે, 'જૈન મૂર્તિયો નગ્ન હોયછે' અને કદાચ ડૉક્ટર સાહેબ નગ્નનો અર્થ 'કોટ પાટલૂન કે હેવાં વસ્ત્રોનો અભાવપણું, સમજતા હોય તો, પ્રાચીન કે અર્વાચીન ગમે તેવી પણ જિનદેવની મૂર્તિયોને કંઇ કોટ પાટલૂન અથવા તો સાડી, ચણીઓ પહેરાવેલાં નહિ હોય, અને જો આ કલ્પના પોતાની મેળેજ કરી જવાબ આપ્યો હોય તો તેઓ મનસ્વી છે, તેઓને કોઇ રોકી શકનાર નથી, પરન્તુ એટલું તો જરૂર કહીશ કે–જો ડૉ૦ સાહેબે ઉપર્યુક્ત પ્રમાણે જવાબ આપ્યો હોય તો તે ભૂલ ભરેલોજ આપ્યો છે, કેમકે પ્રાચીન મૂર્તિઓ જોવા જઇશું તો તે સલંગોટ મળશે અને તે શ્વેતામ્બરોનીજ મૂર્તિયો હોવી જોઇએ.

આગળ ચાલતાં શ્વેતામ્બર અને દિગમ્બરના ગ્રન્થ રચનાના કાળ સંબંધી પ્રશ્નનો જવાબ આપવામાં ડૉ. સાહેબે જે ભૂલથાપ ખાધી છે, હેનો જવાબ પણ ઉપર બતાવેલ 'ગ્રન્થ રચનાના કાળ' ઉપરથી આવી જાયછે, એટલે તે સંબંધમાં પુનઃ લખવાની કંઇપણ જરૂર ન જોવા સાથ, માત્ર એટલુંજ કહીશ કે હરકોઇ વિષયમાં સંપૂર્ણતા પ્રાપ્ત કર્યા વિના તે વિષય સંબંધી અમુક એક નિશ્ચય કરી દેવોછે, તે એક જાતનું જગતમાં હાંસીને પાત્ર થવા જેવું છે. ડૉ૦ સાહેબ શ્વેતામ્બર ગ્રન્થ રચનાના કાળ સંબંધમાં તો પ્રો૦ ડૉ૦ હર્મન જેકોબીને પણ સાથ સાથ ઘસડેછે. પરન્તુ તેજ ડૉ૦ હર્મન જેકોબી

મહાશયનો શું અભિપ્રાય છે, તે જુઓ—

'The Sacred Books of the East Vol. XLV'ની ઈ. સ. ૧૮૯૪ ની પ્રસ્તાવનામાં તે મહાશય આ પ્રમાણે લખેછે—

As, however, the reader of the present volume will naturally expect the translator to give expression to his personal conviction on this point, I give my opinion with all reserve, *viz.* that most parts, tracts or treatises of which the canonical books consist, are old; that the reduction of the Angas took place at an early period (tradition places it under Bhadrabahu; that the other works of the Siddhanta were collected in course of time, probably in the first centuries before our era, and that additions or alterations may have been made in the canonical works till the time of the first edition under Devardhiganin (980 A. V. = 454 A. D.)

અનુવાદ—તેમ છતાં, ચાલુ પુસ્તકને વાંચનાર સ્વાભાવિક રીતેજ, આ બાબત ઉપર ભાષાંતર કર્તા પોતાનો જાતિ નિર્ણય પ્રકટ કરે, એવી આશા રાખશે, તેથી કરીને હું તમામ સાવચેતી પૂર્વક મારો અભિપ્રાય આપુંછું, તે એ છે કે—ઘણા ખરા ભાગો, ટૂંક પ્રબંધો, અને નિબંધો કે જેના આગમો બનેલા છે તે જૂનાં છે, આગમોનો ઉદ્ધાર પ્રાચીન કાળમાં થયો હતો

(ગુરૂ પરંપરા તેને ભદ્રબાહુના વખતમાં મૂકે છે), સિદ્ધાંતના બીજા પુસ્તકો વખતના વહેવાની સાથે આપણા ઇ. સ. અગાઉના પહેલા સેકામાં સંગ્રહ કરવામાં આવ્યા હતા, અને આગમના ગ્રન્થોની અન્દર ઉમેરા તથા ફેરફારો દેવર્દ્ધિગણિના પ્રથમ ગ્રન્થ પ્રકાશનના વખત સુધી કરવામાં આવ્યા હોય. ( વીર સંવત. ૯૮૦=ઇ. સ. ૪૫૪ ).

આથી તો આપણને એજ નિશ્ચય થયો કે–શ્વેતામ્બરના ગ્રન્થોનો રચના કાળ દિગમ્બરો કરતાં પહેલાંનોજ છે. અસ્તુ ! આ વિષયને હવે અહિંયાંજ મૂકી શ્વેતામ્બર મતની પ્રાચીનતાના સંબંધમાં હિન્દુધર્મશાસ્ત્રોમાંથી પણ કેવા પુરાવા મળે છે? તે પણ તપાસીએ.

## હિન્દુધર્મશાસ્ત્રો શું કહે છે ?

હિન્દુધર્મશાસ્ત્રોની અન્દર પણ શ્વેતાંબર મતના સાધુઓનુંજ વર્ણન કરવામાં આવેલું છે. જુઓ–

" मुण्ड मलिनं वस्त्रञ्च कुण्डिपात्रसमन्वितम् ।
दधानं पुञ्जिकां हस्ते चालयन्त पदे पदे ॥ १ ॥
वस्त्रयुक्त तथा हस्त क्षिप्यमाण मुखे सदा ।
धर्मेति व्याहरन्तं तं नमस्कृत्य स्थितं हरेः " ॥ २ ॥

શિવપુરાણ, અધ્યાય ૨૧ મો.

અર્થાત્–મુંડ મસ્તકવાળા, મલિન વસ્ત્રને ધારણ કરનાર.

કાષ્ઠનું પાત્ર હાથમાં ધારણ કરનાર, એક હાથમાં જંતુરક્ષક ( રજોહરણ ) રાખનાર, પદ પદને વિષે ( ધીરે ધીરે ) ચાલનાર, વળી વસ્ત્ર યુક્ત છે હાથ જહેના, તે વસ્ત્ર વારંવાર મુખ ઉપર હલાવતા અને ધર્મલાભનો ઉચ્ચાર કરતા મુનિ, હરિને નમસ્કાર કરી સ્થિત થયા.

આટલેથી સંતોષ ન થતો હોય તો હજુ આગળ વધી જુઓ- તેજ અધ્યાયનો ૨૫ મો અને ૨૬ મો શ્લોક શું કહે છે:—

"हस्ते पात्रं दधानश्च तुण्डे वस्त्रस्य धारकः ।
मलिनान्येव वासांसि धारयन्तोऽल्पभाषिणः ॥ २५ ॥
धर्मो लाभः परं तत्त्वं वदन्तस्ते तथा स्वयम् ।
मार्जनीं धार्यमाणास्ते वस्त्रखण्डविनिर्मिताम् " ॥२६॥

અર્થાત્-હાથમાં પાત્રને ધારણ કરનાર, નાસિકા આગળ વસ્ત્રને ધારણ કરનાર, મલિન વસ્ત્રને ધારણ કરનાર, થોડું બોલતા 'ધર્મનો લાભજ પરં તત્ત્વ છે' એ પ્રમાણે બોલતા અને વસ્ત્રના કકડાથી બનેલી માર્જની ( રજોહરણ ) ધારણ કરનાર મુનિ સ્થિત થયા.

(જો કે આ વિષય ઉપર લંબાણથી સમાલોચના કરવાની છે, પરન્તુ અત્યારે તે ઉદ્દેશ નહિ હોવાથી માત્ર પ્રસ્તુત વિષયનેજ અનુસરી આગળ વધુંછું.)

પાઠકો ! વિચાર કરો, હિન્દુધર્મના પ્રાચીન અને માનનીય ગ્રન્થની અન્દર કેવા મુનિનું વર્ણન કરવામાં આવ્યું છે ? ' દિગમ્બર મુનિઓનું આ વર્ણન છે ' એમ કોઇ પણ બુદ્ધિમાન્ કહી શકે ખરો ? છે કોઇ દિગંબર મતાનુયાયી ઉપરોક્ત વર્ણનને ' દિગમ્બરમતના મુનિનું વર્ણન છે' એમ સિદ્ધ કરનાર? જ્હારે આવા હિન્દુધર્મના શાસ્ત્રમાં પણ શ્વેતાંબર મુનિનું વિવેચન કરવામાં આવ્યું છે, ત્યારે હવે તેમ કહેવામાં કોઇ પણ જાતની ક્યાશ રહી શકેછે ખરી કે શ્વેતાંબર મત પ્રાચીન છે?

હવે કેટલાક પૂર્વાપર વિરોધી વાક્યોને નહિ જાણનાર દિગંબરો મહાભારતના ત્રીજા પરિચ્છેદની આદિનું વાક્ય (જ્હેની અન્દર માત્ર એક **નગ્ન** શબ્દ આવેલો છે) આગળ કરી એમ સિદ્ધ કરવા ચેષ્ટા કરેછે કે— ' મહાભારતમાં પણ અમારા દિગંબર મતની ચર્ચા આવેલી છે,' જુઓ મહાભારતમાં તે વાક્ય આ પ્રમાણે છે—

**साधयामस्तावदित्युक्त्वा प्रातिष्ठतोत्तङ्कस्ते कुण्डले गृहीत्वा सोऽपश्यदथ पथि नग्नं क्षपणकमागच्छन्तं मुहुर्मुहुर्दृश्यमानमदृश्यमानं च ॥**

અર્થાત્-કોઇ ઉત્તંક નામનો વિદ્યાર્થી પોતાના ગુરૂની સ્ત્રીને માટે કુંડલ લાવવાને માટે ગયો, કુંડલ લેઇને ચાલ્યો આવે છે, તો રસ્તામાં ત્હેણે કંઇ દેખતા કંઇ ન દેખતા એક **નગ્ન** મુનિને વારંવાર દેખ્યા.

હવે ઉપરોક્ત વાક્યમાં આવેલા ' નગ્ન ' શબ્દને લેઇને અમારા દિગમ્બર ભાઇઓ પોતાની પ્રાચીનતાનો ઝંડો ઉઠાવવાની કોશિશ કરે છે, પરન્તુ જે વ્યાસજીએ જૈન મુનિના વેષનાં પ્રમાણો શિવપુરાણમા આપ્યાં છે, તેજ વ્યાસજીએ મહાભારતમાં પણ ઉપરોક્ત વચન કહેલું છે, ખેર ! તે વાત પણ હું તો કબૂલજ રાખું છું, કેમકે—જીનકલ્પી સાધુઓ પણ તે વખતે હતા, એમ અમે માનીએ છીએ અને ઉપરોક્ત શબ્દથી તેઓ 'જીનકલ્પી' મુનિ હતા, એમ કહેવામાં કોઈ જાતનો વિરોધ આવતો નથી. ખરેખર, વિરોધ તો દિગંબર ભાઇઓને આવે છે, કેમકે એકજ વ્યાસજીનાં તે બન્ને વચનો છે, એટલે એક સ્થળે શ્વેતામ્બર મતના સાધુનું વર્ણન કરે અને બીજી તરફ દિગમ્બરમતના નગ્ન સાધુનુ વર્ણન કરે, તે કદાપિ સંભવી શકતુંજ નથી, કારણ કે તે સમયમાં દિગમ્બર મતની વિદ્યમાનતાજ ન્હોતી. અત એવ ઉપરોક્ત વાતનો ફલિતાર્થ એજ છે કે—મહાભારત અને શિવપુરાણમાં પણ શ્વેતાંબર મતના સાધુઓનુંજ વર્ણન છે, માટે એ સિદ્ધ થાય છે કે—શ્વેતામ્બર મત પ્રાચીન છે.

મ્હને આ લેખ લખતાં લખતાં આશ્ચર્ય પણ થતું જાય છે કે, જ્યહારે કોઇ પણ વ્યક્તિ કે સમાજ પોતાનો કક્કો સાચો કરાવવા માટે હઠ પકડેછે, ત્યહારે તે ખૂણા ખચકામાંથી પણ વાક્ય કે શબ્દને શોધી કાઢીને આગળ ધરે છે, પરન્તુ તે પહેલાં એટલો વિચાર નથી કરવામાં આવતો કે—હું આ જે વાક્ય જન સમાજની દૃષ્ટિપથમાં મૂકું છું તે કેટલા અંશે સાચું છે ?

હુમણાંજ એક દિગંબરમતના અનુયાયી વિદ્યાર્થીએ ભદ્રબાહુ ચરિત્રનું ભાષાન્તર બહાર પાડયું છે પરન્તુ આટલેથીજ સંતોષ ન માનતાં તે મહાનુભાવ, એક લાંબી ચોડી પ્રસ્તાવના લખીને પણ પોતાનું મિથ્યાત્વ પ્રકટ કર્યા વિના રહ્યા નહિ. જો કે આ પ્રસ્તાવનામાં બતાવેલી કેટલીક કુયુક્તિઓનો જવાબ તો ઉપરના લખાણથીજ આવી ગયો છે, એટલે તે સંબંધી પુનઃ ન લખતાં તે વિદ્યાર્થીએ એક 'વરાહમિહિર' નામના જ્યોતિષ શાસ્ત્રના પ્રાચીન બિદ્વાનનો એક શ્લોક ( કે જહેની અન્દર "नग्नाः जिननां विदुः" આ પદ આવેલું છે) તેને ઉદ્ધૃત કરી પોતાની પ્રાચીનતા સિદ્ધ કરવા કોશિશ કરી છે, ત્હેનોજ જવાબ આપુંછું.

પ્રથમ તો ઉપરોક્ત વાકયમાં नग्न શબ્દ દેખી ફૂલી જનાર મહાશયને હું પુછુંછું કે—ત્હમે વરાહમિહિરનું દૃષ્ટાન્ત તો આપ્યું, પરન્તુ પ્હેલાં વરાહમિહિરના સમયનો નિશ્ચય કર્યો છે ? અને જો કર્યો હતે તો આ પ્રમાણે નગ્ન શબ્દને દેખી તે વાકયને આગળ ધરતેજ નહિ કેમકે पञ्चसिद्धान्तिका ની અંદર વરાહમિહિર પોતે લખે છે–કે 'શાકે ૪૨૭ ના સમયમાં આ ગ્રન્થ રચ્યો છે' આથી અમે બતાવેલા દિગમ્બરના સમયને કોઈ પણ રીતે ધક્કો પહોંચતોજ નથી. અને ભદ્રબાહુ ચરિત્રની પ્રસ્તાવનામાં આ વાતને જે પ્રમાણ રૂપે ગણવામા આવી છે. તે પ્રમાણજ બિલકુલ બિનપાયાદાર ઠરે છે.

હવે કેટલાક દિગમ્બર મતાનુયાયીઓ 'નિર્ગ્રન્થ' શબ્દને

દેખીને એકદમ કહી દેછે કે—'જુઓ શ્વેતામ્બરો પણ નિર્ગ્રન્થનેજ માન આપે છે' જહેવી રીતે 'જૈન હિતૈષી' ના સાતમા ભાગના બારમા અંકમાંજ એક સ્થળે લખવામાં આવ્યું છે કે—"**श्वेताम्बरसूत्रोंमें भी निर्ग्रन्थत्वको महत्त्व दिया है**" વાત પણ ઠીકજ છે, કેમકે પ્રથમ તો સમગ્ર શ્વેતાંબર સાધુઓનું નામજ '**निर्ग्रन्थ**' હતું, તે સંબંધી એક પટ્ટાવલીમાં પણ લખ્યું છે કે—"**श्रीसुधर्मस्वामिनोऽष्टौ सूरीन् यावद् निर्ग्रन्थाः साधवोऽनगारा इत्यादिसामान्यार्थाभिधायिन्याख्याऽऽसीत्**"

અર્થાત્—નિર્ગ્રન્થ શબ્દથી સાધુ, અનગાર કહેલ છે, કંઇ નિર્ગ્રન્થનો અર્થ 'નાગો' એ પ્રમાણે કરવામાં આવ્યો નથી.

હવે શ્વેતાંબર મતની પ્રાચીનતાના સંબંધમાં કેટલીક સ્થૂલ યુક્તિઓ આપી આ લેખને સમાપ્ત કરીશ.

પહેલાં આપણે મંખલી ગોશાલનું દૃષ્ટાન્ત લઇએ. જે મંખલી ગોશાલનું નામ, શ્વેતાંબરોએ માનેલ ભગવતી આદિ અનેક સૂત્રોમાં ઠેકાણે ઠેકાણે આવે છે, તેજ મંખલી ગોશાલનું વર્ણન બૌદ્ધોના પિટક ગ્રન્થોમાં પણ આવે છે, જ્યારે દિગમ્બરોના એક પણ ગ્રન્થમાં મંખલીગોશાલનું નામ દૃષ્ટિગોચર થતું નથી. તેથી એ સિદ્ધ થાય છે કે—દિગમ્બરોના ગ્રન્થો, શ્વેતાંબર ગ્રન્થો કરતાં અર્વાચીનજ છે, અને જહેના ગ્રન્થોજ નવીન રચેલ ઠરેછે, તે મતની પ્રાચીનતા કેવી હોવી જોઇએ? તે વાં-

ચકો સ્વતઃ સમજી શકે તેમ છે.

આ સિવાય આપણે એ પણ જોઇ શકીએ છીએ કે–દિગમ્બરોના શાસ્ત્રોની અંદર ઠેકાણે ઠેકાણે શ્વેતાંબર મતની નિંદા આવે છે, તેથી પણ એ સિદ્ધ થાય છે કે–શ્વેતાંબર મત તે પહેલાંનો હોવોજ જોઇએ.

વળી એક મ્હોટામાં મ્હોટી વાત કહેવી રહી જાય છે અને તે એજ છે કે–શ્વેતાંબર મતમાં માનેલા ઉત્તરાધ્યયનાદિ સૂત્રોમાં કહેલું છે કે–'અજીતનાથથી લેઇ પાર્શ્વનાથ સુધી બાવીસ તીર્થંકરો, તેમ તેમના સાધુઓ ચાર મહાવ્રતને માનતા હતા, અર્થાત્ ચોથા બ્રહ્મની ગણતરી અપરિગ્રહમાંજ કરી લેતા હતા. જ્યારે મહાવીરદેવના સાધુઓ શ્રીઋષભદેવના સાધુઓની માફક પાંચ મહાવ્રતને માને છે. આજ વાતને બૌદ્ધનો પિટક ગ્રન્થ જહેવો કે–'દિગ્નિકાયના સામાન્ય ફલસૂત્રની સુમંગલા વિલાસિની' નામની ટીકામાં બુદ્ધઘોષે જે લખ્યું છે, તે સંબન્ધમાં ડૉ. જેકોબી મહાશય મૂલગ્રન્થકાર તથા ટીકાકારની ભૂલ બતાવતાં સ્પષ્ટરૂપે પોતાની ૧૮૯૪ની પ્રસ્તાવનાના ૨૧ મેં પાને લખે છે કે—

'For the Pali chatuyama is equivalent to the Prakrit c' atujjam, a well known Jain term which denotes the four vows of Parshva in contradistinction to the five vows (Pancha Mahavvaya) of Mahavira.'

અનુવાદ–કારણ કે પાલી 'ચાતુયામ' શબ્દ પ્રાકૃત 'ચાતુજ્જામ'ની બરાબર છે. 'ચાતુજ્જામ' કે જે મહાવીરના પાંચ મહાવ્રતથી ભિન્ન શ્રીપાર્શ્વના ચાર વ્રતોનું જ્ઞાપન કરનાર એક પ્રસિદ્ધ જૈન (પારિભાષિક) શબ્દ છે.

આ ભેદ દિગંબર મતમાં બિલકુલ બતાવવામાં આવ્યો નથી. તેથી પણ એ સ્પષ્ટ રીતે સમજાઇ જાય છે કે–શ્વેતાંબર મતજ પ્રાચીન છે.

વળી ધમ્મપદ ઉપરે બુદ્ધઘોષની ટીકામાં કહેલું છે કે–'નિર્ગ્રન્થો (સાધુઓ) નીતિ મર્યાદાને માટે એક જાતનો કપડો રાખે છે' અને તેજ વાતને અનુસરતું શ્વેતાંબર ગ્રન્થોમાં પણ કહ્યું છે કેઃ—

"अजितादिद्वाविंशतिजिनतीर्थसाधूनां ऋजुप्राज्ञानां बहुमूल्यविविधवर्णवस्त्रपरिभोगाऽनुज्ञासद्भावेन सचेलकत्वमेव, केपाञ्चित् श्वेतमानोपेतवस्त्रधारकत्वेन अचेलकत्वमपि, इति अनियतस्तेषामयं कल्पः, श्रीऋषभवीरतीर्थजिनानां च सर्वेषामपि श्वेतमानोपेतजीर्णप्रायवस्त्रधारित्वेन अचेलकत्वमेव"

આથી પણ સિદ્ધ થાય છે કે બૌદ્ધ ગ્રન્થોનું અને શ્વેતાંબર ગ્રન્થોનુ કથન એક હોવાથી શ્વેતાબર મત પ્રાચીન જ છે. કેમકે દિગંબરો તો સર્વથા નાગા રહેવાનુંજ પસંદ કરે છે.

હવે લેખનો ઉપસંહાર કરવા પહેલાં એટલુ બતાવવું આવશ્યક ધારૂં છું કે–દિગંબરાચાર્યોએ પોતાનો મત ચલાવવાને

કેવા રૂપમાં ચિતરી નાંખ્યો છે? અર્થાત્ તેઓના અંતઃકરણમાં માટે શ્વેતામ્બર મતને કેવો દ્વેષદાવાનળ રહેલો હોવો જોઇએ? ત્હેને બતાવનાર એક નમૂનો અહિં રજુ કરૂં છું.

દિગંબર મતમાં થઇ ગયેલ દેવસેન નામના આચાર્યે પોતે વિ૦ સં૦ ૯૯૦માં બનાવેલા 'દર્શનસાર' નામના ગ્રન્થમાં લખે છે કેઃ—

"अण्णं च एवमाई आगम दुट्ठाइ मिच्छसत्थाइं ।
विरइत्ता अप्पाण पडिठवियं पढमए णिरए" ॥१५॥

અર્થાત્—ઇત્યાદિ અનેક આગમોને ઉત્થાપિને, મિથ્યાશાસ્ત્ર બનાવીને, પોતાના આત્માને (દુષ્ટ જિનચન્દ્રે) પહેલી નરકમાં સ્થાપન કર્યો.

વાંચક! વિચાર કર, એક મુનિના અન્તઃકરણમાં કેટલો બધો દ્વેષ વ્યાપી રહેલો છે? ખેર! પહેલાં તો હું તેજ પૂછું છું કે—તે દેવસેનાચાર્યે વિ. સં૦ ૯૯૦માં તો 'દર્શનસાર' નામનો ગ્રન્થ બનાવ્યો છે, તો શું તે વખતે દેવસેનને અવધિજ્ઞાન થયું હતું કે જ્હેથી ત્હેમણે જાણી લીધું કે—જિનચન્દ્ર પહેલી નરકમાં ગયા? આ દેવસેનના લેખથીજ એ સિદ્ધ થાય છે કે-શ્વેતાંબર મતના સંબંધમાં તેઓએ જે જે કલ્પનાઓ કરેલી છે, તે સર્વથા અસત્ય તેમજ દ્વેષ પ્રયુક્તજ છે. આવીજ રીતે આપણે ભદ્રબાહુ ચરિત્રના બનાવનાર 'રત્નનંદી'ની વાક્-જાલ થોડી તપાસીએ. તે મહાનુભાવ પોતાના બનાવેલા 'ભદ્ર-

બાહુ ચરિત્ર' માં એક સ્થળે લખે છે કે:—

'श्वेतांशुकमतोद्भूतमूढान् ज्ञापयितुं जनान्'

આ એક વાક્ય ઉપરથી આપણને માલૂમ પડે છે કે–ભદ્ર-બાહુ ચરિત્ર, કેવળ દ્વેષબુદ્ધિથી શ્વેતાંબર મતના ખંડનને માટેજ જુઠું જોડી કાઢેલ છે, આ સિવાય તેજ ભદ્રબાહુ ચરિત્રના કર્તા અને ભાષાન્તર કર્તામાં, લુંપક મત સંબંધી પણ કેવી અજ્ઞાનતા રહેલી છે તે પણ જુઓ. તેઓ ભદ્રબાહુ ચરિત્રમાં એક સ્થળે લખે છે કે:—

"मृते विक्रमभूपाले सप्तविंशतिसंयुते ।
दशपञ्चशतेऽब्दानामतीते श्रृणुतापरम् ॥
लुंकामतमभूदेकं लोपकं धर्मकर्मणः ।
देशेऽत्र गौर्जरे ख्याते विद्वत्ताजितनिर्जरे ॥
अणहिल्लपत्तने रम्ये प्राग्वाटकुलजोऽभवत् ।
लूंकाभिधो महामानी श्वेतांशुकमताश्रयी ॥
दुष्टात्मा दुष्टभावेन कुपितः पापमण्डितः ।
तीव्रमिथ्यात्वपाकेन लुङ्कामतमकल्पयत् " ॥

અર્થાત્–વિક્રમરાજાના મૃત્યુ બાદ ૧૫૨૭ વર્ષે ગુજરાત દેશના અણહિલનગરમા પ્રાગ્વાટ (પોરવાળ) વંશીય લુંકા નામનો એક મહામાની દુષ્ટ, પાપી, ક્રોધી સફેદ કપડાંને ધારણ કરનાર થયો, તે દુષ્ટે તીવ્ર મિથ્યાત્વના ઉદયથી લુંકામતનો પ્રાદુર્ભાવ કર્યો.

આ કથન કેટલું સત્ય છે તે જુઓ, લુંકામત ગુજરાતની અન્દર આવેલા અમદાવાદ શહેરમાં દશા શ્રીમાળી જ્ઞાતિના લુંકા નામના લેખક (લહિયા)થી ઉત્પન્ન થએલો છે, અને તે વાતને ખાસ લોંકા વિગેરે ગચ્છવાળાઓ પણ કબૂલ રાખે છે, જ્યારે ભદ્રબાહુ ચરિત્રના કર્તા તો ઇદં તૃતીયં વેતરી નાખે છે. આ કેટલી બધી અજ્ઞાનતા સૂચવે છે તે વાંચકો સહજ જોઇ શકશે.

આ સિવાય તેજ ભદ્રબાહુ ચરિત્રના ભાષાન્તર કર્તાએ તો ઉપરોક્ત શ્લોકોના અર્થમાં પણ કેટલીએક ભૂલો કરી છે, જહેવી કે લુંકા મતને ઢૂંઢીયા મત જણાવે છે, અને પ્રાગ્વાટ કુલને કુલુંબી વંશ લખે છે, પરંતુ આથી તો ત્હેણે પોતાની મોટી મૂર્ખતા સૂચવી છે.

## ઉપસંહાર.

હવે લેખને સમાપ્ત કરતાં ઉપસંહાર રૂપે એટલું કહેવું આવશ્યક ધારૂંછું કે–નગ્ન રહેવામાં કંઇ અપરિગ્રહપણું કે અચેલકપણું સમાએલું નથી. હરકોઇ વસ્તુ ઉપર મૂર્ચ્છા કરવી ત્હેનું નામજ પરિગ્રહ છે. નગ્ન રહીને, સાથમાં માલ મશાલાના ટૂંકો ભરી રાખે, તો તેથી નિષ્પરિગ્રહપાણું કહેવાતું નથી

કેટલાક દિગંબરો એમ માને છે કે–'શ્વેતાંબર શાસ્ત્રોમાં પરિગ્રહ ધારીને મોક્ષ લખેલ છે.' પરન્તુ આ કહેવું સર્વથા અસત્યજ છે. શ્વેતાંબર મતાનુયાયી તો પરિગ્રહધારીમાં સાધુ-પણુંજ માનતા નથી. શ્વેતાંબર શાસ્ત્રોમાં મૂર્ચ્છાને પરિગ્રહ મા-

નેલ છે, પરન્તુ ધર્મોપકરણને પરિગ્રહ માન્યો નથી, અને તેજ વાતને દિગમ્બર આચાર્યો પણ કબૂલ કરે છે, જુઓ જ્ઞાનાર્ણવના કર્ત્તા શ્રી શુભચંદ્રાચાર્ય જ્ઞાનાર્ણવના સોળમા પ્રકરણમાં લખે છે કે—

"निःसङ्गोऽपि मुनिर्न स्यात् संमूर्च्छन् संगवर्जितः ॥
यतो मूर्च्छैव तत्त्वज्ञैः सगसूतिः प्रकीर्तिता" ॥ १ ॥

અર્થાત્-જે મુનિ નિઃસંગ હોય, એટલે કે બાહ્ય પરિગ્રહથી રહિત હોય, અને જો મમત્વ કરતો હોય તો તે નિષ્પરિગ્રહી થઈ શકે નહિ, કેમકે **તત્વજ્ઞાની વિદ્વાનોએ મુચ્છા તેજ પરિગ્રહની ઉત્પત્તિનું સ્થાન માનેલ છે.**

આ ઉપરથી કદાચ કોઇ એમ કહે કે-'જો સાધુ ધર્મોપકરણ રાખશે, તો ત્હેને અવશ્ય મૂર્છા થશે, તો પછી ત્હેને પરિગ્રહનો ત્યાગી કેમ કહી શકાય? પરન્તુ આમ શંકા કરનાર દિગંબર ભાઇએ પોતે માનેલા આચાર્ય શ્રીશુભચન્દ્રાચાર્યનાજ વચનોનું પહેલાં સ્મરણ કરવું જોઇએ છે, જુઓ તેજ આચાર્ય જ્ઞાનાણવના અઢારમા પ્રકરણમાં શુ કહે છેઃ—

" शय्यासनोपधानानि शास्त्रोपकरणानि च ।
पूर्वं सम्यक् समालोच्य प्रतिलिख्य पुनः पुनः ॥ १२ ॥
गृह्णतोऽस्य प्रयत्नेन क्षिपतो वा धरातले ।
भवत्यविकला साधोरादानसमितिः स्फुटम्" ॥ १३ ॥

અર્થાત્-જે મુનિ શય્યા, આસન, ઉપધાન, શાસ્ત્ર અને ઉપકરણ, દિવસે પ્હેલાં સારી રીતે જોઇને અર્થાત્ વારંવાર પ્રતિલેખન કરીને યત્નપૂર્વક ગ્રહણ કરતો, તથા તેજ પ્રમાણે કરી પૃથ્વી ઉપર મૂકે છે, તે અવિકલ (પૂર્ણ) આદાનનિક્ષેપણાસમિતિ પાળે છે.

ઈત્યાદિ અનેક રીતિથી સિદ્ધ થાય છે કે-સાધુને ઉપકરણો રાખવાની ખાસ જરૂર છે, અને તે ઉપકરણો ઉપર જો મૂર્છા ન રાખવામાં આવે તોજ નિષ્પરિગ્રહપણું કહી શકાય

અન્તમાં દિગમ્બર મતાનુયાયીઓને એટલી સૂચના કરૂં છું કે-મહાનુભાવો ! જે પ્રાચીન છે તે, ગમે તેટલી કુયુક્તિઓ કે પ્રપંચો રચવાથી પણ અર્વાચીન થનાર નથી, અને જે અર્વાચીન છે તે પ્રાચીન થનાર નથી, આવા પુરાણા ઝઘડાઓમાં વ્યર્થ સમયનો વ્યય કરવો, આ વધવાના સમયમાં ઉચિત નથી. લેખ લખનારાઓએ પણ એટલું અવશ્ય ધ્યાનમાં રાખવું જોઇએ કે-ગાલીપ્રદાન કે ત્હેવી બીજી કુયુક્તિઓનું શરણ લેવાથી લાભ થતો નથી, માટે હર કોઇ લખનારે સીધે સીધી રીતે પોતાના ઉદ્દેશને અનુસરી લખાણ કરવું તેજ શ્રેયસ્કર થાય છે.

છેવટ-મ્હારી તો એજ આંતરીક ભલામણ છે કે-જૈનોના ત્રણે ફિરકાઓ એક સંપી થઈ જૈનધર્મનાં મુખ્ય તત્ત્વોનો ફેલાવો કરે, એક શ્વેતાંબર દિગંબર થશે તો તેથી ૧૩ સાંખ

ને ૩૪ હજારની સંખ્યામાં વધારો થનાર નથી, એક દિગંબર શ્વેતાંબર થશે તો તેથી પણ ઉપરોક્ત સંખ્યામાં વધારો થનાર નથી, માટે ત્રણે ફીરકાઓ મળી ઉપરોક્ત સંખ્યામાં વધારો થાય, અહિંસા ધર્મનો ફેલાવો થાય અને મહાવીર દેવની સાચી ભક્તિ સચવાય, તેવા ઉપાયો યોજો અને સમ્યક્ દર્શન, જ્ઞાન, ચારિત્ર રૂપ રત્નત્રયની પ્રાપ્તિ કરવા પૂર્વક દરેકનો મોક્ષ થાઓ. એજ અંતઃકરણથી ઇચ્છી આ લેખને સમાપ્ત કરૂં છું.



શ્રીઃ

श्रीविजयधर्मसूरिभ्यो नमः ।

# શ્વેતામ્બર પ્રાચીન કે દિગમ્બર?



(ટ્રેકટ નં. ૨.)

એતો ખરૂં છે કે જ્યહારથી ઇતિહાસ તત્ત્વ તરફ લોકોની પ્રજ્ઞાએ પ્રયાણ કર્યું છે, ત્યહારથી દિન-પ્રતિદિન અમુક વાતની પ્રાચીનતાના વિષયમાં ઘણીજ સરળતા પ્રાપ્ત થવા લાગી છે. ઈતિહાસ શોધકો એ વાતનો નિર્ણય આસાનીથી કરી શકે છે કે-અમુક બે વસ્તુઓમાં પ્રાચીન કોણ છે અને અર્વાચીન કોણ છે? પરન્તુ એટલું તો જરૂર કહેવું પડશે કે, એતદ્દેશીય લોકોમાં હજુ તે શોખે જોઇએ ત્હેવો પ્રવેશ કર્યો નથી, તોપણ પાશ્ચાત્ય પ્રજાની દેખાદેખી અથવા કહો કે એવાંજ બીજા કોઇ કારણથી એતદ્દેશીય કેટલાક મહાનુભાવો, તે વિષયમાં ચંચુ પ્રવેશ કરતા દેખાયા છે, આ કંઇ થોડી આનંદજનક વાત નથી. સંભવ છે, કોઇ સમય આપણે માટે એવો પણ આવશે કે, આપણે હજારો ભારતવાસી બન્ધુઓની પલટન ઈતિહાસ તત્ત્વવેત્તા તરીકેની જોવા ભાગ્યશાળી નિવડીશું.

ઇતિહાસવેત્તાઓ કેવી કેવી અજાયબીભરેલી વાતોને પ્રકાશિત કરે છે કે, જહેને જાણીને સાંભળીને, ત્હેનો અસલી આનન્દ તેજ મનુષ્યો અનુભવ કરે છે કે, જહેણે તે વિષયમાં લગાર માત્ર પણ પ્રવેશ કર્યો છે. સેંકડો વર્ષોથી જહે વાતે કોઈના મગજમાં લગાર પણ ઠોકર ન ખાધી હોય, તે વાતને પણ આબેહૂબ રીતે બતાવી આપનારા ઇતિહાસવેત્તાઓજ છે. અસંભવિત લાગતી વાતોને પણ સરાસર સંભવિત શું? પ્રત્યક્ષ બતાવી આપવામાં ઇતિહાસવેત્તાઓજ સફળ નિવડે છે અને હું ન ભૂલતો હોઉં તો સત્ય અને અસત્યનો ગુપ્ત ચાલ્યો આવતો ઝઘડો નિપટાવવામાં પણ ખરેખર ઇતિહાસ-વેત્તાઓ ન્યાયાધીશનો હોદ્દો ભોગવે છે.

એવું આજ સુધી કોના જાણવામાં હતું કે—આજ-કાલ પ્રચલિત 'पंचतन्त्र' પં૦ વિષ્ણુશર્મ્માનું નહિં, પરન્તુ એક જૈનાચાર્યનું બનાવેલું છે? અને આજ સુધી એ કોણ જાણતું હતું કે—પં૦ વિષ્ણુશર્મ્માના બનાવેલા 'पंचतन्त्र' નું મૂળ પણ જૈન કથા ગ્રન્થોજ છે? પરન્તુ ત્હને કહેવા દ્યો કે, ડૉ. હર્ટલ મહાશયનેજ મુબારકબાદી ઘટે છે કે—જહે-ઓએ ઇતિહાસ ઉપરથી એ વાત સિદ્ધ કરી આપી કે—'પ્રચ-લિત 'पंचतन्त्र' વિષ્ણુ શર્મ્માનું નહિં, પરન્તુ તે એક જૈનચાર્યની કૃતિનું છે. અને પં૦ વિષ્ણુશર્મ્માના બનાવેલા 'पंचतन्त्र'નું મૂળ પણ જૈન કથા ગ્રન્થોજ છે.' ત્હેવીજ રીતે મત—મતાન્તરોની પ્રાચીનતા—અર્વાચીનતાના સંબંધમાં પણ

ઘણાએક વિદ્વાનો ઘણે ભાગે નિર્ણય કરતા જાય છે. તે અનુસાર આજના શ્વેતામ્બર—દિગમ્બરોની પ્રાચીનતા—અર્વાચીનતાના વિષયને પણ ઇતિહાસવેત્તાઓ ભૂલ્યા નથી. પાશ્ચાત્ય સારા સારા ઉચ્ચકોટિના વિદ્વાનોએ હેનો નિર્ણય કર્યો છે, અને તે વાતનો ઉલ્લેખ, જ્યહાં સુધી બન્યું, હું મારા પ્રથમના લેખમાં ( ટ્રેક્ટ નં. ૧ માં ) કરી પણ ચૂકયો છું.

વાંચકોએ જોયું હશે કે—મ્હેં મારા પ્રથમના 'શ્વેતામ્બર પ્રાચીન કે દિગમ્બર ?' નામના લેખમાં ઇતિહાસ પ્રમાણ, શાસ્ત્ર પ્રમાણ અને યુક્તિ પ્રમાણથી એ સિદ્ધ કરી બતાવ્યું છે કે—'શ્વેતામ્બર અને દિગમ્બર એ બે ફિરકાઓમાં 'શ્વેતામ્બર' પ્રાચીન છે.' પરન્તુ વાચકો એ વાતને સારી પેઠે જાણતા હશે કે—આગ્રહદેવના ઉપાસકો ગમે ત્હેવી સારી વાત હોય તો પણ તે સ્વીકાર—માન્ય કરતા નથી. સ્વીકાર કરવાની—માન્ય કરવાની વાતતો દૂર રહી, પરન્તુ પથરા લેઇને પાછળ ન પડે, તોજ મોટો ઉપકાર કર્યો કહેવાય.

અમારા દિગમ્બર ભાઇઓને માટે આ ઉપર્યુક્ત નિયમ કંઇક લાગુ પડતો હોય, એમ દેખાય છે મ્હારા પ્રથમના લેખ ઉપરથી, તેઓને બુદ્ધિમત્તાથી અથવા કહો કે તટસ્થપણાથી સમીક્ષા કરવાનું તો નજ સૂઝ્યું, પ્રત્યુત 'મ્હારૂં તેજ સાચું' આ ત્હેમના અસલી સિદ્ધાન્તને ચરિતાર્થ કરવાનુ તેઓએ ઉચિત ધાર્યું, 'પોતાનો કાઢેલો કક્કોજ ખરો, બાકીના બધા ખોટા' આજ બાલચેષ્ટા, તેઓના 'પ્રાચીન દિગમ્બર—અર્વા-

ચીન શ્વેતામ્બર’ નામના ટ્રૅકટમાં દેખીને ખરેખર આ લેખકને દયા આવે છે. ખરૂં કહું તો ‘પ્રાચીન દિગમ્બર—અર્વાચીન શ્વેતામ્બર’ આ ટ્રૅકટ શું છે? બાલચેષ્ટાઓનો ભંડાર છે. અથવા એથી પણ બીજા શબ્દોમાં કહું તો આગ્રહદેવતાજ પુસ્તકરૂપે પ્રકટ થયા છે. હું નથી ધારતો કે કોઈ પણ મનુષ્ય, કે જહેનામાં લગાર માત્ર પણ યુક્તિપ્રયુક્તિને સમજવાની શક્તિ છે, અથવા સત્યાસત્યનો વિચાર કરી શકવાનું સામર્થ્ય છે, તે ઉપયુક્ત ટ્રૅકટને વાંચીને, ત્હેના લેખક તરફ તિરસ્કારની દ્રષ્ટિથી જોયા વિના રહી શકે? અને તેજ વાતનો પુરાવો હું હમણાંજ થોડે દૂર જઇને આપીશ. ખેર! આ વાત ઉપર વિશેષ રામકહાણી ચીતરવાને હું બંધાએલો નથી. મારી મુખ્ય ફરજ અથવા મુખ્ય ઉદ્દેશ તો, શ્રીમાન્ નેમિનાથ પાંગલેનું ટ્રૅકટ, કેવું યુક્તિ પ્રમાણ, શાસ્ત્ર પ્રમાણ કે ઇતિહાસ પ્રમાણથી દૂર રહેલું છે? તેજ બતાવવાનો છે, અને તેટલાજ માટે હું આ લેખના ઉપક્રમને સમાપ્ત કરી, મ્હારા મૂલ ઉદ્દેશ ઉપર આવુંછું.

‘वदतो व्याघातः’નું એક ઘણુંજ સુંદર ઉદાહરણ મ્હને મિ. પાંગલેના ‘प्राचिन दिगम्बर–अर्वाचीन श्वेताम्बर’ નામના ટ્રૅકટની શરૂઆતમાંથી મળી આવે છે. મિ. પાંગલે કહે છે કેઃ—

“સનાતન જૈન ધર્મના દિગમ્બર અને શ્વેતામ્બર આમ્નાય પૈકી પ્રાચીન કોણ? એ પ્રશ્ન વારંવાર આપણી

આગળ આવતો હોવાથી, જે તે આમ્નાયવાળા આ પ્રશ્નનો ઉત્તર પોતાનાજ આમ્નાય પ્રમાણે આપી છૂટી જાય છે, પણ ખરો પંથ કયો છે? દિગમ્બર કે શ્વેતામ્બર? **એનો પક્ષપાત રહિત કોઇ પણ જવાબ આપતા નથી.** એનું કારણ પોતપોતાના પંથ માટેનો **અંધ પ્રેમજ** છે."

'વદતો વ્યાઘાત'નો નિયમ આ ઉપર્યુક્ત વાક્યમાં કેવો સુંદર રીતે લાગુ પડે છે, તે આપણે તપાસીએ.

પાગલે મહાશયના ઉપર્યુક્ત કથનથી એ વાત સાફ પ્રકટ થઇ આવે છે કે—'શ્વેતામ્બર કે દિગમ્બર, કોઈ પક્ષપાત રહિત જવાબ આપતા નથી.' અને ત્હેનું કારણ તેઓ **અંધ પ્રેમ** બતાવે છે. અર્થાત્ 'શ્વેતામ્બરો—દિગમ્બરો બન્ને **અંધપ્રેમી** છે,' આ તેનો ફલિતાર્થ છે. પરન્તુ આગળ ચાલતાં તો તેઓ લખે છે કે—"મુનિ વિદ્યાવિજયજીએ શ્વેતામ્બર પ્રાચીન કે દિગમ્બર? એવો એક લેખ લખી પોતાના અંધ પ્રેમની પરાકાષ્ટા કરી છે."

આ લખાણથી સ્પષ્ટ જણાઈ આવે છે કે—તેઓ પોતે અંધ પ્રેમીઓની કલાસમાંથી પોતાનું નામ કમી કરાવાની ચેષ્ટા કરે છે. પહેલાં તો પોતેજ કહી ગયા છે કે—શ્વેતામ્બરો અને દિગમ્બરો બન્ને અંધ પ્રેમી છે પરન્તુ પાછળથી 'વદતો વ્યાઘાત'ના નિયમને અવલંબી પોતાનો બચાવ કરે છે. શું કોઇ પણ રીતે તેઓનો બચાવ થઇ શકે તેમ છે? કદાપિ

નહિ. કોઇ પણ અંશમાં તેઓનો બચાવ તો ન્હારેજ થઇ શકતે કે જ્યારે ત્હેમણે દિગમ્બર કે શ્વેતામ્બર, કોઇના પણ પક્ષમાં ન પડી તટસ્થપણે લેખ લખ્યો હતે, પરન્તુ ત્હેમાંનું તો કંઇ પણ ત્હેમના લેખમાં દેખાતુંજ નથી. ખરૂં જોવા જઇએ તો અંધ પ્રેમની પરાકાષ્ટાની પણ પરાકાષ્ટાએ દિગમ્બર ભાઇઓજ પહોંચેલા છે, અને તે વાત તેઓના જૂઠા આક્ષેપો, વ્યર્થ ઝઘડાઓ તથા શ્વેતામ્બરો પ્રત્યેની નિંદાજ બતાવી આપે છે. વધારે દુર શા માટે જઇએ ? આ ટ્રેકટજ લેખકે કેવી સભ્યતાથી લખેલું છે ? તે જોવાથી સહજ અનુમાન થઇ આવે છે. ઇતિહાસ પ્રમાણ, શાસ્ત્ર પ્રમાણે કે યુક્તિ પ્રમાણથી પોતાની પ્રાચીનતા સિદ્ધ કરી આપનારને ' અંધ પ્રેમની પરાકાષ્ટા કરી છે ' આમ કહેવાનું સાહસ તો, અમારા દિગમ્બર ભાઇઓમાં પ્રખ્યાતિ પામેલા એડિટરાચાર્ય મિ. પાંગલે મહાશય સિવાય બીજામાં ક્યહાંથી જ હોઇ શકે ?

આગળ ચાલતાં તેઓ લખે છે કે—" એવડો મોટો પ્રયત્ન કરી ડુંગર ખોદી ઊંદરજ કાઢયો છે. "

હું નથી સમજી શકતો કે આ કથનથી તેઓએ પોતાની શી બહાદુરી બતાવી ? લેખક મહાશયની બહાદુરી કે ઉપર્યુક્ત ઉક્તિ લખવાનું ચરિતાર્થપણું તો ત્હારેજ લેખી શકાત કે મ્હારા લખેલા લેખની યુક્તિઓનું ઐતિહાસિક, શાસ્ત્રીય કે યુક્તિ દ્વારા ખંડન કર્યું હતે. અસ્તુ !

પાંગલે મહાશય આગળ ચાલતાં લખે છે કેઃ—

**"દિગમ્બર અને શ્વેતામ્બર ભાઇઓ જે જે બાબતોમાં મળતા હોય, તે તે બાબતોમાં મળીને તેઓએ વીરપ્રભુની ખરી ભક્તિ કરવાની છે,** આ મત જાહેર કરનારા મુનિએ ફરીથી આ વાદમા ઉતરવું, એ નવાઇ જેવું છે."

આ તેઓનું લખાણ, આપણને તેઓના મનનો અભિપ્રાય ચોખ્ખી રીતે બતાવી આપે છે કે—'અમે (દિગમ્બરો) ગમે તેટલું લખીએ, પણ ત્હમારે (શ્વેતામ્બરોએ) કંઈ લખવું નહિ.' કેવો સુંદર ન્યાય ? કેવી સુંદર જબરદસ્તી ? ખરેખર, આ જબરદસ્તી, અલ્લાઉદ્દીનખિલજીની જબરદસ્તીથી કંઇ કમતો નથીજ.

હવે લખવાની ચાલબાજીમાં મિ. પાંગલે મહાશયે વિશારદતા પ્રાપ્ત કરી હોય. એમજ માલૂમ પડે છે. જહે નિયમ હમેશાંને માટે પોતાના ઉપર લાગુ પડતો આવ્યો છે, તેજ નિયમ શ્રીમાને શ્વેતામ્બરો ઉપર લગાવ્યો છે. શ્રીમાન્ લખે છે- "यः स्वभावो हि यस्यास्ति स नित्यं दुरतिक्रमः નિયમ તો ઠીક છે. પરંતુ ત્હેની માળા તો આપના ગળાનેજ શોભા દે છે. એ શોભાથી શ્વેતામ્બરો હજુ બહુ દૂર છે

એ તો ખરી વાત છે કે—જહેને જહેવી ધૂન લાગેલી હોય. ત્હેની દૃષ્ટિ તે તરફ વધારે વળે છે. શ્વેતામ્બરો પુરાણોને નથી માનતા. અર્થાત્ શ્વેતામ્બર શાસ્ત્રોમાં પુરાણ સંબંધી

કોઇ પણ શાસ્ત્ર છેજ નહિ, એ વાત સારી આલમ જાણે છે, તે છતાં મિ. પાંગલે મહાશય લખે છે કે:—

"તેમણે પોતાના પુરાણમાંની કથાનું જે જે પ્રદર્શન કર્યું છે..........." વાહ! કેવું આશ્ચર્ય? શું આ તેઓનું લખવું સત્ય વાતની ટાંગ તોડવા બરાબર નથી કે? મહાનુભાવ! શ્વેતામ્બરો પુરાણોને પ્રમાણ નથી માનતા, પરન્તુ મહાવીરદેવના સિદ્ધાન્તોને પ્રમાણ માને છે. આથી દિગમ્બર ભાઇઓને મ્હારે જણાવવું જોઇએ કે—જહેવી રીતે અમારાં (શ્વેતામ્બરોના) સિદ્ધાન્તો મહાવીરદેવકથિત-ગણધર રચિત માનવામાં આવે છે, અને ત્હેના પ્રમાણમાં અગાદિની વિદ્યમાનતા બતાવવામાં આવે છે, ત્હેવીજ રીતે ત્હમારાં શાસ્ત્રોમાંથી, મહાવીરદેવે ઉપદેશેલા અને ગણધરોએ રચેલા, અંગોમાંનો કોઈ પણ ભાગ કાઢી બતાવો, તો હું ત્હમને હાર્દિક ધન્યવાદ આપ્યા વિના રહીશ નહિં. અને જો ત્હેમાંથી કંઈ પણ ભાગ ન નિકળે તો પછી મ્હારા પ્રથમના લેખમાં કહેવા પ્રમાણે દિગમ્બર શાસ્ત્રો બિલકુલ કલ્પિત—નવાં બનેલાં છે, એ વાત ચોક્કસ રીતે સિદ્ધ થાય છે.

પ્રિય પાઠક! મિ. પાંગલે કહે છે કે:—

"ડૉ. ભાંડારકરનો હું પક્ષપાતી નથી, અથવા મુનિ વિદ્યાવિજયજીનો હું દ્વેષ કરતો નથી."

શું આ તેઓ સત્ય કહે છે? આ વાત તો વાંચક

ત્હારેજ સાચી માનવાનું સાહસ કરતે કે, જ્હારે 'અંધ પ્રેમની પરાકાષ્ટા' આદિ દ્વેષસૂચક શબ્દોની ફોજ ન દેખવામાં આવતી. અથવા તો યુક્તિઓનું આલંબન કરીનેજ પોતાનુંજ ટ્રેકટ પુરૂં કર્યું હતે. પરન્તુ તે તો શ્રીમાનના ટ્રેકટથી હજારો કોશ દૂર ગયું છે. એટલે પછી લેખક ગમે ત્હેવું તટસ્થપણું બતાવે, પરન્તુ ત્હેનું ફળ સિવાય હાસ્યાસ્પદ, બીજું કંઇજ હોઇ શકે નહિં.

એમાં તો કંઇ મીનમેખ જેવુ છેજ નહિ કે-'જહે પ્રાચીન છે તે પ્રાચીનજ રહેશે—કહેવાશે, અને જહે અર્વાચીન છે, ત્હેને માથે અર્વાચીનતાનોજ ટોપલો રહેવ.નો. પછી ભલે અર્વાચીન દિગમ્બરો, પ્રાચીન શ્વેતામ્બર મૂર્તિઓને પોતાની બનાવવા માટે તીર્થસ્થાનોમા ઝગડા કરે, અને પોતાન દ્રવ્યનું પાણી કરે, તેમ કરવાથી દિગમ્બર ભાઇઓની ખીચડી કદાપિ પકવાની નથી. મ્હને બહુ દયા આવે છે કે—મિ. પાંગલે મહાશયે પોતાના ટ્રેકટના પાચમા પૃષ્ઠમાં આ સંબંધી બે ચાર આંસુ પાડી પોતાના હૃદયની જવાળા બહાર કાઢી છે. જહે ચાલબાજી, તેઓ પોતાની અનુભવે છે, તે વાતના બાજીગર તેઓએ શ્વેતામ્બરોને ગણ્યા છે. પરન્તુ ઠીક છે, સ્વભાવમા પણ એક વિલક્ષણ સામર્થ્ય રહેલું છે. તો પણ મ્હારે દિગંબર ભાઇઓ પ્રત્યે જણાવવું જોઇએ કે-"ભાઇઓ! બ્રિટિશ તેજના અજવાળામાં સુણાસુણિ કે કેશાકેશિથી કંઈ વળવાનું નથી જહેવી રીતે શ્વેતામ્બર આચાર્યોએ. તે તે તીર્થોનાં વર્ણનો. પોતાના ગ્રન્થોમાં

કરેલાં, જાહેર કરવામાં આવે છે, ત્હેવીજ રીતે ત્હમે પણ એવાં પ્રાચીન પુરાવાઓથી, તે તીર્થોમાં પોતાનું સ્વત્વ પ્રકાશિત કરો, તો ખુશીની સાથે ત્હેમાં ત્હમારો હક પણ લેખી શકાય, પરંતુ મજાનો માલ દેખી માલિક બની બેસવાની કોશિશ કરવી, એ તો સરાસર, સભ્ય પુરૂષોને અછાજતુંજ વર્તન ગણી શકાય.

મિ. પાંગલે મહાશયનું "આખરે ચાર અંગ્રેજોનો આધાર આપીને પણ તેમનો લેખ પૂરો થયો નહિં" આ લખવું પણ બિલકુલ બેહુદૂજ માલૂમ પડે છે કેમકે મિ. પાંગલે કેવલ ડૉ. ભાંડારકરના વિચારને વેદવાક્ય માની, નહિં પ્રાચીનતાને પ્રાચીનતા સિદ્ધ કરવા લાગી પડયા, તો પછી મ્હેં ચાર પાશ્ચાત્ય વિદ્વાનોના અભિપ્રાય ટાંકી બતાવી સત્ય વાતને પ્રકાશિત કરી, ત્હેમાં મિ. પાંગલેને ચુંક આવી, એ પણ તેઓની અસહ્ય પ્રકૃતિજ બતાવી આપે છે. બુદ્ધિમાન અને સત્યપ્રિય મનુષ્યો આવી રીતે રોદડા રોવામાં બહાદુરી નથી સમજતા, પરન્તુ સ્હામાની યુક્તિઓનું ખંડન કરવામાં જ બહાદુરી સમજે છે, અને તે અનુસાર મિ. પાંગલે મહાશયે મ્હારા આપેલા ચાર પાશ્ચાત્ય-વિદ્વાનોના અભિપ્રાયોનું ખણ્ડન કર્યું હતે, તો જનસમાજમાં તેઓ જરૂર પ્રશંસાને પાત્ર નિવડતે.

હવે પાંગલે મહાશયે કરેલા **વિષય પ્રવેશનું** અવલોકન કરીએ.

મિ. માંગલે મહાશયે વિષયપ્રવેશ કરતાં એક યુક્તિ આપી છે કે—

"એટલા માટે દિગમ્બર લોક ( conservative ) મૂળ રિવાજને વળગી રહેનારા અને શ્વેતામ્બર લોક (liberal) સુધારા વધારા કરનારા છે એમ કહેવામાં કાંઇ વાંધો નથી. પહેલેથીજ તેઓ ( liberal ) સ્વતંત્રતાને ચહાતા હોવાથી તેમણે દેશ-કાળ અને સમય અનુસાર ઘણાજ જલદી સુધારા પોતાનામાં દાખલ કર્યા છે."

આ વાતથી તેઓ એમ કહેવા માંગે છે કે—'નગ્નપણે રહી શકાયુ નહિ ત્યારે મુનીએ વસ્ત્ર પહેરવાં, એવો સુધારો કર્યો,' ત્હેમા તેઓ પ્રમાણ આપે છે કે—શ્વેતામ્બરો પરદેગમન, વ્યાપારમાં સાહસ, ગ્રન્થો છપાવવા વિગેરે કાર્યો કરતા જાય છે, તેમજ પાઠશાળાઓ, હાઇસ્કૂલ, પાંજરાપોળ વિગેરે કાર્યો સમયાનુસાર કરતા જાય છે.

કેટલું બધું આશ્ચર્ય ? વિદ્યાપ્રચારને માટે, ધર્મ પ્રચારને માટે, શ્વેતામ્બરો કઇપણ ઉદ્યમ કરે છે, તો તેથી ત્હેનો આધાર લઇ પાંગલે મહાશય કહે છે કે— 'વસ્ત્ર પહેરવાનો પણ સુધારો કર્યો.' આથી અક્કલની સીમા બીજી કઇ હોઇ શકે ? પહેલાં તો શ્વેતામ્બરો એ પ્રમાણે માનતાજ નથી, તે છતાં તેઓ લખે છે કે 'શ્વેતામ્બરો એ પ્રમાણે કબૂલ કરે છે ' હું પૂછુ છું કે-શ્વેતામ્બરોના કયા ગ્રન્થમા એ પ્રમાણે લખ્યું છે ? તે બતાવશો કે ? મ્હને કહેવાદો કે. યદિ સુધારા તરફજ દેખવામાં આવતું હોય તો શું દિગમ્બર આચાર્યો સુધારા કરતા નથી આવ્યા ? જે સુધારા શ્વેતામ્બરોના બતાવ્યા, તેજ સુધારા

અથવા કહો કે કાર્યો, દિગમ્બર સમ્પ્રદાયમાં શું નથી થવા પામ્યાં ? અને ત્હેવીજ રીતે તેથી આગળ વધીને જુઓ–પહેલે પહેલ દિગમ્બર સાધુઓ નગ્ન ( માતાના પેટમાંથી નિકળ્યા ત્હેવાજ ) ધૂમતા હતા. ત્હાર બાદ એક લંગોટી રાખવાનો સુધારો કર્યો. ત્હાર બાદ મોરપીંછીથી અલંકૃત થયા અને તેથી આગળ વધીને કમંડલ વિગેરે પણ ઉઠાવવા લાગ્યા. તો આ બધા સુધારા શું, સુધારાની દાદી નહિં કે? એથી પણ આગળ વધીને બતાવું તો, દિગમ્બર-સાધુઓને પાચ સમિતિનું પાલન કરવા માટે પ્રતિલેખન વિગેરેની પણ વિધિઓ તેઓના આચાર્યોએ બતાવી કે જહે વિધિઓનો ઉલ્લેખ મ્હેં મ્હારા પ્રથમના લેખમાં 'જ્ઞાનાર્ણવ'ના શ્લોકો ટાંકી બતાવી આપી છે. જ્યહારે દિગમ્બર સાધુઓને સર્વથા નાગાજ રહેવાનું બતાવ્યું હતું, અને ત્હેમાં લગાર પણ મીન મેખ જેવો ફેરફાર ન્હોતો થયો, તો પછી શા માટે શુભચન્દ્રાચાર્ય એમ બતાવતે કે—"જે મુનિ શય્યા, આસન, ઉપધાન, શાસ્ત્ર અને ઉપકરણ દિવસે પ્હેલાં સારી રીતે જોઇને અર્થાત્ વારંવાર પ્રતિલેખન કરીને યત્નપૂર્વક ગ્રહણ કરતો, તથા તેજ પ્રમાણે ફરી પૃથ્વી ઉપર મૂકે છે, તે અવિકલ ( પૂર્ણ ) આદાન નિક્ષેપણા સમિતિ પાળે છે."

આવીજ રીતે અમૃતચંદ્રસૂરિએ પણ 'तत्त्वार्थसार' નામના ગ્રન્થમાં દિગમ્બર સાધુઓને 'એષણાસમિતિ' માટે પણ કહ્યું છે કેઃ—

"पिण्डं तथोपधिं शय्यामुद्गमोत्पादनादिना ।
साधो शोधयतः शुद्धा ह्येषणासमितिर्भवेत् ॥ ५ ॥
(संवरतत्त्व.)

અર્થાત્-પિણ્ડને, ઉપધિને અને શય્યાને જે ઉદ્ગમ- ઉત્પાદના દોષો વડે કરીને શોધે છે-શુદ્ધ કરે છે, ત્હેને એષણાસમિતિ શુદ્ધ થાય છે.

વળી એ પણ જુઓ, ગ્રન્થો લખવાનું કામ પણ દિગમ્બરોએ શ્વેતામ્બરો પહેલાંજ પ્રારંભ્યું છે, એટલે કે શ્વેતામ્બરોના ગ્રન્થ લખવાના કાળ પહેલાંનો, દિગમ્બરોનો ગ્રન્થ લેખન કાળ છે.

હવે બતાવો, આ બધા સુધારા નહિં તો બીજું શું કહી શકાય ? અને જ્હારે એમજ છે તો પછી જહે આરોપ તેઓ શ્વેતામ્બરોના માથે મૂકે છે, તેજ આરોપ શું દિગમ્બરોને શિર નથી આવી શકતો ? બેશક ! આવે છે. પરન્તુ ખરૂં છે, કે-પગ નીચેનો દાવાનળ કોણ જુએ છે ? વાસ્તવિક જોવા જઈએ તો આપણને સ્પષ્ટ માલૂમ પડે છે કે—જ્હારથી શિવભૂતિએ અભિમાનથી નગ્ન વૃત્તિ ધારણ કરી, ત્હારથી વખતના વ્હેવા સાથે દિગમ્બરાચાર્યો દિન-પ્રતિદિન પોતાના આચાર-વિચારોમાં ફેરફાર કરતા ગયા છે. અને ત્હેનું કારણ એજ હોવું જોઈએ કે-'નગ્નપણે રહેવાથી, સભ્ય જગત્ આપણને અજ્ઞ ગણશે, આપણને અસભ્યની ગણત્રીમાં ગણી કાઢશે. આપણી અર્વાચી-

નતા જહેવીને ત્હેવી કાયમ રહેશે, અને આપણી પ્રાચીનતાની પિપુડી કોઈપણ સાંભળશે નહિં, માટે આપણે પણ પ્રાચીન શ્વેતામ્બરોની માફક આચાર-વિચાર રાખીશું તો આપણે પ્રાચીનતાનો ઝંડો, જહેમ ફાવશે તેમ ફરકાવી શકીશું.' બસ; આજ વિચારથી તેઓએ ધીરે ધીરે પોતાની ટાંગ પસારવી શરૂ કરી.

આગળ ચાલતાં પાંગલે મહાશય લખે છે કેઃ—

"પહેલાં શ્રી મહાવીર તીર્થંકર સુધી ઉંચી શ્રેણીના જૈનમુનિ 'નિર્ગ્રન્થ, નગ્ન, દિગમ્બર' હતા."

આને માટે તેઓ કલ્પસૂત્રનું પ્રમાણ આવે છે. ભલા! આ પણ અજ્ઞાન લોકોની આંખે પાટા બાંધવાનો ઇરાદો નહિં, તો બીજું શું કહી શકાય? 'કલ્પસૂત્ર' ની અંદર કોઈપણ સ્થળે 'નિર્ગ્રન્થ'ને અને 'નગ્ન'ને એક કોટિમાં ગણવામાં આવ્યાજ નથી, એમ હું દાવા સાથે કહી શકું છું. કલ્પસૂત્ર તો શું? કોઈપણ શ્વેતામ્બર ગ્રન્થમાં 'નગ્ન' નો અર્થ 'નિર્ગ્રન્થ' કે 'નિર્ગ્રન્થ'નો અર્થ 'નગ્ન' હોઇ શકેજ નહિં. યદિ પાંગલે મહાશય સપ્રમાણ સિદ્ધ કરી આપે તો હુ તેઓને હાર્દિક ધન્યવાદ આપું.

સખેદાશ્ચર્યનો વિષય છે કે—'નિર્ગ્રન્થ' અને 'નગ્ન'નો ભેદ મ્હેં, મ્હારા પ્રથમના લેખમાંજ સમજાવવા માટે કોશિશ કર્યા છતાં મિ. પાંગલે, ત્હેનો ભેદ હજી સુધી સમજી શક્યા નહિં. અને કદાચિત્ સમજ્યા છતાં પણ 'મ્હારૂં તેજ

સાચું' જેવું રાખતા હોય, તો પછી, હું તો શું ? બ્રહ્મા પણ તેઓને સમજાવવા માટે સમથ થઇ શકે ખરા કે ? હરગિજ નહિં.

હું મ્હારા પ્રથમના લેખમાં સાફ સાફ બતાવી ગયોછું કે—" પહેલાં તો સમગ્ર જૈન સાધુઓનું નામજ 'નિર્ગ્રન્થ' હતું, અને ત્હેને માટે એક પટ્ટાવલીનું પણ પ્રમાણ આપ્યું છે કેઃ—

'श्रीसुधर्मस्वामिनोऽष्टौ सूरीन् यावद् निर्ग्रन्था साधवोऽनगारा इत्यादि सामान्यार्थाभिधायिन्याख्याऽऽसीत्'

અર્થાત્—'નિગ્રન્થ' શબ્દથી સાધુ–અનગાર કહેલ છે, કંઇ નિર્ગ્રન્થનો અર્થ 'નાગો' એ પ્રમાણે કરવામાં આવ્યો નથી."

આ પ્રમાણે સાફ ભેદ બતાવવા છતાં પણ, મહાશય નિર્ગ્રન્થ, નગ્ન–દિગમ્બર એ શબ્દોને એકજ ઝાડના ફળ રૂપે બતાવે છે, શું આ તેઓની અક્કલનો નમૂનો નથી ?

હવે મિ. પાંગલે મહાશય પોતાના ટ્રેકટના સાતમા પેજમાં 'શ્વેતામ્બર ભાઇઓની વિચાર ભૂલ' બતાવતાં બે ઉદાહરણો આપે છે એક હાઇસ્કુલનું, અને બીજું ગ્રેજ્યુએટનું. એટલે કે–હાઇસ્કુલ કહેવાથી સાત ધોરણ સુધી શિક્ષણ આપનારી વિદ્યાલય સમજવી, અને ગ્રેજ્યુએટ કહેવાથી મેટ્રીકયુલેશન, પ્રીવિઅસ, ઇન્ટરમીજીએટ બધી પરીક્ષાઓ તેની અંદર આવી ગઇ. ત્હેવીજ રીતે 'દિગમ્બર કહીએ એટલે વસ્ત્રધારણની સામાન્ય શ્રેણિથી તે વસ્ત્ર છોડતાં સુધીની એટલે દિગ-

મ્બર થતા સુધીમાં, બધી શ્રેણીઓનો ત્હેમાં સમાવેશ થાય છે. અંતિમ સાધ્ય જે નગ્નસ્થિતિ છે, તેને જૈનોએ 'દિગમ્બર' એવું નામ આપ્યું છે.'' આ પ્રમાણે તેઓ ફલિતાર્થ કાઢે છે.

મ્હને તો લાગે છે કે—પાંગલે મહાશયે પોતાની સારી બુદ્ધિનો વ્યય આ ઉપરનાં બે દૃષ્ટાન્તોમાંજ કરી દીધો છે.

પહેલાં તો મ્હારે બતાવવું જોઇએ કે—મિ. પાંગલે 'નગ્નાવસ્થા ' ને ઉંચી પાયરી ગણી છે, એજ ત્હેમણે સત્ય વાતનો શિરચ્છેદ કરેલો છે. એવું કયા શાસ્ત્રમાં લખ્યું છે કે નગ્નાવસ્થા ઉંચી હદ છે? અમારૂં તો હજુ પણ કહેવું છે કે-'સ્થવિરકલ્પ' અને ' જીવનકલ્પ ' એવા બે કલ્પો વર્ણવેલા છે, એ બે કલ્પોમાં પણ સ્થવિરકલ્પજ મુખ્ય ગણેલો છે. જો 'જીનકલ્પ' જ ઉત્તમ હત તો શામાટે 'જીનકલ્પ'માં રહેલા મુનિઓને કેવળ જ્ઞાન ન થવું જોઇએ ? જ્યહારે થતું તો નથી. એથી ચોક્કસ સિદ્ધ થાય છે કે—' જીનકલ્પ' અવસ્થા એટલી ઉત્તમ નથી કે, જહેટલી સ્થવિરકલ્પ અવસ્થા ઉત્તમ છે.

મિ. પાંગલે આ સ્થળે મહાવીર સ્વામિનું દૃષ્ટાન્ત આપે છે, પરન્તુ તેઓ મહા ભૂલ કરે છે. કેમકે મહાવીર સ્વામી કલ્પાતીત હતા. કલ્પાતીતોની સાથે સામાન્ય વ્યક્તિઓને ઘટાવવી સર્વથા અનુચિત છે. અને જો તેમજ હોય તો મહાવીર સ્વામીએ તો કોઈ ગુરૂ પણ ન્હોતા ધાર્યા, તો શું આજકાલના મુનિઓ પણ તેઓનું અનુકરણ કરવા લાગી જશે ? તીર્થંકરનો તો ત્હેવો અતિશયજ છે કે-તેઓ વસ્ત્રરહિત હોવા છતાં

પણ, કોઇ ત્હેવી અવસ્થામાં દેખતા નથી. આજ કાલ કોઇ પાંગલે મહાશયના નગ્નગુરૂ બજારમા નિકળે અને તેઓને તીર્થંકરની માફક, નગ્નાવસ્થામાં કોઈ ન દેખે તો વિદ્યાવિજય, તીર્થંકરનું આપેલું દૃષ્ટાન્ત સાચું માનવાને માટે તૈયાર છે. આ વાતને તેઓ કેમ ભૂલે છે કે–દિગમ્બરોના માનવા પ્રમાણે તો તીર્થંકરોને તો બહિરંગ–યતિલિંગનો અભાવજ બતાવ્યો છે. જુઓ ત્હેને માટે 'પ્રવચનસાર' ની વૃત્તિમાં કહ્યું છે કેઃ—

**" न विद्यते लिंगानां धर्मध्वजानां ग्रहणं यस्येति बहिरंगयतिलिंगाभावस्येति "**

આથી એ સિદ્ધ છે કે જીનેશ્વરોને બહિરંગ યતિલિંગનો અભાવજ છે.

એ તો ખરૂં છે કે—જેઓ સ્થવિર કલ્પમાં હતા, તેઓ અમુક સમયને માટે 'જીનકલ્પ' અવસ્થા સ્વીકારતા હતા, પરન્તુ તે શા માટે? તપસ્યા કરીને પોતાનાં ચીકણાં કર્મોને મૃદુ બનાવવા માટે. પરન્તુ તેથી તે અવસ્થા ઉત્તમજ હતી, એમ તો હતુંજ નહિ. ત્હેને માટે આ એકજ દૃષ્ટાન્ત બસ થશે.

ધારો કે બે ઉમેદવારો 'મેટ્રીકયુલેશન'ની પરીક્ષા આપવાના છે, ત્હેમાં એકે વિશેષ મહેનત ન કરી અને ઉત્તીર્ણતા પ્રાપ્ત કરી, જ્હારે બીજાએ અત્યન્ત પરિશ્રમ કરીને કેટલીક મુદ્દતે ઉત્તીર્ણતા પ્રાપ્ત કરી છે, તો તેથી પેલો વધારે મહેનત કરીને પાસ થએલો ઉમેદવાર ઉત્તમ છે, એમ કોઇ પણ બુદ્ધિમાન્ કબૂલ કરી શકેજ નહિં.

આજ દૃષ્ટાન્ત સ્થવિરકલ્પ અને જીનકલ્પ બે અવસ્થાઓ ઉપર ઘટાવીએ. એક સાધુતો સ્થવિર કલ્પમાં રહીનેજ પોતાનું ઇષ્ટસાધન કરે છે, જ્યહારે એક બીજો સાધુ જીનકલ્પમાં જઈ કેટલીક તપસ્યાઓ વિગેરે કરી આવે છે, ત્યહારે કાલાન્તરે પોતાનું ઇષ્ટ સાધન કરે છે, તો તેથી તે જીનકલ્પ અવસ્થાવાળો સાધુ વધારે શ્રેષ્ઠ છે, એમ તો કોઈ દિવસ કહી શકાયજ નહિં. હાં ! સ્થવિરકલ્પ અવસ્થામાં કેવલ જ્ઞાન ન થતાં, જીનકલ્પ અવસ્થામાંજ કેવલજ્ઞાન થતું હત, તો બેશક ! તે અવસ્થાને ઉત્તમ માનવાનું એક કારણ હતું. પરન્તુ તે તો કંઇ છેજ નહિં, એટલે જીનકલ્પ અવસ્થાને શ્રેષ્ઠતમ માનવું ભૂલભરેલું છે. જીનકલ્પ અવસ્થામાં કેવલજ્ઞાન નથી થતું, ત્હેને માટે पंचवस्तु, बृहत्कल्पसूत्रवृत्ति, તથા प्रवचनसारोद्धारवृत्ति વિગેરેમાં લખ્યું છે કે:—'तज्जम्मे केवलपडिसेहभावाओ' અર્થાત્ તે જન્મમાં કેવલજ્ઞાનનો પ્રતિષેધ હોવાથી મુક્તિ થતી નથી.

હવે મિ. પાંગલે મહાશયે આપેલા એજ ગ્રેજ્યુએટ અને હાઇસ્કુલના દૃષ્ટાન્તને ઉચિત રીતે ઘટાવીએ.

બેશક, 'ગ્રેજ્યુએટ કહેવાથી મેટ્રીકયુલેશન, પ્રીવિઅસ અને ઇન્ટરમીજીએટ આ બધી પરીક્ષાઓ આવી જાય છે, અને હાઇસ્કુલ કહી એટલે સાત ધોરણ સૂધી શિક્ષણ આપનારી વિદ્યાલય સમજવી,' પરન્તુ આ બન્ને દૃષ્ટાન્તો કઇ કઇ અવસ્થાઓમાં મુકવાં જોઇએ, ત્હેમાં મિ. પાંગલે મહાશયે ભૂલ ખાધી છે. અર્થાત્ પાંગલે મહાશય, ગ્રેજ્યુએટ સ્થાનાપન્ન અને હાઇ-

સ્કુલ સ્થાનાપન્ન જીનકલ્પ અવસ્થાને ગણે છે, પરન્તુ આ એવીજ ભૂલ છે, જ્હેવી દિવસને રાત કહેવાની ભૂલ. તેજ બે દૃષ્ટાન્તોને ઉલટાવવાથી વાંચકોને ત્હેની યથાસ્થિત અવસ્થા જણાઇ આવશે.

ગ્રેજ્યુએટ અને હાઇસ્કુલના સ્થાનાપન્ન, સ્થવિરકલ્પને ગણવો જોઇએ. જ્હારે તેથી નીચા દરજ્જામાં જીનકલ્પને ગણવો જોઇએ. એતો ખરૂં છે કે—ગ્રેજ્યુએટ અવસ્થાને ઉંચો દરજ્જો ગણવાનું કારણ એજ છે કે ત્હેની અંદર, નીચેની ક-લાસો કરતાં જ્ઞાન અધિક હોય છે. હાઇસ્કુલને ઉંચા દરજ્જાની સ્કૂલ ગણવાનું કારણ એ છે કે–ત્હેની અંદર અધિક જ્ઞાન અ-પાય છે. ત્હેવીજ રીતે સ્થવિરકલ્પ અને જીનકલ્પ એ બે અવ-સ્થાઓમાં જ્હેની અંદર જ્ઞાન અધિક મળતું હોય ત્હેને શા માટે ઉચ્ચો દરજ્જો ન ગણવો જોઇએ ? બેશક ગણવો જોઇએ અને જ્હારે એમજ નિશ્ચય થયું તો પછી, તે અનુસાર તો સ્થવિરકલ્પજ ઉંચો દરજ્જો એટલે ગ્રેજ્યુએટ અવસ્થા છે. અને જીનકલ્પ, તેથી નીચેની અવસ્થા એટલે હલકો દરજ્જો છે. કેમકે સ્થવિર કલ્પની અંદર ચોદપૂર્વ સુધીનું જ્ઞાન હોય છે, જ્હારે જીનકલ્પમાં વધારેમાં વધારે કંઇક ન્યૂન દશ પૂર્વ જેટલું શ્રુત-જ્ઞાન થાય છે. ત્હેને માટે જૂઓ 'विशेषावश्यकभाष्य' પૃષ્ઠ ૧૪ની ચોથી લાઇનમાં લખ્યું છે કેઃ—

" जिनकल्पिकस्य तावज्जघन्यतो नवमस्य पूर्वस्य तृतीय-माचारवस्तु, उत्कर्षतस्त्वसम्पूर्णानि दशपूर्वाणि श्रुतं भवति "

ત્હેવીજ રીતે કેવલજ્ઞાન પણ જીનકલ્પ અવસ્થામાંજ ન થતાં,

સ્થવિરકલ્પે અવસ્થામાંજ થાય છે. વિગેરે દરેક રીતિથી સ્થવિરકલ્પ અવસ્થા, જીનકલ્પ અવસ્થા કરતાં સર્વથા ઉંચે દરજ્જે છે, એમાં લગાર પણ મી મેખ જેવું નથી.

આગળ ચાલતાં મિ. પાંગલે દશમા પૃષ્ઠમાં 'કલ્પસૂત્રમાં દિગમ્બર માટેનો પુરાવો' મહાવીર સ્વામીનું નામ લઇ આપે છે. પરન્તુ ત્હેનો જવાબ તો હું પહેલાંજ આપી ગયો છું કે-મહાવીરસ્વામી કલ્પાતીત છે, માટે તેઓની સાથે અન્ય સામાન્ય વ્યક્તિને ઘટાવી શકાયજ નહિં.

અગીયારમા પૃષ્ઠમાં પાંગલેજી કહે છે કે—" કારણ કે મહામુનિ થતી વખતે મહાવીર દિગમ્બર થયા હતા. "

બિલકુલ જૂઠી વાત છે. મહામુનિ થતી વખતે મહાવીર સ્વામીએ દિગમ્બર વૃત્તિ ધારણ કરીજ ન્હોતી. 'એકવર્ષથી અધિક તેઓએ દેવ દુષ્ય વસ્ત્ર રાખ્યું હતું ! આ વાતને પાંગલે મહાશય કેમ ભૂલી જાય છે ? મહાવીર સ્વામી તો શું ? દરેક તીર્થંકરો દીક્ષાગ્રહણ વખતે વસ્ત્ર રાખે છે, તે માટે 'विशेषावश्यक' ની ટીકાના ૧૦૨૨મા પૃષ્ઠમાં લખ્યું છે કે:- सव्वे वि एकदूसेण निग्गया जिणवरा चउव्वीसं " અર્થાત્ ચોવીશે તીર્થંકરો એક વસ્ત્ર સાથે નિકળે છે આથી અધિક પ્રમાણ મિ. પાંગલે મહાશય શું માગશે ?

વાંચકોએ જોયું હશે કે—મ્હારા પ્રથમના લેખમાં મ્હેં શિવપુરાણના ૨૧ મા અધ્યાયનના ચાર શ્લોકો. જહેની અંદર

શ્વેતામ્બર જૈનસાધુઓનું વર્ણન કરવામાં આવેલું છે, ટાંકી બતાવી શ્વેતામ્બરોની પ્રાચીનતાને પુષ્ટ કરેલ છે.

આ શ્લોકોમાં આપેલું વર્ણન, 'શ્વેતામ્બર સાધુઓનું નહિં, દિગમ્બર સાધુઓનું છે એમ કહેવાની કંઇ પણ બારી તેઓને ન મળી, ત્હારે શ્રીમાને એક બીજીજ કરામત ઉભી કરી. અને તે એજ કે શિવપુરાણનેજ અર્વાચીન બતાવી આપ્યું. ત્હેની પુષ્ટીમાં તેઓએ 'આર્યધર્મ' નામના માસિક પુસ્તકમાં આવેલા પુરાવા રજુ કર્યા છે.

વાંચકોએ આ વિષયને લગાર બારીકાઇથી વાંચવો. મિ. પાંગલે મહાશયે જ્હે પુરાવાના ઉતારા આપ્યા છે, ત્હેમાંનો પહેલો આ છેઃ—

" (૧) પૌરાણિક મંડળીએ જૈનલોકોના આદિ અને ઉત્તર પુરાણ માફક અઢાર પુરાણ અને અઢાર ઉપપુરાણો બનાવ્યાં"

આ પ્રથમ પુરાવા ઉપર આપણે એ વિચાર કરવાનો છે કે- શ્વેતામ્બરોમાં આદિ કે ઉત્તર પુરાણ છે નહિં, દિગમ્બર આમ્નાયમાં છે, એટલે એમાં તો કંઇ કહેવા જેવું છેજ નહિં કે, મિ. પાંગલે મહાશયના કહેવા પ્રમાણે પૌરાણિક મંડળીએ દિગમ્બર પુરાણોનું અનુકરણ કર્યું છે.

હવે ત્હેની ઉપરના પેરામાં તો શ્રીમાન્ સાફ કથન કરી ગયા છે કે "કારણ કે અર્વાચીન પુરાણ કર્તાઓએ જૈનધર્મનું વર્ણન કરતાં કંઇ કંઇ શ્વેતામ્બર સાધુનુંજ વર્ણન કર્યું છે."

આ ઉપર આપણને એ સમીક્ષા કરવાનો અવકાશ મળે છે કે યદિ દિગમ્બરોના પુરાણોનું અનુકરણ કરી પૌરાણિક મંડળીએ પુરાણોની રચના કરી હોય, તો શા માટે તેઓ જૈન ધર્મનો ઉલ્લેખ કરતાં શ્વેતામ્બર સાધુઓનુંજ વર્ણન કરે ? તેઓને તો દિગમ્બર સાધુઓનુંજ વણન કરવાનો પ્રસંગ રહેલો છે, કેમકે દિગમ્બરોનાજ પુરાણોની માફક (પાંગલેના કહેવા પ્રમાણે) તેઓ રચના કરે છે. આથી મિ પાંગલે મહાશયના કથન અનુસારજ એ સિદ્ધ થાય છે કે પૌરાણિક મંડળીએ દિગમ્બરોનાં આદિ અને ઉત્તરપુરાણની માફક રચના નથી કરી, પ્રત્યુત દિગમ્બરોએજ, તે પૌરાણિક મંડળીનાં રચેલાં પુરાણો ઉપરથી રચના કરી છે.

'આર્યધર્મ' માસિકના જ્હે ઉતારા પાંગલે મહાશયે આપ્યા છે, ત્હેનો બીજો ઉતારો એમ કહે છે કે—

"ભોજ રાજાની પછી **દોઢસો વર્ષે વૈષ્ણવ મતનો પ્રારંભ થયો.** કંજર જાતમાં શઠ કોપ મનુષ્ય પેદા થયો. તેણે આ મતનો થોડોક પ્રચાર કર્યો. પછી ચંડાળકુળના મુનિવાહન અને યવનકુળના યાવનાચાર્ય થયા, તેમણે આ મત ફેલાવવા ઘણીજ ખટપટ કરી પછી ચોથો બ્રાહ્મણ કુળનો રામાનુજ થયો, તેણે આ મત ઘણોજ ફેલાવ્યો. શૈવોએ શિવ પુરાણ વિગેરે બનાવ્યાં.'

ખેર ! આ બધી રામાયણની આપણને કંઇ પણ જરૂર

નથી. પરન્તુ મ્હારે એ વિચારથી દૂર ભાગવું ન જોઇએ કે-'વૈષ્ણવ મતનો પ્રારંભ ક્ય્હારે થયો ?'

'આર્યધર્મ' નો જ્હે ઉતારો ઉપર ટાંકવામાં આવ્યો છે, ત્હેની અંદરથી મનના તરંગો સિવાય, વૈષ્ણવધર્મની અર્વાચીનતાના સબંધમાં કોઇપણ પ્રમાણ આપણે મેળવી શક્તા નથી. એમ પણ બતાવવામાં નથી આવ્યું કે તેઓ આ વાતને શા આધારે લખે છે ? તો પછી એક માસિક પુસ્તકની અંદર આવી કલ્પના આવી, તેથી ત્હેને સાચી માની લેવાનું સાહસ, મિ. પાંગલે સિવાય બીજું કોણ કરી શકે ? હાં ! ત્હેની અંદર કોઇ પ્રબળ પ્રમાણ આપ્યું હતે તો બેશક ! થોડા વખતને માટે ત્હેની સમીક્ષા કરવાનો પ્રસંગ લેવાની જરૂર પડતે, પરન્તુ ઠીક છે, મ્હને આ પ્રસંગે એક મિસાલ ( દૃષ્ટાન્ત ) યાદ આવે છે.

" એક વખતે એક બાદશાહે પોતાના નોકરોને કહ્યું.—જૂઓ, શિયાળીઆં રાત્રે કેમ રૂદન કરે છે, નોકરોએ કહ્યું મહારાજ ! તે શિયાળીઆં રાત્રે ટાઢે મરે છે, કેમકે તેઓની પાસે કંઇ વસ્ત્ર નથી. બાદશાહે કહ્યું, ઠીક ! આજે દશહજાર રજાઇઓ ખરીદી, દરેકને એક એક આપી દેજ્યો. નોકરોએ કહ્યું:—બહુ સારૂં હજૂર ! આજ્ઞા પ્રમાણે થઇ જશે."

નોકરો જાણે છે કે-આ બાદશાહની બેવકૂફી છે, પરન્તુ શા માટે તેઓ ખરી વાત બાદશાહને સમજાવે ? ત્હેમાં તો પોતાનાજ મનમોદક ઉડવાના હતાને ! બસ, એજ દૃષ્ટાન્ત મિ.

પાંગલે મહાશયના વિષયમાં ઘટે છે. પાંગલે મહાશય એમ તો સહજ સમજી શકયા હશે કે–' આર્યધર્મ ' ના પુરાવા બિલકુલ બિનપાયાદાર અને પ્રમાણ વિનાનાજ છે. પરન્તુ પાઠકો જાણતા હશે કે—ભાવતું હોય ને વૈદ્ય કહે, તો પછી શા માટે ખુશી થવામાં ન આવે ? તેજ પ્રમાણે પાંગલે મહાશયે તો આ પ્રમાણને પોતાની પ્રાચીનતા સિદ્ધ કરવાનું નાવ તો શું ? એક મ્હોટી સ્ટીમર જ સમજી લીધી.

આ પ્રસંગે 'વૈષ્ણવસમ્પ્રદાય, આજનો નહિં પરન્તુ લગભગ બે હજાર વર્ષોથી પહેલાંનો' છે, આ વાતને સિદ્ધ કરનાર એક નોટ ' જુલાઇ, સ. ૧૯૧૩ ની 'सरस्वती' માં નિકળી છે, ત્હેનો કિંચિત્ ભાગ અહિં ઉદ્ધૃત કરૂં છું:—

" .....इसी जगह ईशानकोणमें, बेतवा नदीके एक बडे टीले पर एक ' गरुडध्वज ' नामक स्तम्भ खडा है । इस पर एक अति प्राचीन लेख उत्कीर्ण है, जो पहले सेंदुरसे ढका हुआथा। इसका भावार्थ यह है:—

"यह वासुदेवका गरुडध्वज विष्णुभक्त हीलियो डॉरस (Heliodaras) की आज्ञासे बनाया गया। वह यवन अर्थात् ग्रीक (Jonian greek) था। ' उसके पिताका नाम दिओन (Dion) था। वह तक्षशिला ( रावलपिण्डी प्रान्त ) का रहने वाला था। राजा अन्तलकीडस् (Antal.k.das) का यवन

(Jonian greek) दूत था, प्रतिनिधि होकर वह राजा भागभद्रके पास उसके राज्यके चौथे सालमें आयाथा। * *

* * * * * *

इस शिलालेखसे यह भी सिद्ध है कि–वैष्णवसम्प्रदाय, कोई नवीन कल्पना नहीं, परन्तु दो हजार वर्षोंसे भी वह अधिक पुरानी है।"

આ ઉપરના સપ્રમાણ લેખથી વાંચકો જોઇ શક્યા હશે કે 'વૈષ્ણવ સમ્પ્રદાય અર્વાચીન છે' એમ કહેવાનો જહે ઘટાટોપ મિ. પાંગલે મહાશયે કરેલો છે, તે સરાસર જૂઠો અને બિનપાયેદાર છે. તેઓના ઘટાટોપે ખરેખર 'ઢમઢોલ માહે પોલ' ની નકલ કરી છે, જ્હારે એમજ છે તો પછી તેઓનું 'વાસ્તવિક રીતે 'આ પુરાણ નહીં, પણ નવીન ગ્રન્થો છે,".... .... ઇત્યાદિ કથન, સત્ય વાતનું ખૂન કરનારજ છે, એમ કહેવું કોઇ પણ રીતે અત્યુક્તિ ભરેલું કહી શકાશે નહિ.

મ્હને અત્યન્ત આશ્ચર્ય ઉત્પન્ન થાય છે કે–જકે પોઇન્ટોનો જવાબ મ્હેં મ્હારા પ્રથમના લેખમાં બખૂબી આપેલો છે. તેજ પોઇન્ટનો ઝંડો મિ. પાંગલે મહાશયે પોતાના ટ્રેક્ટમા ઉઠાવેલો છે શું તેઓએ પાનાં ભરવામાંજ પ્રાચીનતા માની લીધી હશે કે? ખેર, ગમે તે હો, મ્હારે તે કારણને ખોજવાની કંઇ પણ જરૂર નથી.

મહાભારતાના જ્હે ફ્કરાનો જવાબ મ્હેં મ્હારા લેખમાં આપ્યો છે તે આ છે:—

**"साधयामस्तावदित्युक्त्वा प्रातिष्ठनोत्तङ्कस्ते कुण्डले गृहीत्वा सोऽपश्यदथ पथि नग्नं क्षपणकमागच्छन्तं मुहुर्मुहुर्दृश्यमानमदृश्यमानं च"**

હવે આ વાકયમાં 'नग्न' શબ્દ દેખવાથીજ દિગમ્બરો પોતાની પ્રાચીનતા સિદ્ધ કરવા પ્રયત્ન કરે છે. પરન્તુ હું પહેલાંનાજ લેખમાં બતાવી ગયો છું કે-જીનકલ્પીસાધુઓ તે વખતે મોજૂદજ હતાં અને આ પ્રસંગ તે જીનકલ્પી સાધુઓ માટેનો છે. દિગમ્બરો **'નગ્ન'** શબ્દથી દિગમ્બર સાધુને ગણે છે, પરન્તુ આ મોટી ભૂલ છે. જ્હે વ્યાસજીએ શિવપુરાણમા શ્વેતામ્બર સાધુઓનું વર્ણન કર્યું છે, તેઓ મહાભારતમાં દિગમ્બર સાધુઓનું વર્ણન કરે, તે સંભવી શકેજ નહિં, કેમકે તે સમયમાં તો દિગમ્બરોનું નામ નિશાન પણ ન્હોતું. ખેર ! આ ઉપર બીજો પણ એક વિચાર ઉદ્ભવે છે:—

તે સમયમાં સાધુમાત્રને **ક્ષપણક** કહેવામાં આવતા હતા. જ્હારે **ક્ષપણક** કહેવાથીજ સાધુનો બોધ થઇ જાય છે, તો પછી 'नग्न' શબ્દ આપવાની શી જરૂર હતી? નગ્ન વિશેષણ આપ્યું છે, તેથીજ એ સિદ્ધ થાય છે કે-તે વખતે વસ્ત્રધારી મુનિઓ અવશ્ય હતા. જ્હારે 'સ્થવિર કલ્પી' અને 'જીનકલ્પી' આ બે અવસ્થાઓ શ્વેતામ્બરોની માન્યતા પ્રમાણે સિદ્ધજ ઠરે છે, એમાં લગાર મીનમિખ જ્હેવું રહેતું નથી.

હવે મિ. પાંગલે મહાશયની એક ઔાર કરતૂત તપાસીએ. મિ પાંગલે મહાશય, પૃષ્ઠ ૧૩ માં હિન્દૂધર્મશાસ્ત્ર **ભાગવત**નો એક પુરાવો આપી, પોતાની પ્રાચીનતા સિદ્ધ કરવામાં ફૂલ્યા સમાતા નથી. પરન્તુ તેઓ એ વાતને ક્યહાં સમજે છે કે હું આ પુરાવો આપવામાં કેટલી ભૂલ કરૂં છું ? તેઓની ભૂલ હું બતાવું, તે પહેલાં, ત્હેમણે આપેલો **ભાગવત**નો ફકરો અહિં ઉદ્ધૃત કરવો ઉચિત સમજું છું. તે ફકરો આ છેઃ—

" एवमनुशास्यात्मजानस्वयमनुशिष्टानपि लोकानुशायनार्थं महानुभावः परमसुहृद् भगवानृषभोपदेश उपशमशीलानां उपरतकर्मणां महामुनीनां भक्तिज्ञान–वैराग्यलक्षणं पारमहंस्यधर्ममुपशिक्ष्यमाणः स्वतनयशतज्येष्ठं परमभागवतं भगवज्जनपरायणं भरतं धरणिपालनायाभिषिच्य स्वयं भवनएवोर्वरितशरीरमात्रपरिग्रह उन्मत्त इव गगनपरिधानः प्रकीर्णकेश आत्मन्यारोपिताहवनीयो ब्रह्मवर्तात्प्रवव्राज । "

હવે આ ઉપર્યુક્ત કથનમાં આવેલ ' गगनपरिधानः ' શબ્દને આગળ ધરી, તેઓ એમ કહેવા માગે છે કે– 'ઋષભદેવ ગગનરૂપી વસ્ત્રને ધારણ કરી અર્થાત્ દિગમ્બર બનીને પોતાના કર્તવ્યનો વિચાર કરતા બ્રહ્મવર્તમાંથી નિકળી પડયા.'

શું આ તેઓની યુક્તિ કોઇ પણ પ્રકારના મહત્વને સ્થાપિત કરે છે ? હરગિજ નહિં. જહેણે માલ–ખજાનાને છોડયો, પુત્ર–પરિવારને છોડયો, અને સારા રાજ્યપાટને છોડયો. ત્હેના માટે

એક વસ્ત્ર 'ગગન પરિધાન' રૂપજ લેખાય, તો હેમાં શું આ શ્ચર્ય ? હું પહેલાંજ બતાવી ગયો છું કે-'सव्वे वि एकदूसेण निग्गया जिणवरा चउव्वीसं' અર્થાત્ ચોવીશે તીર્થકરો એક દેવ દૂષ્ય સહિત સાધુ અવસ્થા સ્વીકાર કરે છે. તો આવું એક દેવ દુષ્ય માત્ર હોવાથી તેઓને 'ગગનપરિધાન' એવું વિશેષણ આપવાથી, કંઈ એમ ન કહી શકાય કે તેઓએ નગ્નાવસ્થા સ્વીકારી. વ્યવહારમાં પણ આપણે જોઇએ છીએ કે-જ્હેમ કોઈ માણસ કેવલ ધોતીયું પહેરીને નદીમાં ઉતર્યો હોય, પરન્તુ તે એમજ કહે છે કે-ભાઇ ! મ્હારે નદી ઉતરવા માટે બધાં વસ્ત્રો કાઢી નાખવાં પડયાં. ત્હેવીજ રીતે કોઇ માણસે ધોબીને વસ્ત્રો ધોવા આપ્યાં હોય, અને જો કે ત્હેને પહેરવાને અમુક વસ્ત્રો હોય છે, તોપણ તે તગાદો (ઉઘરાણી) કરતી વખતે એમજ કહે છે કે-ભાઇ ! કપડાં જલદી આપો, ઉઘાડા ફરવું પડે છે.

આ એક વ્યાવહારિક ભાષા છે. તેથી એમ સિદ્ધાન્ત કાઢી લેવાનો નથીજ કે તેઓ નગ્નજ ફરે છે. અને ત્હેવીજ રીતે ઋષભદેવ જેવા રાજરાજેશ્વર, સાધુ અવસ્થા સ્વીકાર કરે અને તેઓની પાસે એક દેવદૂષ્ય માત્ર હોય, તો તેઓને માટે 'ગગનપરિધાન' કહેવું લગાર માત્ર પણ ખોટું નથી. આજકાલ પણ જૂઓ-કોઈ સાધુ થાય છે, ત્હારે ત્હેને માટે લોકો એમજ કહે છે કે—"ધન્ય છે, ફલાણાનો છોકરો બધું છોડી સાધુ થઇ ગયો." આથી શું ત્હેણે દુનિયાભરની ચીજો છોડી દીધી ? 'બધું' કહેવાથી ખાવું-પીવું-બેસવું-ઉઠવું-સુવું-ઓઘો મુહપત્તિ-

પાત્ર-વસ્ત્રો અને શરીર વિગેરેનો પણ ત્યાગ કરી દીધો? કદાપિ નહિં. ત્ય્હારે ' ગગનપરિધાન ' શબ્દથી ' નગ્નાવસ્થાનો સ્વીકાર ' કહેનાર મિ. પાંગલે મહાશયની બુદ્ધિને મુબારકબાદી આપ્યા વિના કેમ રહી શકાય ? આ સિવાય ઉપર્યુક્ત **ભાગવત**ના ફકરામાં આવેલા 'પરમહંસ ધર્મ' નો અર્થ પાંગલે મહાશયે બ્રેકેટમાં 'દિગમ્બરમત' કર્યો છે, પરન્તુ આ કયા કોશની ટાંગ તોડી, એ બતાવ્યું હતે તો વધારે સારૂં હતું.

આ પરામર્શ ઉપરથી વાંચકો સમજી ગયા હશે કે-મિ. પાંગલે મહાશયને કોઈ સ્થૂલ યુક્તિ, પોતાની પ્રાચીનતાના વિષયમાં નથી મળી આવી, ત્ય્હારે તેઓએ 'नग्न' શબ્દની કે 'નગ્ન' અર્થને કહેવાવાળા શબ્દોનીજ ડાઢી ખીંચવામાં, પોતાના સમયનો વ્યય કર્યો જણાય છે. 'બુદ્ધિનો વ્યય કર્યો છે' એમ કહેવાનું સાહસ હું તો કરી શકું જ નહિ; કેમકે 'નગ્ન' અર્થને કહેવાવાળા શબ્દોને શોધી કાઢવામાં બુદ્ધિને એટલી તકલીફ નથી પડતી, જ્હેટલી કે યુક્તિઓનુ ખણ્ડન કરવામાં યા નવાં પ્રમાણોને શોધી કાઢવામાં પડે છે.

આ તો શું ? **ભાગવત**ના સંબંધમા તો હું બીજું પણ પ્રબલ પ્રમાણ આપવાને સમર્થ થાઉં છું.

પ્રસ્તુત **ભાગવત** વ્યાસજીનું નહિ, પરન્તુ અર્વાચીન 'બોપદેવનું બનાવેલું' છે, એમ 'પુરાણ તત્ત્વપ્રકાશ'માંથી મળી આવે છે. પુરાણ તત્ત્વપ્રકાશના પ્રથમ ભાગના દશમા પૃષ્ઠમાં લખ્યું છે કે:—

"इसके उपरान्त ज्ञानेश्वरमिश्रने जो गीताकी टीका बनाई है उसमें उन्होंने १२७२ शकाब्दमें हेमाद्रिका होना सिद्ध किया है। और उन्हींके समयमें पण्डित वोपदेवजी हुए, जिन्होंने राजा सचिव हेमाद्रिको भागवत सुनाइ थी। इससे प्रत्यक्ष प्रकट होता है कि-भागवतको बने बहुत थोडे दिन हुए।"

લ્યો, 'પુરાણતત્ત્વ પ્રકાશ'ના કર્તા તો ભાગવતનેજ અર્વાચીન ગણે છે, કહો, હવે મિ પાંગલે મહાશય, શિવપુરાણના દૃષ્ટાન્તની માફક આને પણ સાચું નહિં માને કે? અમારે માટે તો **ભાગવત**ના સંબધમા બન્ને યુક્તિઓ લાભદાયક છે, પરન્તુ દિગંબર ભાઇઓ, **ભાગવત**ના ઉપર્યુક્ત વાક્યને ઉદ્ધૃત કરી, અઢી ચાવલની ખીચડી પકાવવા કોશિશ કરે છે, તે તો કોઇ રીતે સિદ્ધ થાય તેમ છેજ નહિ.

મિ. પાંગલે મહાશયે પોતાના ટ્રેકટના પંદરમા પૃષ્ઠમાં, પોતાની પ્રાચીનતા સિદ્ધ કરવાને માટે એક જબરદસ્ત પ્રમાણ આપ્યું છે, ખરેખર આ પ્રમાણે તો દુનિયાંભરના પ્રમાણોના કાનજ કાપી લીધા. જો કે આ તેઓના પ્રમાણના બદલામાં તો તે ટ્રેકટના વાંચનારાઓએ સ્વયં વાંચતી વખતે પાંગલે મહાશયની અક્કલની પરીક્ષા કરી લીધી હશે; તોપણ મ્હારે તો ત્હેનો જવાબ આપવોજ જોઇએ.

પાંગલે મહાશય કહે છે કેઃ—"લોકરૂઢી જોઇએ તો 'જૈનના દેવ નાગા' એ વાત બધા ભારતવાસીઓની જાગ્રમાં છે... ...

શ્વેતામ્બરના દેવ જો નગ્ન ન્હોતા, તો લોકમાં કહેવાતી રૂઢી ક્યાંથી આવી ? ”

ટૂંકામાં જવાબ તો એટલોજ હોઇ શકે કે-‘ આ રૂઢી આવી દિગમ્બરોના દેવ નાગા દેખ્યા ત્ય્હાંથી.’ એવું કોણ કહી શકે કે-આ રૂઢી શ્વેતામ્બરોના દેવ નાગા હતા, તે ઉપરથી આવી ? શ્વેતામ્બરોના દેવ નાગા હતા પણ નહિં, અને છે પણ નહિં. અને જો આ રૂઢી શ્વેતામ્બરોના દેવ ઉપરથીજ પ્રચલિત થઇ હોય, તો મ્હારે કહેવું જોઇએ કે-શ્વેતામ્બરોના મંદિરમાં જતાં અન્ય દર્શનીઓ અચકાય છે, કે દિગમ્બરોના મંદિરોમાં જતાં ? ત્હેની તપાસ કરો. તપાસ શી કરવી છે, બનારસ-લખનૌ વિગેરે સ્થળોએ જ્ય્હારે દિગમ્બરોની રથયાત્રા નિકળે છે, ત્ય્હારે ત્હેની અંદર કોઇપણ હિન્દુધર્માનુયાયી શામેલ થતો નથી, એટલુંજ નહિં પરન્તુ મ્હેં પ્રત્યક્ષ એ વાતનો અનુભવ કર્યો છે કે-લખનૌમાં તો દિગમ્બરોની રથયાત્રા હોય છે, તે દિવસે કુલ બજાર બંધ રહે છે, બલ્કે સાભળવા પ્રમાણે મુસલમાનો પણ દુકાનો બંધ કરે છે. અને તેજ શહેરમાં શ્વેતામ્બરોની રથયાત્રા કે વરઘોડો નિકળે છે, ત્ય્હારે કુલ્લ બજાર ખુલ્લો રહે છે અને લોકો ઉત્સાહપૂર્વક ત્હેમા ભાગ પણ લે છે. બલ્કે બનારસમાં તો અન્યદર્શનીયોને ભગવાનની પાલખી ઉઠાવતા અને પોતાનાં મકાનો ઉપરથી પુષ્પો વડે ભગવાન્ ને વધાવતાં પણ મ્હેં જોયા છે. પાઠક ! વિચાર કરી શકશે કે. મિ પાંગલેનું કથન કેટલુંબધું જૂઠથી ભરેલું છે ?

ઉપર્યુક્ત કથનથી એ તો ચોક્કસ જણાઇ આવ્યું કે આ રૂઢી દિગમ્બર–દેવમૂર્તિઓ ઉપરથીજ પ્રચલિત થઇ છે. હવે કદાચ દિગમ્બરો એમ કહેવા માગતા હોય કે–

" જૈનના દેવ નાગાછે, આ રૂઢી દિગમ્બર મૂર્તિ ઉપરથી પ્રચલિત થઇ છે, તેથી અમેજ પ્રાચીન છીએ " તો તે પણ ખોટુંજ છે. ખરૂં જોવા જઇએ તો આ રૂઢીથી તેઓની પ્રાચીનતા સિદ્ધ નથી થતી, પરન્તુ 'તેઓ જૈન ધર્મને કલંકભૂત થયા છે ' આ વાત સિદ્ધ થાય છે. કેમકે જ્યહારથી તેઓ મૂર્તિને નગ્નાવસ્થામાં રાખવા લાગ્યા, ત્યહારથી આ લોકોક્તિ પ્રચલિત થઇ છે. આ લોકોક્તિ કંઇ શાસ્ત્ર પ્રતિપાદ્ય નથી. આવીજ એક બીજી પણ લોકોક્તિ ' जैना म्लेच्छाः ' એ પ્રમાણેની ચાલી આવે છે, અને તે લોકોક્તિ સ્થાનકવાસી ( ઢૂંઢીયા ) સાધુઓ ઉપરથી ચાલેલી અનુભવાય છે. કેમકે ઢૂંઢીયા સાધુઓનો કેટલોક વ્યવહાર, નિંદાને પાત્ર બને, ત્હેવો હોય છે. હવે શું આ લોકોક્તિ ઉપરથી ઢૂંઢીઆઓ એમ કહી શકે ખરા કે "जैना म्लेच्छा." આ લોકોક્તિ અમારા ઉપરથી ચાલે છે, માટે અમે પ્રાચીન છીએ." કદાપિ નહિં. ત્હેવીજ રીતે દિગમ્બર ભાઇઓથી પણ, તે લોકોક્તિના આધારે પોતાની પ્રાચીનતા સિદ્ધ કરી શકાય તેમ નથી. આવીજ લોકોક્તિઓ ઉપર મ્હારા ખુશમિજાજી મિત્ર સાથે મ્હારે એક વખતે વાતચીત થતી હતી, તે વખતે ત્હેમણે મ્હને કહ્યું કે:–

" ત્હમને એ વાતનો અનુભવ હશે કે–જ્યહારે ઘરમાં

કુતરૂં પેસતું હોય છે, ત્હારે ત્હેને 'હટ સરાવગી (દિગમ્બર )' એમ કહીને હાંકવામાં આવે છે, અને આ પ્રમાણે હું ઘણાઓના મુખથી સાંભળું છું, તેથી માલૂમ પડે છે કે-આ લોકોક્તિ ઘણા કાળથી ચાલી આવતી હોવી જોઇએ, અને જો તેમજ હોય તો શું દિગમ્બર ભાઇઓનો ગ્રામશાર્દૂલોની સાથે કંઈ સંબન્ધ હશે કે ? "

મ્હારે તે વખતે સ્પષ્ટ કહેવું પડ્યું કે નહિં, આ ત્હમારી મોટી ભૂલ છે. શું લોકોક્તિ ઉપરથી એમ કહી શકાય કે ? અને તે શું સંભવિત છે કે ?

આવીજ લોકોક્તિ ' जैना नास्तिका ' એ પ્રમાણેની પણ ચાલે છે. શું આ લોકોક્તિને કોઇપણ બુદ્ધિમાન સાચી માની શકશે ? કદાપિ નહિં. જૈનો શું આત્મા, પુણ્ય, પાપ, સ્વર્ગ, નરક અને મોક્ષ આદિ પદાર્થોને નથી માનતા કે જહેથી તેઓ નાસ્તિક કહેવાય ? જહેવું જૈનોના ગ્રન્થોમાં ઉપર્યુક્ત પદાર્થોનું સ્પષ્ટિકરણ કરવામાં આવ્યું છે, ત્હેવું કોઇપણ દર્શનમાં જોવામાં આવતું નથી. વેદમાં બતાવેલી હિંસા આદિ નિંદ્યકાર્યોને જૈનોએ ન માન્યાં, એટલે તેઓને 'નાસ્તિક ' નું ટાઇટલ આપી દીધું. આ તો કેવલ દ્વેષબુદ્ધિનુંજ પરિણામ છે. અને દ્વેષ બુદ્ધિથી ચાલેલી લોકોક્તિઓ પ્રમાણભૂત હોઇ શકેજ નહિં. યદિ ' જૈનોના દેવ નાગા ' આ લોકોક્તિને આગળ ધરી દિગમ્બર ભાઇઓ પોતાની પ્રાચીનતા સિદ્ધ કરવાનું બીડું ઝડપતા હોય. તો મ્હારે કહેવું જોઇએ કે—'जैना नास्तिका' એ લોકોક્તિને

પણ સાચી માનવાનું, દિગમ્બરભાઈઓ સાહસ કરશે ખરાજ ને? પરન્તુ નહિં, આવી લોકોક્તિઓ ઉપરથી અમુક એક ધોરણ બાંધવું, એ તો અસત્ય વાતને ખરીદી લેવા બરાબર છે.

હવે પૃષ્ઠ સોલસામાં મિ. પાંગલે મહાશયે, શ્વેતામ્બરોની ઉત્પત્તિ દુષ્કાલના વખતમાં બતાવી છે. પરન્તુ મ્હારા પ્રથમના લેખમાં બતાવેલી દિગમ્બરોની ઉત્પત્તિની વાતને, તેઓ ગાયબજ કરી નાખે છે, અર્થાત્ ઉડાવીજ દીધી છે. શ્વેતામ્બરોની ઉત્પત્તિની જે રામકહાણી શ્રીમાને ચીતરી છે, ત્હેમાં કંઈ પણ પ્રમાણિકતાની વાત નથી. નિદાન તેઓએ કંઇ પણ પ્રમાણ આપ્યું નથી. આ સિવાય તેઓનું આ લખવું:—"શ્વેતામ્બરી ભાઇઓના કરતાં, શ્વેતામ્બરી સાધુઓજ વધારે હઠ કરનારા હોય છે, અને તેઓ ન્યાયની કોઇ પણ વાત એકદમ માનતા નથી." બિલકુલ મૂર્ખતા કે દ્વેષ ભરેલું છે. ત્હેમાં તેઓ પ્રમાણ 'લાલન અને સાધુઓનો ઝઘડો થયો હતો,' તે બતાવે છે.

ખરેખર મિ. પાંગલે મહાશયે પોતાની સ્વચ્છન્દતાનો સારો અનુભવ અહિંજ આપી દીધો છે. શ્વેતામ્બર સાધુઓને અને લાલનને કયા વિષયમાં ઝગડો થયો હતો ? વિગેરે કથા કહેવાની અહિં કંઇ પણ જરૂર જોતો નથી, પરન્તુ એટલું જરૂર કહીશ કે, શાસન શુભેચ્છક મહાત્માઓ, કોઇપણ શખ્સને શાસ્ત્ર વિરૂદ્ધ કલ્પનાઓ કરતાં, શાસન વિરૂદ્ધ કાર્યો કરતાં અટકાવ કરે અથવા શિક્ષા કરે તો તેઓને હઠ કરનાર કે 'ન્યાયની વાતને નહિં માનનાર ' કહેવું એ કેટલું બધું પાપી કામ કહી

શકાય ? પરન્તુ ઠીક છે, નિર્ગ્રંથ દિગમ્બર સમ્પ્રદાયની અંદર જહેમ લોકો મનમોદક ઉડાવે છે, ત્હેમ શ્વેતામ્બર સમ્પ્રદાયની અંદર પણ મુનિરાજો, લોકોને મનમોદક ઉડાવવા દે તો જરૂર, મિ. પાંગલે મુનિરાજોની તારીફ (સ્તુતિ) કરે. પરન્તુ મિ. પાંગલે મહાશયે આ વાતને પોતાના અંતઃકરણમાં બરાબર કોતરી રાખવી જોઇએ કેઃ–શ્વેતામ્બર આમ્નાય, દિગમ્બર આમ્નાય જેવો અગુરવો (ગુરૂવિનાનો) નથી, શ્વેતામ્બરોની અંદર હજુ શાસન પ્રિય મહાત્માઓ મોજૂદ છે, અને જ્યહાં સુધી તેઓની વિદ્યમાનતા છે, ત્યહાં સુધી તેઓ શાસ્ત્રવિરૂદ્ધવર્તન કરનારાઓની અને ઉત્સૂત્ર પ્રરૂપણા કરનારાઓની સ્હામે પડવાના, પડવાના ને પડવાના. ચાહે તે મહાત્માઓની લોકો સ્તુતિ કરે યા નિંદા પરન્તુ તે બદલ અમારા પાંગલે મહાશયને શામાટે પેટમાં દદ થતું હશે ? તે કંઇ સમજી શકાતું નથી. યાદ રાખવું જોઇએ કે શ્વેતામ્બર સાધુઓ હઠ કરનારા નથી, કિન્તુ સાચી વાતને જાહેર કરનારા છે.

'મિયાઁની ચાંદે ચાંદ' જહેવું કરે, તો શ્વેતામ્બર સાધુઓ સત્યગ્રાહી ગણી શકાય, આ પણ કેવો ન્યાય ? દિગમ્બરોની અસત્ય વાતને શ્વેતામ્બર સાધુઓ ન સ્વીકાર કરે અને ત્હેનું ખણ્ડન કરે, તો તેથી શું તેઓ દુરાગ્રહી થઇ ગયા કે ? ભાઇ! દુરાગ્રહી કે અન્ધશ્રદ્ધાળુ તો ત્હમારા જેવા દિગમ્બરભાઇઓજ છે કે–જેઓને અનેકાનેક પ્રમાણોથી એ વાત સિદ્ધ કરી આપીએ છીએ કે 'દિગમ્બરો અર્વાચીન છે,' તે છતાં 'મિયાઁ ગિરે

तो भी टाँग ऊंचीकी ऊंची ' नी माफ्क भूलने स्वीकार करी सत्यवातने मानता नथी

પ્રિય પાઠક ! એ તો સૌ કોઇ સ્વીકાર કરી શકશે કે- મનુષ્ય માત્રની ભૂલ હમેશાં થતી આવે છે. એક સમયમાં માણસના જહે વિચારો હોય, તે બીજા સમયમાં બદલાઇ જાય છે. અને ત્હેવીજ રીતે અમુક વિષયમાં જ્યહાં સુધી પોતાને વિશેષ અનુભવ ન થયો હોય, ત્યાં સુધી સાચી વતથી વિપરીત મન્તવ્ય કદાચિત્ હોય, તો ત્હેમાં કંઇ આશ્ચર્ય જેવું નથી.

મિ. યુ. ડી. બરોડિયા કે જેઓ એક ગ્રેજ્યુએટ છે, ત્હેમણે 'જૈનીઝમ' નામનું પુસ્તક લખી, 'જૈન ગ્રેજ્યુએટસ એસોસીએશન' દ્વારા પ્રસિદ્ધ કરાવ્યું છે. આ પુસ્તકની અંદર તે મહાનુભાવે એક એવો ફકરો લખ્યો છે કે, જહેની અંદરથી મનલગ કાઢનાવાળો માણસ એમ કાઢી શકે કે 'શ્વેતામ્બરોની ઉત્પત્તિ દુષ્કાલના વખતથી થએલી છે.'

પરન્તુ આ મિ. બરોડિયાના ફકરા ઉપર તો મિ. પાંગલે મહાશય ફૂલ્યા પણ સમાતા નથી. તેઓ તો પોતાના મનમાં એમજ સમજવા લાગી ગયા છે કે–આ વાકય શું છે? દિગમ્બરોની પ્રાચીનતા સિદ્ધ કરનાર. સર્વજ્ઞનું વચન છે. અને તેટલાજ માટે તેઓએ બે ત્રણ પેજ કાળાં કરવામાં સમ્પૂર્ણ ઉત્સાહ બતાવ્યો માલૂમ પડે છે. પરન્તુ હું પહેલાંજ કહી ગયો છું કે—જહાં સુધી મનુષ્યને અમુક વિષયમાં સમ્પૂર્ણ માહિતી ન હોય, ત્યહાં સુધી તે વિષયમાં ભૂલ થાય, એમાં

શું આશ્ચર્ય? છદ્મસ્થાવસ્થામાં રહેલા તમામ જીવો ભૂલને પાત્ર બને છે, જો એમ ન હોય તો તીર્થંકરો શામાટે છદ્મસ્થ અવસ્થામાં ઉપદેશ ધારા વહેતી ન રાખે? ત્હેનું કારણ એજ હતું કે-તેઓ એમ સમજતા હતા કે-યદિ છદ્મસ્થ અવસ્થામાં ઉપદેશ દેવામાં જહે પ્રરૂપણા થાય ત્હેમાં, અને કેવળજ્ઞાન થયા બાદ કરેલી પ્રરૂપણામાં બીજોજ ભાવ પ્રકટ થાય, તો દ્વિધાવાક્ થવાનો પ્રસંગ આવે, માટેજ તેઓ છદ્મસ્થાવસ્થામાં ઉપદેશ ન્હોતા દેતા. અને ત્હેવીજ રીતે શ્રીયુત યુ. ડી. બરોડીયાએ પણ છદ્મસ્થ અવસ્થાના કારણથી ભૂલ કરેલી છે.

આ વિષયમાં મિ. બરોડીયાની સાથે, પૂજ્યપાદ મહારાજ શ્રીઇન્દ્રવિજયજીને ઘણો વિસ્તારથી પત્રવ્યવહાર થએલો છે, અને તે પત્રવ્યવહારમાં અન્તોગત્વા આવેલા પરિણામને જાહેર કરૂં, તે પહેલાં મિ. બરોડીયાની સરળતા, સત્યપ્રિયતા અને તેઓના ઉત્સાહ બદલ અનેક ધન્યવાદ આપ્યા સિવાય હું આ લેખિનીને આગળ ચલાવી શકું નહિં. ખરેખર, ગ્રેજ્યુએટ્સ વર્ગમાં આવા પુરૂષો હું ક્વચિત્જ જોવા ભાગ્યશાળી નિવડ્યો છું. મિ. બરોડીયા, પોતાના તા. ૨૦-૭-૧૩ ના પત્રમાં લખે છે કેઃ—

"..........એક બે પોઇન્ટ સિવાય ઘણોજ પરિશ્રમ લઇ સરસ મીમાંસાયુક્ત મુનિશ્રી વિદ્યાવિજયજીએ પોતાનો લેખ લખ્યો છે, ત્યારે મી. પાંગલે પોતાનો લેખ વિદ્વત્તાને ન છાજે તેવા શબ્દોયુક્ત

લખેલો છે. કંઇક ઉશ્કેરણી વૃત્તિથી તે લખાએલો હોય તેવું ભાસે છે.

મારે એક વાત આ પત્રમાં લખવી જોઇએ. મી. પાંગલે મારો પેરેગ્રાફ ટાંકીને તેની સાથે પોતાના વિચારો ભેળવી દઇને મને અને જૈન શ્વેતામ્બર સાધુઓને અન્યાય આપ્યો છે એ નિઃસંશય છે. તેથી મારી પ્રથમ વિનંતિ સ્વીકારી તે ગેરસમજુતી ઉત્પન્ન કરાવનાર મારો સંક્ષેપમાં લખાયેલો પેરો આપ સુધારી આપો. જો આપની તેમ ઈચ્છા નહીં હશે તોજ પછી હું તે સુધારવા આરંભ કરીશ. એજ."

શું આ પત્ર બદલ, આવી સરલતા સત્યપક્ષતા માટે મિ. ખરોડીયાને થોડો ધન્યવાદ ઘટે છે?

બસ ! હવે મ્હારે, મિ. પાંગલે મહાશયે મી. ખરોડીયાનો ફકરો આગળ ધરી જે ફૂલ મારી છે, ત્હેનો કંઇપણ જવાબ આપવાની જરૂર નથી. મિ. ખરોડીયા પોતેજ તે ભૂલ સ્વીકારે છે, તો પછી, પાંગલે મહાશયની રામકહાણી માટે લખી લખીને, પાઠકોનો વિશેષ સમય શામાટે રોકવો જોઇએ?

હું આ પ્રસંગે એક આશા અવશ્ય રાખીશ કે, મિ. પાંગલે મહાશયે શ્રીયુત ખરોડીયાને 'સમજુ' 'વિદ્વાન્' 'ઇતિહાસ સંશોધક' અને 'પટ્ટીધારક' ઇત્યાદિ વિશેષણો જહે પ્રેમથી-જે ઉત્સાહથી લખેલાં છે, તે પ્રેમ કે ઉત્સાહને લગાર માત્ર પણ

ખંડિત નહિં કરે. અને મિ. ખરોડીયા સત્યપક્ષી થયા-સાચું તે મ્હારૂં, આ અનુસાર વર્તવા લાગ્યા, તેથી મિ. પાંગલે, યદિ બીજાંજ વિશેષણોથી ખરોડીયાને વધાવશે તો, જોકે સત્ય-પ્રિય ખરોડીયાને તો કંઇજ નથી, પરન્તુ હાં ! જન-સમાજ તો મિ. પાંગલેની કિંમત આંકયા વિના કદાપિ રહી શકશે નહિં. આ વિષયમાં અધિક લખવું વ્યર્થ છે, પાઠકો સ્વયં વિચાર કરી શકે તેમ છે.

આગળ ચાલતાં મિ. પાંગલે પૃષ્ઠ ૧૯ માં લખે છે કેઃ–

" કુંદકુંદાચાર્યના વખતમાંજ દિગમ્બર શ્વેતામ્બર બદલ ગિરનાર પર્વતપર વાદ થયો, તે વેળા દિગમ્બર પ્રાચીન અને શ્વેતામ્બર અર્વાચીન ઠર્યા. "

શું આમ લખવા માત્રથી કોઇપણ બુદ્ધિમાન્ માની લેવાનું સાહસ કરશે કે ? એવી રીતે તો દરેક પોતપોતાની વડાઇ હાંકયા કરે, પરન્તુ તેથી પ્રમાણ વિના પ્રામાણિક થઇ શકે નહિં. આ સિવાય 'પ્રભાસપુરાણ' 'ઋગ્વેદ' 'રામાયણ બાલકાંડ' અને 'નિઘંટુ' એમ બે ત્રણ વાકયો સંસ્કૃતનાં, કે જ્હેની અંદર 'નગ્ન' અર્થને કહેવાવાળો શબ્દ કે 'નગ્ન' શબ્દ આવેલો છે, તે ઉલ્લેખ્યાં છે, પરન્તુ હું એમ કહ્યા વિના-ન રહી શકું કે 'નગ્ન' શબ્દને દેખી 'નાગા' થવાનો. દિગમ્બર ભાઇઓને એક મહાવરોજ થઇ ગયો છે. ભલા, 'નગ્ન' શબ્દ આવવાથી દિગમ્બર ભાઇઓની પ્રાચીનતા કેવી રીતે

સિદ્ધ થઈ શકવાની હતી ? વળી આ જ્હે ત્રણ. ચાર વાક્યો આપ્યાં છે, તે તો અસંબદ્ધજ આપ્યાં છે, ન તો ત્હેમણે તે કયા પ્રસંગની વાત છે ? તે બતાવ્યું છે, અથવા તેઓએ કયા પૃષ્ઠમાંથી, કયા પ્રકરણમાંથી તે વાકયો ઉદ્ધૃત કર્યાં છે, તે પણ બતાવ્યું નથી, એથી વાંચનારા સહજ સમજી શકશે કે આ ત્હેમનો જૂઠો વિતંડાવાદ અથવા તો ચાલબાજીજ છે.

હવે તે અંધશ્રદ્ધા કે અજ્ઞાનતા નથી રહી કે માત્ર શ્લોક કે સંસ્કૃત વાક્ય આપી દેવાથી ત્હેને વેદવાક્ય માની લે. હવે તો વાંચનારાઓ પ્રકરણ, સ્થળ, પૃષ્ઠ વિગેરે તમામ મશાલો મેળવ્યા પછીજ ત્હેને સત્ય માનવાનું સાહસ કરે છે.

જ્હારે મિ. પાંગલે મહાશયને કંઈ પ્રબળ યુક્તિઓ નથી મળતી, ત્હારે તેઓ કેવા શબ્દોમાં પોતાનો રોશ બહાર કાઢે છે, ત્હેનો નમૂનો એક આ પણ છેઃ—

"..........અને આ ખોટા શાસ્ત્રને કેટલાએક **ભોળા, હઠીલા** શ્વેતામ્બરી ભાઇઓ ખરાં માને છે."

ધન્ય છે દિગમ્બરો, ત્હમારી ભદ્રિકતા અને સરળતાને !! મહાશયજી.! શું ત્હમારાં શાસ્ત્રોને અંધશ્રદ્ધાથી કે અજ્ઞાનતાથી માની બેઠેલા દિગમ્બરીઓ સાચી વાતને પણ માનવામાં, કન્નોજના ટટ્ટુઓથી પણ વધીને અડીઅલપણું કરે છે, ત્હેને ત્હમે ભદ્રિક અને સરળ ગણોછો કે ? વાહ, મહાશય ! શું કહેવું ત્હમારી અક્કલની અમલદારી માટે ?

પ્રિયપાઠક ! મી૦ ખરોડીયાના અંગ્રેજી ફકરાવાળો ચરખો તો પાછો, પૃષ્ઠ ૨૦ અને ૨૧ માં પણ પાંગલે મહાશયે ચલા-વ્યો છે. પરન્તુ ત્હેનો ઉત્તર તો હું પ્રથમજ આપી ગયોછું, એટલે 'વીંણેલાને વીંણવા કરતાં, નવું વીંણવું સારૂં' ત્હેની માફક તે ટ્રેકટના આગળના ભાગમાં જહે અશુદ્ધિ–અસત્ય રૂપી કીડાઓ ખિલખિલાઇ રહ્યા છે, ત્હેઓનેજ દૂર કરવા વધારે ઉત્તમ સમજું છું.

આજ સુધી હું એમ સમજતો હતો કે જાદુઇ ખેલો–હાથ-ચાલાકીના ખેલો કરવામાં પ્રોફેસર નથુ મંચ્છાચંદ અવ્વલ નં-બર ભોગવતા હશે. પરન્તુ જ્યહારથી મિ. પાંગલેનું ટ્રેક્ટ મ્હારા વાંચવામાં આવ્યું, ત્યહારથી મ્હને એમ ખાતરી થઇ કે, નહિં, અસલી સ્વરૂપને ઉડાવી દેઇ, ત્હેને બીજાજ રૂપમાં બતાવવાની જાદુવિદ્યામાં ખરેખર મિ. પાંગલેએ વિશારદતાજ પ્રાપ્ત કરી છે.

વાંચકોએ જોયું હશે કે–મ્હેં મ્હારા પ્રથમના લેખમાં એક સ્થળે એમ જણાવ્યું છે કેઃ—

"દિગમ્બર મતાનુયાયિઓનું એમ કહેવું છે કે—'અગી-યાર અંગ વિચ્છેદ થઇ ગયાં છે, અને વીર સં. ૬૮૩ માં ધર-સેન નામના મુનિ પાસેથી જ્ઞાન લેવાવાળા એ મુનિઓએ પહેલ પહેલાં જયેષ્ઠ શુક્લ પંચમીને દિવસે ત્રણ **સિદ્ધાન્ત બનાવ્યાં,** હવે અહિં પ્રશ્ન એ ઉઠે છે કે—તે મુનિઓએ શાસ્ત્રોની ર-**ચના શા આધારે કરી?** કદાચિત્ કોઇ એમ કહે કે અંગોનો

કોઇ કોઇ ભાગ રહ્યો હતો તે ઉપરથી શાસ્ત્રો રચ્યાં, ત્હારે તો એ વાત ચોક્કસ છે કે-જનસમાજને પ્રતીતિ થવા માટે ખાસ તે તે અંગની અવશ્ય શાક્ષી આપવી જોઇતી હતી. અને તે પ્રમાણે તો કોઇ સ્થળે દેખવામાં આવતું નથી, તેથી એ વાત સિદ્ધ થાયછે કે-તેઓએ સ્વકપોલ કલ્પિત શાસ્ત્રો **રચ્યાં છે,** અને સ્વકપોલકલ્પિત શાસ્ત્રો જગત્માં કેવીરીતે પ્રમાણ થઇ શકે ? તે તો વાંચકો સ્વયં સમજી શકે તેમ છે. ”

આ પ્રમાણે લખેલા મ્હારા ફકરાનો જવાબ શ્રીમાન્ કેવી જાદુવિદ્યાથી-કેવી ચાલાકીથી આપે છે ? તે તપાસો.

શ્રીમાન્ પૃષ્ઠ ૨૧ માં લખે છે કેઃ—“ મુનિ વિદ્યાવિજયજી લખે છે કે વીર સં. ૬૮૩ માં **જૈન ગ્રન્થ લખવાનો પ્રારંભ થયો.** ”

ઉપરજ બતાવેલા ફકરામાં વાંચકો જોઇ શકશે કે-મ્હેં દિગમ્બરોના ગ્રન્થોનો **રચવાનો** પ્રારંભ બતાવ્યો છે કે **લખવાનો ? રચનાના પ્રારંભને લખવાનો પ્રારંભ** ટાંકી બતાવી, શું નજરબંધીનો ખેલ નથી કરી બતાવ્યો ? નજરબંધીનો ખેલ શામાટે ? વાંચકોની આંખોમાં ધૂળ નાખવાનો પ્રપંચ નથી કર્યો કે ? અસ્તુ ! આ સિવાય ઉપરની બીજી બધી વાત, કે જહે સંબંધી શંકા કરવામાં આવી છે, તે તો હજમજ કરી ગયા છે.

હવે બીજી વાત તપાસીએ—‘ પ્રશ્નચર્ચા સમાધાન ’ નામના દિગમ્બર ગ્રન્થમાં લખ્યું છે કે—

" મહાવીર દેવના નિર્વાણ બાદ ૬૮૩ વર્ષે ધરસેન મુનિ ગિરનારની ગુફામાં બેઠા હતા, તે કાળમાં અગીઆરે અંગ વિચ્છેદ ગયાં, જ્હારે 'વિક્રમ પ્રબંધ' અને ' મૂલ સંઘની પટ્ટાવલી ' માં તો લખ્યું છે કેઃ—' મહાવીર પ્રભુથી ૬૧૪ વર્ષ વ્યતીત થયા બાદ ધરસેનાચાર્ય થયા, અને ત્હેમનો વર્તમાનકાળ ૧૯ (૨૧) વર્ષનો છે.

હવે આ ઉપરથી એક બાળક પણ સમજી શકે કે કે જ્હારે ૬૩૩ની સાલમાં તેઓ ( ધરસેન મુનિ ) સ્વર્ગે સિધાવ્યા છે, તો પછી ૬૮૩ ની સાલમાં તેઓ ગિરનારની ગુફામાં બેસેજ ક્યહાંથી ? પરન્તુ આ લખવું, બિલકુલ જૂઠથી ભરેલું છે, તે છતાં પણ પાંગલે મહાશય ત્હેનો ઉચિત જવાબ તો ખાઇજ ગયા અને ત્હેને બીજાજ રૂપમાં ચીતરી કાઢે છે.

શ્રીમાન્ તો લખે છે કે-" વીર સં. ૬૧૪ થી ૬૩૩ સુધીમાં ધરસેન મુનિએ પુષ્પદંત અને ભૂતબલી આચાર્યને શ્રુતજ્ઞાન શિખવ્યું, અને પછી ૬૮૩ માં ધરસેને શિખવેલું તે બન્નેએ લખેલું શ્રુતજ્ઞાન જગજાહેર કર્યું એટલે દિગમ્બર શાસ્ત્રનો લેખનકાળ વીર સં. ૬૮૩ થી નક્કી થાય છે. "

કેવી આશ્ચર્યની વાત છે કે-પહેલા તો ધરસેન મુનિના સમયનેજ નક્કી નથી કરી શકતા અને ગ્રન્થોના **લેખનકાળ** ઉપર જઇને નોબત વગાડી. ઠીક એ થયો છે કે-'ધરસેન મુનિ ૬૮૩ માં ગિરનારની ગુફામા પેઠ્યા ક્'હાંથી ? કેમકે તેઓનો

સમય તો ૬૮૩ નો છે.' આ પ્રશ્નનો જવાબ આપ્યો નહિં, અને લેખન તથા રચનાકાળ ઉપર ઉતર્યા. વાહ પાંગલેજી ત્હમારી ચાલાકીને ?

'ડાહી સાસરે ન જાય ને ગાંડીને શિખામણ દે' આ લોકોક્તિને મિ. પાંગલે બહાદુરે ઠીકજ ચરિતાર્થ કરી છે. તેઓ મ્હને શિખામણ આપતાં કહે છે કેઃ—

"ઇતિહાસ અવલોકનાર્થે ઇતિહાસની તારીખ નક્કી કરવામાં સારાસાર વિચારની ઘણી જરૂર છે."

વાહ! મને ઉપદેશ આપનાર મ્હેતાજી! ત્હેનું પાલન ત્હમે પોતે કરો છો કે કેમ ? તેતો વિચારો. પરન્તુ મહાશય! ખરેખર તે પછીનું ત્હમારૂં લખેલું "ત્હેના અભાવે આવા ગોટાળા ભરેલું બધું ખોટું માલૂમ પડે છે" આ વાક્ય ત્હમે યથાર્થ રીતેજ ચરિતાર્થ કરી બતાવ્યું છે.

ત્હમે લગાર દ્વેષદાવાનળને શાન્ત કરી, શાન્તચિત્તથી આ ત્હમારા ધરસેન મુનિજીના સમયનેજ તપાસી જોયો હતે, તો ત્હમને માલૂમ પડતે કે-હજુ હું કયા નવાણુંના ફેરમાં પડ્યો છું ? અને અસંબદ્ધ આ શું ચિતરૂં છું ? હવેથી તેમ ન થવા પામે, તે માટે એક હિતેચ્છુ તરિકે અનુરોધ કરૂં છું.

વળી મ્હેં મ્હારા લેખમાં એમ જણાવ્યું છે કે—

"હવે વિચાર કરો કે શ્રી વીર નિર્વાણથી ૬૮૩ વર્ષે ધરસેન મુનિ આવ્યા કહાંથી ? ભૂતબલી અને પુષ્પદંતને ભણા-

વ્યા કોણે ? ભૂતબલી પુષ્પદંત આવ્યા ક્યહાંથી ? ભણાવ્યા કોણે ? કેમકે ધરસેનનું મૃત્યુ તો ૬૩૩ માં થયું છે, પુષ્પદંતનું મૃત્યુ ૬૬૩ માં થયું છે, જ્યહારે ભૂતબલીનું મૃત્યુ ૬૮૩ માં થયું છે. તો પછી આ બધાઓનો સમાગમ ક્યહાંથી થયો ? અત એવ પૂર્વોક્ત પરસ્પર વિરોધી ધરસેનની કથા ઉપરથી એમ સિદ્ધ થાય છે કે–દિગમ્બર શાસ્ત્રોનો રચનાકાળ જ્હે બતાવવામાં આવે છે, તે પણ મનઃકલ્પિતજ છે. ”

આનો જવાબ મિ. પાંગલે મહાશયે જ્હે આપ્યો છે, તે બિલકુલ બિન પાયાદારજ આપ્યો છે. બિન પાયાદાર શું આપ્યો છે ? તેઓ પોતેજ આ વાતમાં શંકાશીલ થએલા છે. અર્થાત્ તેઓને પણ હજુ સુધી એ નિર્ણય નથી થયો કે— ‘ ધરસેન, પુષ્પદંત અને ભૂતબલી ક્યહારે થયા ? ’

શ્રીમાને જ્હે જવાબ આપ્યો છે તે આ છેઃ—

“ ધરસેન **જો** વીર સં. ૬૩૩ માં **સ્વર્ગસ્થ** થયા હશે અને ૬૬૩ માં પુષ્પદંતાચાર્ય શ્રુતજ્ઞાનનો થોડો ભાગ ગ્રન્થમાં લખી સ્વર્ગસ્થ **થએલા હશે** અને વીર સં. ૬૮૩ માં ભૂતબલી આચાર્ય તે લખી રાખેલો દિગમ્બર આમ્નાયનો ગ્રંથ પ્રસિદ્ધ કરી સ્વર્ગસ્થ **થયા હશે**, તો એ ત્રણેનો સતત દીર્ઘ પ્રયત્ન આ પ્રથમ લખાણ કરવામાં રોકાએલો હોવાથી તે ત્રણેનાં નામ અને શ્રુતજ્ઞાન ગ્રંથ રૂપે પ્રસિદ્ધ થયાની મિતિ વીર સં. ૬૮૩ ના જ્યેષ્ઠ સુદ પાંચમ જૈન દિગમ્બર ઇતિહાસમાં નોંધાઇ ગઇ છે. ”

પ્રિય વાંચક ! આ તેઓનો જવાબ કોઈ પણ જાતની પુષ્ટી કરનારો છે કે ? પુષ્ટી શાની કરે ? કેમકે તેઓ પોતેજ, '**જો આમ હશે, જો આમ હશે** તો આમ **થયું છે.**' આવું અસંબદ્ધ વાક્ય લખે છે તો પછી ત્હેને 'જવાબ' કહેવાનું સાહસ કોણ મૂર્ખ કરી શકે ? આ વિષયમાં હજુ પણ હું દાવા સાથે કહી શકું છું કે—મિ. પાંગલે મહાશય, કોઇ પણ રીતે પોતાનો બચાવ કરી શક્યા નથી અને કરી શકે તેમ પણ નથી.

દિગમ્બર ગ્રન્થોનો રચના કાળ તો આપણે ઉપર ઘણા વિસ્તારથી તપાસી ગયા. હવે મ્હારા પ્રથમના લેખમાં એ શંકા ઉઠાવેલી છે કેઃ—

"જો દિગમ્બર મત પ્રાચીન હતે તો ગણધરાદિ મુનિઓનો બનાવેલો કોઇ પણ અંગ, પ્રકરણ, અધ્યાય અથવા વસ્તુ અવશ્ય હોવું જોઇતું હતું, અને છે તો નહિં, તેથી પણ એ સિદ્ધ થાય છે કે દિગમ્બરોએ પોતાનો મત ચલાવવા માટેજ સ્વકલ્પિત નવીન ગ્રન્થોની રચના કરી લીધી છે."

વાંચકો, વિચારી શકશે કે આ કથન મ્હારૂં શું ખોટું છે? કેમકે જ્હાં સુધી તેઓ પ્રાચીન કોઇ અંગ, પ્રકરણ આદિ સમ્પૂર્ણ તો શું ? થોડો અંશ પણ ન બતાવી શકે, ત્હાં સુધી એમ કેમ ન કહી શકીએ કે તેઓના ગ્રન્થો બીલકુલ સ્વકપોલકલ્પિત છે ? પરન્તુ આવું મીઠું દૂધ પણ તેઓને ઘણુંજ અરૂચિ ભરેલું નિવડ્યું. તેઓ તો કહે છે કેઃ—

"વિદ્યાવિજયનું આ કહેવું કેવળ **અભિમાન** ભરેલું અને **દીર્ઘ વિચાર વગરનું** છે" કહો ! મિ. પાંગલેએ પોતાની યોગ્યતાનો ફોટો ખેંચી બતાવ્યો કે નહિ ? પ્રિય પાઠક ! આટલેથી સંતોષ ન રાખો, નહિં લખેલી વાતને પોતાની કલમથી ચીતરી કાઢી વાંચકોની આંખે પાટા ઉપર પાટા બાંધવાનું તો તેઓને એકડે એક જહેવું થએલું છે. તેઓ કહે છે કે–"એકદમ ગ્રન્થ રચના થઇ નહિં, અને પાછળથી થઇ, માટે રચના કપોલ કલ્પિત છે, એવું કહેવું ભૂલભરેલું છે."

પ્રિય વાંચક ! શું મ્હારા લેખકની અંદર કોઇ પણ સ્થળે આવું વાક્ય તમે વાંચ્યું છે કે ? મ્હારી ઉઠાવેલી શંકા તો તેઓ પોતેજ ઉપર ઉદ્ધૃત કરી આવ્યા છે, તે છતાં પણ ત્હેના સારાંશમાં તો એક 'ઇદં તૃતીયં' અભિપ્રાયજ ઉભો કરે છે. કહો ત્હારે વિતંડાના છેડા સુધી તેઓ પહોંચી ગયા કે નહિં ? ખેર ! તેઓ ગમે તેટલી ચાલાકી કરી પોતાનો બચાવ કરવા ચાહે, પરન્તુ તેઓનો બચાવ તો થવો દૂર રહ્યો, પ્રત્યુત તેથી તો તેઓની નિર્બળતાજ જણાઇ આવે છે.

આગળ ચાલતાં તેઓ લખે છે કે—"વેદનો રચનાકાળ મિ. તિલકે 'દશ હજાર વર્ષ પહેલાંનો છે,' એવું '**આર્ટિક હોમ ઇન ધી વેદાઝ**' નામના ગ્રન્થમાં સાબીત કર્યું છે, અને લેખનકાળ તે પછીનો છે, માટે તીલકની તે મીમાંસા ભૂલભરેલી ઠરશે કે શું ?'

ઘણી આશ્ચર્યની વાત છે કે—મિ. પાંગલે પોતાના હાથેજ પોતાના પ્રશ્નનો જવાબ આપે છે, છતાં પણ તેઓ અવળુંજ દેખે છે.

મિ. તિલકની તે મીમાંસાને કોઇપણ બુદ્ધિમાન ભૂલભરેલી કહી શકશે નહિં. કેમકે તેઓ તો પહેલાં વેદોની સ્થિતિ સિદ્ધ કરે છે અને ત્ય્હાર બાદ લેખનકાળ બતાવે છે. પરન્તુ અમારા દિગમ્બર ભાઇઓ એતો સિદ્ધ કરતાજ નથી કે 'અમારા ગ્રન્થો મોજૂદ હતા અને પાછળથી લખાણા' અને મ્હારો પ્રશ્ન પણ તેજ છે કે—પહેલાં ત્હમારા અંગોના મૂળ ભાગોની વિદ્યમાનતા સિદ્ધ કરો અને પછીથી ત્હેનો લેખનકાળ બતાવો. અને જ્ય્હાં સુધી ત્હેની વિદ્યમાનતા સિદ્ધ ન કરો, ત્ય્હાં સુધી **લેખનકાળની** તતુડી કોઇ સાંભળે તેમ નથી. લેખનકાળ આજથી આઠ દિવસ પહેલાંનોજ કેમ ન હોય ? લેખનકાળની સાથે અમારે કંઇ સંબંધજ નથી. ત્હેની પ્રાચીનતા સિદ્ધ કરવાની જરૂરત છે. અને પ્રાચીનતા તો સિદ્ધ ત્ય્હારેજ થઇ શકે કે, જ્ય્હારે દિગમ્બર ગ્રન્થોમાં ગણધરાદિ મુનિઓએ બનાવેલા અંગ, પ્રકરણ, અધ્યાય કે વસ્તુમાંથી કંઈ પણ સમ્પૂર્ણ કે અંશમાં પણ બતાવી શકશો. અન્યથા તો તમારૂં રૂદન 'અરણ્યરૂદન' સમાનજ નિવડ્યું છે, અને નિવડશે.

આગળ ચાલતાં પત્ર ૨૩ માં ડૉ. હર્મન જેકોબી મહાશયનો એક ફકરો અને ત્હેનો અર્થ ટાંકયો છે, પરન્તુ તેથી તેઓ શું કહેવા માંગે છે, એજ સમજવું કઠીણતા જેવું થઇ

પડયું છે, કેમકે જેકોબીની તે વાતને તો શ્વેતામ્બરો પણ માને છે. તે ફકરો આ છે:—

In olden times the books were not used, it being the custom of the Brahmins to rely rather on the memory than on the manuscripts and in this they were followed by the Jains and Buddhists.

અર્થ:—અસલના વખતમાં પુસ્તકોનો ઉપયોગ થતો ન્હોતો, પુસ્તકના કરતાં સ્મરણ શક્તિ ઉપર આધાર રાખવાનું બ્રાહ્મણો વધારે પસંદ કરતા અને તે રિવાજને અનુસરી જૈનો અને બૌદ્ધ લોકો ચાલતા."

આ વાતને કોણ અસ્વીકાર કરે છે ? યદિ તત્ત્વદૃષ્ટિથી જોઇએ તો જહેવા શ્વેતામ્બર જૈનો આ નિયમને વધારે વળગી રહ્યા છે, ત્હેવા બીજા કોઇ વળગી રહ્યા નથી. સ્મરણ શક્તિથીજ પહેલાં તો આચાર્યોએ કામ ચલાવ્યું, પરન્તુ જ્હારે સ્મરણ શક્તિ કમ થઇ, ત્હારે ગ્રન્થો લખાયા, આ વાતને શ્વેતામ્બરો પણ સ્વીકારે છે. તો પછી ઉપરનો ફકરો અને ત્હેનો અર્થ ટાંકીને પાંગલે મહાશયે શી બહાદુરી બતાવી ?

વળી આગળ તેઓ લખે છે કે—"દુકાળના વખતમાં જહે સાધુએ મહાવીરની **દિગમ્બર પરિપાટી** વિરૂદ્ધ શ્વેત વસ્ત્ર ધારણ કરી, ત્હેમનો મહાવીરની નગ્ન **પરિપાટી**માં અને

આજ્ઞામાં ફેરફાર કરનારો, નવો અને કલ્પિતભાગ આચારાંગાદિ ગ્રન્થમાં સમાવેશ કરવાનો ઉદ્દેશ હોવો જોઇએ. ”

બિલકુલ અસત્ય વાત છે. પહેલાં તો 'મહાવીરની દિગમ્બર પરિપાટી' 'નગ્ન પરિપાટી' કથનજ સત્ય વાતનું ખૂન કરે છે. કેમકે મહાવીરની દિગમ્બર પરિપાટી હતીજ નહિં, અને તે સંબંધી તો આ લેખની અંદર પહેલાંજ ઘણું એક લખવામાં આવ્યું છે. ત્હેવીજ રીતે દુકાળના વખતમાં શ્વેત વસ્ત્ર ધારણ કર્યાનું, મહાવીરની નગ્ન પરિપાટીમાં અને આજ્ઞામાં ફેરફાર કર્યાનું, તેમજ નવીન અને કલ્પિત ભાગ આચારાંગાદિ ગ્રન્થમાં સમાવેશ કર્યાનું, આ બધું કથન ખોટું છે. કેમકે શ્વેતામ્બરો એ પ્રમાણે માનતાજ નથી. અને આ બધી વાતનો ખુલાસો એજ ઉપરથી આવી જાય છે કે–'દુષ્કાળના વખતમાં શ્વેતામ્બર મત નિકળ્યો નથી,' આ વાતને પ્રથમજ સિદ્ધ કરી આપી છે.

વળી તેઓ લખે છેઃ—“ જો તેમ ન હોત તો દેશાન્તર ગએલા નગ્ન સાધુ અને દુકાળના વખતમાં શ્વેતામ્બર વસ્ત્ર ધારણ કરેલા સાધુઓ મળી અંગાદિ શાસ્ત્રો લખવાં જોઇતાં હતાં, અને જૈનોમાં તે વખતે પડેલા દિગમ્બર અને શ્વેતામ્બર મત ભેદ થવા જોઇતા ન્હોતા. ”

થવા શું જોઇતા ન્હોતા, તે વખતે શ્વેતાંમ્બર દિગમ્બર એવા બે ભેદ, થયાજ ન્હોતા. અને જેઓને ત્હમે **દેશાન્તર**

**ગએલા નગ્ન સાધુ** ગણો છો, તેઓ નગ્ન હતાજ નહિં. બેશક, ત્હમે શ્વેતામ્બરોની જહે ઉત્પત્તિ આપી છે, તે ઉપરથી એમ કહી શકો છો, પરન્તુ તે ત્હમારી બતાવેલી ઉત્પત્તિજ કપોલ કલ્પિત છે, એ વાતની સિદ્ધિ પહેલાં કરી બતાવી છે, તો પછી વિશેષ લખવું શા કામનું ?

મિ. પાંગલે મહાશયે એક સ્થળે ડૉ. જેકોબી મહાશયનો એક ફકરો આપી એમ સિદ્ધ કરવા કોશિશ કરી છે કે—"શ્વેતામ્બરોના ગ્રન્થોની રચના ગણધરાદિથી નથી થએલી, પરન્તુ દુષ્કાલના વખતમાં જેઓએ શ્વેતામ્બર મતની ઉત્પત્તિ કરી, તેઓથી થએલી છે, અને તે પણ ભદ્રબાહુની મદદ વગર."

પાંગલે આ પ્રમાણે અર્થ કાઢવામાં મ્હોટી ભૂલ કરે છે કેમકે ડા૦ જેકોબીનો ફકરો તો સાફ સાફ કહે છે કેઃ–

**'તે સમયમાં ગ્રન્થો એકઠા કર્યા,'** જ્યહારે ત્હેને પાંગલે મહાશય **ગ્રન્થો રચાયા** એમ કહે છે, આ તેઓની અજ્ઞાનતા નહિં, તો બીજુ શું કહી શકાય ? બેશક, જેકોબી મહાશયનું આ કહેવું ખરૂં છે કે—'અગીઆર અંગો ( Collected ) ગોઠવવામાં–સંગ્રહ કરવામાં ભદ્રબાહુ શામીલ ન્હોતા,' (તે સમયે તેઓ નેપાળમાં હતા ), પરન્તુ તેથી એમ તો કદાપિ સિદ્ધ થઇ શકતું નથી કે અગિઆર અંગોનો સંગ્રહ કરવામા તેઓ વિરૂદ્ધ હતા. જો તેઓ વિરૂદ્ધજ હોય તો, શ્રી સંઘની આજ્ઞાથી સ્થુલિભદ્રાદિ તીક્ષ્ણ બુદ્ધિવાળા પાંચસો સાધુઓ ભદ્ર-

બાહુ પાસે ચૌદ પૂર્વ શિખવા માટે શામાટે જતે ? શામાટે તેઓ ભણાવતે ? અને સ્થૂલભદ્ર સ્વામિને બે વસ્તુ ન્યૂન દશપૂર્વ પાઠાર્થ શામાટે શિખવાડતે ?

વળી આ ફકરાની અંદર એ પણ બતાવવામાં આવ્યું છે કે—" ભદ્રબાહુને દિગમ્બરો પોતાના હેડ તરીકે માને છે, અને ત્હેવીજ રીતે શ્વેતામ્બરો પણ માને છે, તો પણ સ્થવિરની પરિપાટીમાં સંભૂતિવિજયને પ્રથમ માને છે."

જેકોબી મહાશય, સંભૂતિવિજયને પ્રથમ માનવાનું કારણ, અવશ્ય સમજ્યા હશે, તોપણ મ્હારે કહેવું જોઇએ કે સંભૂતિવિજય અને ભદ્રબાહુ બન્ને એક પાટ ઉપર થએલા છે. ત્હેમાં મ્હોટા સંભૂતિવિજયને પટ્ટધર ગણવામાં આવતા, જ્યહારે ભદ્રબાહુ ગચ્છની સાર સંભાળ રાખતા હતા. જ્યહારે આમજ હતું તો પછી સંભૂતિવિજયને પ્રધાન માનવામાં આવે, ત્હેમાં વાંધો શો છે ?

મિ. પાંગલે મહાશય, ડૉ. જેકોબી મહાશયના ફકરા ઉપરથી સારાંશ કાઢે છે કે—" ગણધરોએ શ્વેતામ્બરમતના ગ્રંથની રચના કરી, તે વિદ્યાવિજયજીનું કહેવું ખોટું છે, તેમજ પાટલીપુત્રમાં એકઠા થએલા જૈનસંઘે શ્વેતામ્બર મતના સિદ્ધાન્ત તૈયાર કરેલા, તે આખા જૈન ધર્મના સિદ્ધાન્ત નથી. '

શું આ સારાંશ તેઓએ સાચો કાઢયો છે ? ' પટણામાં એકઠા થએલા સંઘે અંગોનો સંગ્રહ કર્યો' તો તેથી ગણધરોની

બનાવટમાં શો વિરોધ આવ્યો ? વળી ' આખા જૈન ધર્મના સિદ્ધાન્ત નથી' એ તો ઠીકજ છે. કેમકે જ્યહારથી અભિમાની, અવિનીત શિવભૂતિથી એક અલગજ નાગા મતે પોતાની અઢી ચાવલની ખીચડી પકાવવી શરૂ કરી, ત્યહારથી તે ગણધરાદિ રચિત ગ્રન્થો તેઓ માન્ય નથી રાખતા, પરન્તુ તેથી પહેલાં તો તે સિદ્ધાન્તો સમસ્ત જૈનોને માન્યજ હતા, એમાંતો કંઇ શકજ નથી.

ભદ્રબાહુના સંબંધમાં દિગમ્બરો ઘણી વખત ભૂલથાપ ખાઇ જાય છે–કંઇના બદલે કંઈ ભરડી મારે છે, ત્હેમાં એક કારણ છે. જહેમ પ્રસિદ્ધ ગૌતમ ત્રણ થયા છે. એક ગૌતમ બુદ્ધ (જહેનો બૌદ્ધ ધર્મ ચાલે છે), બીજા ગૌતમસ્વામી (મહાવીર દેવના પ્રધાન શિષ્ય ) અને ત્રીજા ગૌતમ ઋષિ ( જહેમણે ન્યાયશાસ્ત્રની રચના કરી ). આ ત્રણ ગૌતમ પ્રસિદ્ધ હોવાથી, વિશેષ અનુભવથી દૂર રહેલા લોકો, એકના બદલે બીજાને ગણી નાખે છે, ત્હેવીજ રીતે ભદ્રબાહુના સંબન્ધમાં પણ અજ્ઞાન દિગમ્બરીઓ ભૂલથાપ ખાય છે.

મ્હારે આ પ્રસંગે એ વાતને સ્ફુટ કરી બતાવવી જોઇએ કે–'દિગમ્બરો, શ્વેતામ્બરોની ઉત્પત્તિ કલ્પિત ઉભી કરવા જતાં, પોતેજ પોતાનું પોકળ પ્રકાશ કરી ગયા છે. આતો 'लेने गई पूत, तो खो आई खसम ' જહેવું દિગમ્બરોને થયું છે. તે વાતનું હમણાંજ હું સ્પષ્ટિકરણ કરી બતાવું છું.

પ્રથમ તો દિગમ્બરો, જહે બીજા ભદ્રબાહુને માને છે,

ત્હેમના સમયનોજ તે લોકો હજુ નિશ્ચય કરી શકયા નથી. જુઓઃ-

( ૧ ) વામદેવ, પોતાની ' ભાવસંગ્રહની ટીકા'માં લખે છે કે-વિ. સં. ૧૩૬ માં જીનચંદ્રદ્વારા શ્વેતામ્બરોની ઉત્પત્તિ થઇ, આ વખતે ભદ્રબાહુ હતા. ( આ સંવતને વીર સં. ૬૦૬ ગણવામાં આવે છે. )

( ૨ ) મૂલસંઘની બલાત્કારગણુની પટ્ટાવલીમાં લખ્યું છે કે-વીર નિર્વાણથી ૪૯૮ વર્ષમાં ભદ્રબાહુ પટ્ટસ્થ થયા.

( ૩ ) ' સર્વાર્થસિદ્ધિ 'ની ભાષા ટીકામાં, વીરનિર્વાણથી ૬૪૩ વર્ષમાં ભદ્રબાહુ થયા, એમ લખ્યું છે.

( ૪ ) સરસ્વતીગચ્છની પટ્ટાવલીમાં વીરનિર્વાણથી ૫૧૫ વર્ષે દેવલોક પામ્યા, એમ લખ્યું છે. ( ૪૯૨ માં પાટપર બેઠયા .)

હવે આ ચારે અભિપ્રાયો-લેખો, વાંચકો ધ્યાન પૂર્વક વાંચશે તો માલૂમ પડશે કે, એક બીજાથી ભિન્ન ભિન્ન સંવત બતાવી રહ્યા છે. આ ઉપરથી આપણે જોઇ શકયા કે-દિગમ્બરોનું, ' બીજા ભદ્રબાહુના વખતમાં શ્વેતામ્બરોની ઉત્પત્તિનુ માનવું ' કપોલ કલ્પિત અને પાયા વિનાના પુલ જેવું છે.

ત્હેવીજ રીતે તેઓ પ્રથમ ભદ્રબાહુના વખતમાં શ્વેતામ્બરોની ઉત્પતિ થઇ, એમ પણ કહેવાને સમર્થ થઇ શકે તેમ નથી. કેમકે—

પહેલા ભદ્રબાહુ વીર નિર્વાણથી ૧૬૨ વર્ષે સ્વર્ગવાસી થયા, એવું તેઓના 'વિક્રમ પ્રબન્ધ' આદિમાં લખ્યું છે, જ્હારે

'વિ. સં. ૧૩૬માં શ્વેતામ્બરોની ઉત્પત્તિ થઇ ' આ પ્રમાણે તો દિગમ્બરો ઠેકાણે ઠેકાણે લખતા આવ્યા છે, તો પછી આ ' મિયાં મહાદેવનું જોડું ' કેવી રીતે મેળવી શકવાના હતા? અત એવ આ પરામર્શ ઉપરથી એમ ચોક્કસ થઇ આવે છે કે શ્વેતામ્બરોની ઉત્પત્તિના સંબંધમાં ઐતિહાસિક દૃષ્ટિથી દિગમ્બરો કોઇપણ રીતે સાચા ઠરતા નથી.

હવે ' ભદ્રબાહુ ચરિત્ર ' વિગેરે ઉપરથી માલૂમ પડે છે કે–દિગમ્બરોએ પહેલા ભદ્રબાહુ ( જેઓ શ્રુતકેવલી હતા ) ની ચન્દ્રગુપ્ત સંબન્ધી કથા, તથા બીજી કેટલીક બાબતો. બીજા ભદ્રબાહુમાં ઘુસાડી દીધી છે. આવું ગડબડાધ્યયન થવામાં કેટલાંક કારણો છે.

(૧) શ્વેતામ્બરોએ માનેલી દિગમ્બરોની ઉત્પત્તિનો સમય, અને દિગમ્બરોએ માનેલી શ્વેતામ્બરોની ઉત્પત્તિનો સમય એકજ મળતો આવે છે. એટલે કેઃ—

બીજા ભદ્રબાહુ, વજ્રસેનસૂરિના વખતમા થયા છે, એમ ' સર્વાર્થસિદ્ધિ ' ની ભાષા ટીકાને અનુસારે પણ સિદ્ધ થાય છે. કેમકે વજ્રસેનસૂરિનો જહે સમય છે, તેજ સમયની લગભગમાં ભદ્રબાહુ થયાનું લખ્યું છે. હવે આ સમયની દરમિયાન, શ્વેતામ્બરો શિવભૂતિથી દિગમ્બરોની ઉત્પત્તિ માને છે.

---

• * આ વાતને પુષ્ટ કરનાર 'जैनहितैषी' ના ૯મા અંકનું ૫૩૩–૫૩૪ પૃષ્ઠ જુઓ. ત્હેની અંદર લખ્યું છે કે—

"दूसरे भद्रबाहु आचारांगके ज्ञाता थे। शायद अष्टाङ्ग

(૨) આ વખતમાં પણ બાર વર્ષનો દુકાળ પડયો હતો.

(૩) પહેલા ભદ્રબાહુ બ્રાહ્મણ હતા, ત્હેવીજ રીતે આ બીજા ભદ્રબાહુ પણ બ્રાહ્મણ હતા

(૪) પહેલા ભદ્રબાહુ દુકાળના સમયમાં મગધ દેશમાંથી નેપાળમાં ગયા હતા, જ્હારે બીજા ભદ્રબાહુ ઉજ્જૈનથી કર્ણાટકમાં ગયા હતા.

(૫) પહેલા ભદ્રબાહુની ઉમ્મર ૭૬ વર્ષની હતી, જ્હારે બીજા ભદ્રબાહુની પણ તેટલીજ દિગમ્બરો માને છે. બસ ! આવાંજ કેટલાંક કારણોથી એકની કથા બીજામાં ઘુસાડી દીધી છે. આજ અભિપ્રાયને ડૉ. ગેરિનૉટ પણ પુષ્ટ કરે છે કે—બીજા ભદ્રબાહુ ઉજ્જૈનથી કર્ણાટકમાં ગયા હતા, નહિં કે પહેલા.

ડૉ. ગેરિનૉટનો અંગ્રેજી ફકરો હું અહિં રજુ કરૂં તે પહેલાં મ્હારે કહેવું જોઇએ કે—જો કે હું પહેલાંજ બતાવી ગયો છું કે, શ્વેતામ્બરોની ઉત્પત્તિ હજુ દિગમ્બરોજ નિર્ણય કરી શક્યા નથી અને તે વાતને પુષ્ટ કરનાર વાત, श्रीजैनसिद्धान्तभास्कर' ની બીજી-ત્રીજી કીરણ વાંચતાં-મળી આવી છે. ઉક્ત કિરણના

---

निमित्तज्ञ भी यही कहलाते थे। आचाराङ्गके ज्ञाता चार आचार्योंमें ये तीसरे थे। वीर भगवानके ६८३ वर्ष पीछे तक अंगज्ञानकी प्रवृत्ति रही है। और ये चारों आचार्य ११८ वर्ष के भीतर हुए हैं। इस लिए वीर नि० संवत ६५० के लगभग दूसरे भद्रबाहुका समय निश्चित होता है।"

૧૪૪મા પૃષ્ઠમાં, ‘ विद्वद्रत्नमाला ’ ની સમાલોચના કરતાં સમ્પાદક મહાશય લખે છે કેઃ—

“ एक जगह और आपने लिखा है कि–विक्रमके १३६ वर्ष पीछे श्वेताम्बर सम्प्रदाय अलग हुआ है। किन्तु यह वात एकदम निर्मूल मालूम होती है। क्योंकि यह वात सर्व मान्य तथा सर्व प्रसिद्ध है कि भद्रबाहुस्वामी के समयमें दिगम्बर सम्प्रदायसे श्वेताम्बर सम्प्रदाय अलग हुआ है ”।

પ્રિય પાઠક ! ત્હમે જોઇ શકયા હશો કે, હજુ દિગમ્બર ભાઇઓ પોતેજ નિશ્ચય રૂપેણ કંઇ નથી કહી શકતા કે–શ્વેતામ્બરોની ઉત્પત્તિ ક્ય્હારે થઇ ? હું મ્હારા મનમાં એમ સમજતો હતો કે વિક્રમ સંવત્ ૧૩૬ની સાલને તો બધા સ્વીકાર કરતા હશે, પરન્તુ નહિ, તેમાં પણ મ્હોટો વિવાદ છે, એમ દિગમ્બર સમ્પ્રદાયમાં અવ્વલ નંબરે નિકળતા ત્રૈમાસિક ઉપરથી માલૂમ પડ્યું. ઉપર્યુક્ત ફકરો લખનાર મહાશયનું એમ કહેવુ છે કે–વિ. સં.–૧૩૬માં નહિ, પરંન્તુ પહેલા ભદ્રબાહુના વખતથી શ્વેતામ્બર સમ્પ્રદાય નિકળેલ છે, પરન્તુ જ્હેવી રીતે બીજા ભદ્રબાહુની કલ્પના તેઓની ખોટી ઠરાવી બતાવી, ત્હેવી રીતે પ્રથમ ભદ્રબાહુના વખતની પણ તેઓથી કલ્પના થઇ શકે તેમ નથી, એ વાત પણ હું બતાવી ચૂકયો છું. ત્હેવીજ રીતે દિગમ્બરો, કયા ભદ્રબાહુના વખતમાં શ્વેતામ્બરોની

ઉત્પત્તિ થઇ તે પણ હજુ નિશ્ચય કરી શકયા નથી.§

હવે ઉપર હું ડૉ૦ ગેરિનૉટનો અંગ્રેજી ફકરો આપવાની પ્રતિજ્ઞા કરી ગયો છું, તે અનુસાર ડૉ. ગેરિનૉટ, કે જેઓ ડૉ. જેકોબી મહાશયના જુના શિષ્ય થાય છે, તેઓના એક લેખનો ફકરો આપુંછું, તે ઉપરથી વાંચકોને ખાતરી થશે કે- ભદ્રબાહુના સંબંધમાં દિગમ્બરો કેટલી મ્હોટી ભૂલો કરતા આવ્યા છેઃ—

A Sketch of the jaina Literature in tamil language by Dr. A. Guerinot. Paris, માં લખે છે કેઃ—

This migration is a historical fact. The Pontiff Bhadrabahu, who foresaid the Twelve years

---

§ આ વાતની સાક્ષીમાં જુઓ દિગમ્બરોનાં પ્રધાન માસિકપત્ર 'जैनहिंतषी' ના નવમા. ભાગનો નવમો અંક. ત્હેની અંદર પૃષ્ઠ ૫૨૮ માં ખુદ સમ્પાદક મહાશય લખે છે કેઃ—

" इसविपयमें मेरा वक्तव्य केवल इतनाही है कि पहले आप भद्रवाहुका समय निश्चय कर लीजीये, तव देवसेनसूरि के समयको निर्मूल वतलाईए। आपके भद्रवाहुओंका तो कुछ ठिकाना ही नही है। कभी आप चन्द्रगुप्त के समकालीन भद्रवाहुको श्रुतकेवली वतलाते हैं। कहीं अष्टाङ्ग निमितज्ञ वतलाते हैं और कहीं कुछ और ही......विगेरे विगेरे.

famine at Ujjayini and led the jains to Southern India was not the Shrutakevalin of that name but Bhadrabahu II, the Minor Angin who became Pontiff in B. C. 53 or 61 according to the "Digambara Pattavalis"

અર્થાત્—આ વાત ઐતિહાસિક છે કે, આચાર્ય ભદ્રબાહુએ, એ પ્રમાણે ભવિષ્ય વર્ણન કર્યું હતું કે 'ઉજ્જૈનીમાં બાર વર્ષનો દુકાલ પડશે.' અને તેટલા માટે ત્હેમણે જૈનીઓને પોતાની સાથે દક્ષિણ હિન્દુસ્થાનમાં દેશાટણ કરાવ્યું. આ આચાર્ય શ્રુતકેવલી ન્હોતા, પરન્તુ બીજા ભદ્રબાહુ હતા; કે જેઓ થોડા અંગોને જાણવાવાળા હતા અને દિગમ્બર પટ્ટાવલીઓના આધારે ઇ૦ સ૦ પૂર્વે ૫૩ યા ૬૧ માં આચાર્યપદે આવ્યા હતા.

આ બધી વાતો ઉપરથી વાંચકો સારી પેઠે સમજી શક્યા હશે કે– મહાવીરદેવની પ્રાચીન પરંપરા ધારણ કરી ચાલનારા શ્વેતામ્બરો છે, જ્યારે નવીન–અર્વાચીન કલ્પિત પંથ પ્રમાણે ચાલનારા દિગમ્બરભાઇઓ છે.

હવે મ્હેં મ્હારા પૂર્વના લેખમાં, ડૉ. ભાંડારકરના "મેરી સમઝમેં દિગમ્બર સમ્પ્રદાય મૂલકા ઔર શ્વેતામ્બર પંથ પીછેકા હૈ" આ વાક્યનું ખંડન કર્યું છે, ત્હેને મિ. પાંગલે મહાશય 'જૈનમુનિને અયોગ્ય એવું મેણું' કહી બતાવે છે. કહો, આ તેઓનો કેવો અંધ પક્ષપાત કહેવાય ? પરન્તુ ઠીક છે.

તેઓના સ્વાર્થમાં લગાર ધક્કો પહોંચતો હોવાથી તેઓને તેમ પ્રતિભાસ થયું લાગે છે, અસ્તુ ! ત્હેને માટે આપણે શો ઉપાય કરી શકીશું ?

ડૉ૦ ભાંડારકરના વિચારના ખંડનમાં મ્હેં મથુરાના શિલા લેખોનો ઉલ્લેખ કરી બતાવ્યો છે અને તેજ વાતને માન્ય રાખી મિ. પાંગલેજી કહે છે કેઃ—"તે શિલાલેખોમાં, જૈનના પ્રથમ તીર્થંકરનું રૂષભનાથ નામ છે" તે વાતને કોણ ના મંજૂર કરે છે ? શું શ્વેતામ્બરો ઋષભનાથ કે ઋષભદેવ એ નામ નામંજૂર કરે છે ? જ્યહારે તેઓ મંજૂર કરે છે, તો પછી આ વાત બતાવવાનું શું પ્રયોજન ?

પિષ્ટપેષણ કરવું, એ તો મિ. પાંગલે મહાશય પોતાનો પરમ ધર્મજ સમજી બેઠા છે. તેઓના નાનકડા ટ્રેક્ટમાં એવી ઘણી વાતો આપણે દેખી શકીએ છીએ કે, જહેનાં એક બે વાર તો શું ? અનેકવાર દર્શન થયા વિના રહેતાં નથી. પરન્તુ ઠીક છે, મિ. પાંગલેને જ્હારે બીજું કોઇ પ્રબળ પ્રમાણ મળે ત્હારે તેઓ પોતાની પકડેલી વાતનું પૂછડું છોડે ને ? ખેર ગમે તેમ હોય, મ્હારે તો મ્હારા ઉદ્દેશ ઉપરજ રહેવું જોઇએ.

શ્રીમાન્ લખે છે કેઃ—" ઋપભનાથ **નગ્ન** દિગમ્બર હતા, એ વાત ભાગવતમાં પ્રખ્યાત છે, તેમજ મહાવીર પણ **નગ્ન** હતા, એ વાત શ્વેતામ્બરોના કલ્પસૂત્રમાં પણ છાની રાખી નથી. "

આજ તેઓની અજ્ઞાનતાનો જવાબ હું મ્હારા પહેલાંના લેખમાં અને આ લેખમાં પણ આપી ગયો છું કેઃ–' દરેક તીર્થંકરો એક દેવદુષ્ય વસ્ત્ર સાથે ચારિત્ર અંગીકાર કરે છે અને કલ્પસૂત્રમા વર્ણિત મહાવીરદેવે એક વર્ષ ઉપરાન્ત દેવદુષ્યવસ્ત્ર રાખ્યું હતું. અને ત્હાર બાદની સ્થિતિ લેવા જતા હો તો, તે અનુચિત છે, કેમકે તીર્થંકરો તો કલ્પાતીત છે, તેઓનું ઉદાહરણ આપણાથી લેઇ શકાય નહિં. એવું કોણ નથી જાણતું કે મહાવીર દેવનો અતિશયજ એવો હતો કે તેઓને નગ્નાવસ્થામાં કોઇ દેખીજ શકતું નહોતું ? દિગમ્બર ભાઇઓ નગ્ન રહેવામાં મહાવીર દેવનું અનુકરણ કરે છે, તો પછી તેઓના બીજા આચાર–વિચારમાં શામાટે અનુકરણ કરતા નથી ? હું દાવા સાથે એ વાત જાહેર કરૂં છું કે–યદિ પાંગલે મહાશય દીક્ષા લે, દેવદુષ્ય વસ્ત્ર તેઓને દેવતા અર્પણ કરે, ત્હાર બાદ તેઓ વસ્ત્રનો ત્યાગ કરીને વિચરે અને લોકો જો તેઓને માના પેટમાંથી નિકળ્યા, તેવા ન દેખે તો વિદ્યાવિજય અત્હારે દિગમ્બર મત સ્વીકાર કરવાને તૈયાર છે. શું પાંગલે મહાશય, હજુ સુધી પણ એ વાતથી અજ્ઞાત છે કે–' જીવોની હદ–હદમા અથવા બીજા શબ્દોમાં કહું તો પુણ્ય પ્રકૃતિમાં એક બીજાથી ઘણુંજ અંતર રહેલું હોય છે ?' યદિ તેઓ આ વાતથી અજ્ઞાતજ હોય, તો ખરેખર સખેદ આશ્ચર્યની વાત છે.

એક સ્થળે મિ. પાંગલે કહે છેઃ—" દુષ્કાળના વખતમાં જેઓ નગ્ન ન રહી શક્યા, તેઓએ વસ્ત્ર પહેરવાં શરૂ કર્યા."

ભલા ! જહે નાગા મુનિઓ ત્હેવા દુષ્કાળના વખતમાં નગ્નપણે વિચરવાને સમર્થ થયા હતા, તો આવા સુકાળના વખતમાં શામાટે દિગમ્બર સાધુઓ નગ્ન પણે વિચારતા નથી ? શું લોકો ધોકા મારે છે ? પરન્તુ નહિ, પાંગલેનું આ માનવુંજ ભયંકર ભૂલ ભરેલું છે કે-દુષ્કાળના વખતમાં પતિત થઈ વસ્ત્રાદિ ગ્રહણ કરવા લાગ્યા.

ભાગવતનો જે પોકાર મિ. પાંગલે મહાશયે ઉઠાવ્યો છે, ત્હેનો પણ જવાબ હું બખૂબી રીતે પ્રથમજ આપી ગયો છું. 'मेरी समझमें दिगम्बर जैन सम्प्रदाय मूलका' આ પ્રમાણેના ડૉ. ભાંડારકરના કથન ઉપર મ્હને ગુસ્સો નથી થયો, પરન્તુ વાસ્તવિક રીતે તેઓના મન્તવ્યનો તફાવત સપ્રમાણ સમજાવ્યો છે. તે છતાં ત્હેને 'ગુસ્સો' વિગેરે લખી અવળા રસ્તે ચીતરી મારે છે, ત્હેને માટે શ્રીમાન્‌ના ઉપર 'ભાવદયા' લાવવા સિવાય બીજો હું શો વિચાર કરી શકું ?

હું આ ટ્રેકટના પ્રારંભમાંજ એ વાત બતાવી ચૂકયો છું કે કોઇ પણ મતની પ્રાચીનતા સિદ્ધ કરવાને માટે ઐતિહાસિક વિષયો-પ્રાચીન શિલાલેખો કે ત્હેવાજ પ્રાચીન પુરાવાઓ વધારે પ્રમાણભૂત લેખી શકાય છે. તે અનુસાર મ્હેં મ્હારા પ્રથમના લેખમાં કેટલાક ઐતિહાસિક પુરાવા સાથ એક એ પણ જબર દસ્ત પ્રમાણ આપ્યું હતું કેઃ—

"શ્વેતામ્બરોના માનવા પ્રમાણે હરિણેગમેષી દેવે મહાવીર

દેવનો ગર્ભાપહાર કરેલો છે અને ત્હેના યથાસ્થિત સ્વરૂપને બતાવનાર પ્રાચીન શિલાલેખોમાં એક સુંદર ચિત્ર મળી આવે છે. પાશ્ચાત્ય વિદ્વાનોએ, આ ચિત્ર ઉપર કોતરેલા વર્ણો ઉપરથી એમ સિદ્ધ કર્યું છે કે–ઇ૦ સ૦ ની શરૂઆતનો અથવા તો તેથી પણ વધારે પ્રાચીન સમયનો તે લેખ છે જુઓઃ–
'The jain stupa by. V, A, Smeth પાને ૨૫ મે chapter 6th Plate XVIII ની અંદર."

આવા એક જબરદસ્ત પ્રમાણને પણ તેઓ કલ્પના રૂપેજ બતાવે છે. જ્હારે ત્હેમનાથી એમ કહી શકાય તેમ ન રહ્યું કે–જે 'આ શિલાલેખજ ખોટો છે,' ત્હારે ત્હેમણે ડૉ. જેકોબીના શબ્દમાં એ બચાવ કર્યો કેઃ—"આ ગર્ભહરણની કથા, જન્મતાંજ કૃષ્ણને દેવકી પાસેથી ઉંચકી ગુપ્તપણે રોહીણિ પાસે લાવી મુકયા, આ કથા ઉપરથી જૈનોએ લીધી છે."

હવે યદિ તત્ત્વ દૃષ્ટિથી વિચાર કરીએ તો ડૉ. જેકોબી મહાશયે આ વાતમાં તો 'લોકોને અવળે રસ્તે દોર્યા છે' એમ કહેવામા લગાર પણ અતિશયોક્તિ નથી. જેકોબી મહાશયનું આ પ્રમાણે નિશ્ચય રૂપેણ શું? અનુમાનદ્વારા પણ કહેવું બિલકુલ અસત્ય પ્રતિપાદિતજ લેખી શકાય. ધારો કે આજથી સેંકડો વર્ષ ઉપર, કોઈ માણસ કંઇ કાર્ય કરી ગયો હોય, અને ત્હેવાજ કાર્યનો કોઈ અંશ, આજકાલ કરતા કોઇ મનુષ્યના કાર્યને મળતો આવતો હોય, તો તેથી આ માણસે ત્હેનું અનુકરણ કર્યું છે, એમ કહેવું શું સત્ય વાતનું ખૂન

નથી કરતું ? એક ધર્મનાં મન્તવ્યો બીજા કોઇ ધર્મના મન્તવ્યોની સાથે કોઇ અંશમાં મળતાં હોય, તો તેથી શું એમ કહી શકાય કે-આ ધર્મ તો અમુક ધર્મની શાખા છે ? અથવા આ ધર્મે અમુક ધર્મનું અનુકરણ કરેલું છે ? કદાપિ નહિં. યદિ આ સિદ્ધાન્ત સર્વમાન્ય હોય તો મ્હને કહેવા દ્યો કે-"કેટલાક વેદના અનુયાયિઓ એમ માને છે કે **વેદ અપૌરૂષેય** છે, અને ત્હેવીજ રીતે દિગમ્બરો પણ માને છે કે તીર્થંકરોની **વાણી નિરક્ષરી છે**" ત્યહારે આ ઉપરથી હું એમ કેમ ન કહી શકું કે દિગમ્બરોએ આ પોતાનો સિદ્ધાન્ત, તે વેદાનુયાયીઓ ઉપરથી ઉભો કર્યો છે ? મ્હને આશા છે કે ડૉ. જેકોબી મહાશય આ મ્હારા કથનને અક્ષરશઃ મળતા થશે.

પરન્તુ નહિં, એ કોઇ વાત નથી. અમુક વાત બીજાની સાથે કોઇ અંશે મળતી આવી, તેથી ત્હેણે તેના ઉપરથી જોડી કાઢી છે, એ સિદ્ધાન્ત ઠીકજ હોય તો દુનિયાનો વ્યવહારજ બિલકુલ હવા વિનાની ધમણ જેવો સંકુચિત થઇ જાય. એવું સેંકડો વખત આપણે અનુભવીએ છીએ કે એક માણસની પાસે જ્હે વિચારો સાંભળ્યા હોય છે, તેજ વિચારો કાળાન્તરે કે તત્કાળ બીજાની પાસે પણ સાંભળીએ છીએ તો તેથી તે બન્નેએ એક બીજાનું અનુકરણ કર્યું છે, એમ કહી શકાયજ નહિં.

ડૉ. ભાંડારકર મહાશયે, મિ. પાંગલે મહાશયને આપેલા મૂર્તિઓ સંબંધીના જવાબમાં મ્હેં એમ લખ્યું કે-"વર્તમાન

સમયમાં જૈન મૂર્તિઓ નગ્ન હોય છે" આવો જ્હે પવન ફૂ-કાયેલો છે, તે અનુસાર ડૉ. સાહેબે તેમ કહી દીધું હોય તો ના નહિ," તો ત્હેમાં ઉતારી પાડવાનું શું કહી શકાય? ડૉ. ભાંડારકરની આટલી યોગ્યતા શું? તેથી પણ અધિક યોગ્યતા હોય અને કદાચ આ વિષયમાં તેઓએ અધિક તપાસ ન કરી હોય, તો તેઓ કોઇ સમયે ભૂલથાપ ખાઈ જાય, ત્હેમાં શું આશ્ચર્ય? શું સંસ્કૃતના પ્રોફેસર થયા કે અંગ્રેજીમાં એમ. એ. થયા, એટલે દુનિયાભરની વાતો તેઓના જાણવામાં આવી ગઈ? નહિં, જ્હેનો જ્હે વિષય હોય, તે ત્હેમાંજ સમ્પૂર્ણતયા કામ બજાવી શકે. અસ્તુ! હવે મુખ્ય મુદ્દા ઉપર આવીએ.

આગળ ચાલતાં મિ. પાંગલે લખે છે કે:—"કર્ણાટક તરફ દુકાળના વખતમાં જૈન સાધુ ઇ. સ. પૂર્વે ૪ સેકામાં ગયા" આનો જવાબ તો પ્રથમજ અપાઈ ગયો છે.

"ત્ય્હાં ગયા પછી તેમણે ત્યાં જૈન મંદિરો સ્થાપ્યાં, શ્રવણબેલગુલ, હાલ્લીબીડ, મુડબીદ્રી વિગેરેની લંગોટ વગરની પ્રાચીન જૈન મૂર્તિ ડૉ. ભાંડારકરના વચનની સત્યતા સાબીત કરે છે."

આ તેઓનું કથન, કથનમાત્રજ છે. એમ કહેવાથી કોઇ માની શકે નહિં. જ્હેવી રીતે મ્હેં મ્હારા પ્રથમના લેખમાં પ્રાચીન શિલાલેખો વિગેરેનાં પ્રમાણો આપ્યાં છે, ત્હેવીજ રીતે યદિ દિગમ્બર (લંગોટ વિનાની) મૂર્તિઓ પ્રાચીન દેખવામાં

આવતી હોય, તો શામાટે ત્હેના સંવત સાથેના લેખો વિગેરે પ્રસિદ્ધ કરવામાં ત્હમે પછાત છો ? અને કદાચિત્ મિ. પાંગલે મહાશય પૂજા–પ્રક્ષાલ નહિં થવાથી, ત્હેના ઉપરની કાલિમા ઉપરથી, ત્હેને પ્રાચીન ગણતા હોય, તો પછી ત્હેવી પ્રાચીનતા સિદ્ધ કરવામાં ત્હેમને કંઈ તકલીફ ઉઠાવવી પડે તેમ છેજ નહિં. પરન્તુ, એટલું જરૂર છે કે ત્હેવી પ્રાચીનતા જનસમાજ તો માની શકશે નહિં. જનસમાજ તો ત્ય્હારેજ માનવાનું સાહસ કરે કે જ્ય્હારે પ્રાચીન મૂર્તિઓ ઉપરના સાલ–સંવત્ વાળા શિલાલેખો અથવા ત્હેવાં બીજાં પ્રમાણો રજુ કરવામાં આવે.

મિ. પાંગલેએ બેલગુલ, હાલ્લીબીડ, મુડબીદ્રી વિગેરે સ્થળોએ લંગોટ વિનાની મૂર્તિઓ હોવાનું જાહેર કરે છે, પરન્તુ ત્હેમાં આશ્ચર્ય શું છે ? કેમકે દિગમ્બરોની ઉત્પત્તિ બાદ તે સંપ્રદાયમાં થએલ ભદ્રબાહુ ( શ્રુતકેવલી ભદ્રબાહુ નહિં ) કર્ણાટકમાં ગયા, તેઓના વખતની તે મૂર્તિઓ હોય, તે વાત સંભવી શકે છે. પરન્તુ તેથી તે પ્રાચીન તો કહી શકાયજ નહિં.

મિ. પાંગલેએ પૃષ્ઠ ૨૯ માં 'અંતરીક્ષજી પાર્શ્વનાથ'ની મૂર્તિ સંબંધી કેવલ હઠવાદજ જાહેર કર્યો છે. તે મૂર્તિ શ્વેતામ્બરોની છે, એમાં લગાર પણ મીન–મેખ જેવું નથી. ત્હેને માટે શ્વેતામ્બરોના 'તીર્થકલ્પ' આદિમાં ખાસ ઉલ્લેખ કરેલો છે, ત્હેવીજ રીતે તે મૂર્તિના સંબંધમાં શા માટે દિગમ્બર ભાઇઓ ત્હેવા લેખિત કે બીજા પુરાવા રજુ કરતા નથી ? કેવલ ઝઘડા કરવાથી કે લાખોનું પાણી

કરવા-કરાવાથી શું તે મૂર્તિ પોતાની સિદ્ધ થઇ શકવાની છે? પરન્તુ ઠીક છે, દિગમ્બર ભાઇઓની આ ચાલ કંઇ આજની નથી. આ રૂઢી તો ત્હેમની વંશપરંપરાથીજ ચાલી આવે છે. આવા એકજ તીર્થને માટે તેઓ ઝઘડો ઉભો કરે છે, એમ નથી. શ્વેતામ્બરોનાં પ્રાયઃ તમામ પ્રાચીન તીર્થોમાં ઝઘડાદેવની ઉપાસના કરવા લાગી જાય છે. જુઓ સમ્મેતશિખરજી, પાવાપુરી, રાજગૃહી આદિ તીર્થોને માટે કેટલી પોતની ટાંગ પસારી? જો કે જ્હાં જ્હાં તેઓ અનીતિપૂર્વક ઝઘડા ઉઠાવે છે, ત્હાં ત્હાં તેઓને 'લાખોની બરબાદી' અને લોક-સમાજમાં ફિટકાર' આ બે ફળ સિવાય ખરી રીતે બીજું કંઈ મળતું નથી, તોપણ તેઓ પોતાના કુળમાં ચાલી આવતી રૂઢીને બરાબર સંભાળી રાખે છે. અંતરીક્ષજી કે ત્હેવાં જહે જહે શ્વેતામ્બરોના તીર્થોમાં થોડો પણ દિગમ્બરભાઇઓનો પગ પેસારો થયો છે, તે અમારા શ્વેતામ્બરભાઇઓની ઉદારતા અથવા કહો કે ભદ્રિકતાનુંજ પરિણામ છે. 'આંગળી દેખાડવાથી દુર્જનો પાંચો પકડી લે છે,' આ લોકોક્તિને તેઓ (શ્વેતામ્બરો) યથાર્થ સમજ્યાજ નથી, એમ મ્હારે કહેવું જોઇએ. એક નીતિકાર કહે છે કે, 'દુર્જનના ઉપર દયા કરવી, તે ત્હેની દુર્જનતાને ઉત્તેજન આપવા બરાબર છે' હું મિ. પાંગલે મહાશયને આ સ્થળે એટલી સૂચના કર્યા વિના ન રહી શકું કે કોઇપણ રીતે શિરપુરની પ્રતિમા દિગમ્બરોની ઠરવાની નથી. માટે દિગમ્બરો વ્યર્થ ઝગડાને ન વધારે, તે માટે તેઓને ભલામણ કરો અને

અંતરીક્ષજી પાર્શ્વનાથની મૂર્તિ શ્વેતામ્બરોની છે, એજ પ્રાચીન ચાલી આવતી વાતને કાયમ રાખો. નાહકનાં ડફાણ વધારવામાં કંઇ લાભ કાઢી શકો, તે હું દેખી શકતો નથી. જ્હે પ્રમાણે હમેશાંથી સત્યતા ચાલી આવી છે, તેમજ ચાલવા દ્યો. બસ ! જુઓ હમણાંજ ઝઘડાનો અંત આવશે. લાખોનું પાણી થતું અટકી જશે અને શાન્તિનો વરસાદ વરસશે. જો કે આથી 'શ્વેતામ્બર સમ્પ્રદાય કરતાં દિગમ્બર સમ્પ્રદાય અર્વાચીન છે,' આ સત્ય હકીકત જ્હેવી ને ત્હેવી કાયમ રહેશે, પરન્તુ તે તકરારોનો દિગમ્બરભાઇઓ શાન્તિ પકડી નિકાલ લાવશે, તો નામ મ્હોટું થશે, એમાં જરા પણ સંશય નથી.

હવે 'જૈનગ્રંથ રચના અને લેખનકાળ' ના વિષયમાં મ્હારે કહેવું જોઇએ કે—જોકે તે સંબંધી વાતને હું પ્રથમ ટ્રેકટમાં અને આ લેખમાં ઘણીજ સ્ફૂટ રીતે ઉલ્લેખી ગયો છું, તે છતાં શ્રીમાન્‌ના ટ્રેકટના ૩૦ મા પૃષ્ઠમાં લખ્યું છે કેઃ—

" દિગમ્બર સમ્પ્રદાયનું એજ માનવું છે કે–'મહાવીર તીર્થંકરે ગૌતમગણધરને કહેલું, જૈનધર્મ જ્ઞાન પરંપરાથી શિષ્યોને શિખવવામાં આવતું, અને છેવટે ધરસેન મુનિના શિષ્ય પુષ્પદંત અને ભૂતબલીએ તે ગ્રંથરૂપે લખી રાખ્યું."

શ્વેતામ્બરોનું પણ એતો માનવું છે કે—મહાવીર તીર્થંકરે ગૌતમાદિગણધરોને કહેલું જૈનધર્મનું જ્ઞાન પરંપરાથી શિષ્યોને શિખવવામાં આવતું, પરન્તુ આ તેઓનું કહેવું સત્ય વિરૂદ્ધ

છે કે–"ધરસેનમુનિના શિષ્ય પુષ્પદંત અને ભૂતબલીએ તે ગ્રંથ રૂપે લખ્યું" તેઓએ પરંપરાથી ચાલ્યું આવતું જ્ઞાન લખ્યું છે, ત્હેમાં શું પ્રમાણ ? કેમકે ત્હેમણે પોતાના ગ્રન્થોમાં એવા કંઈ જૂના ફકરા આપ્યા નથી કે જહેથી આપણે તેમ માનવાનું સાહસ કરી શકીએ.

આગળ ચાલતાં, પાછો તેજ પોતાનો ચરખો મિ. પાંગલે મહાશયે શરૂ કર્યો છે. તેઓ લખે છે કેઃ—

"દિગમ્બરોએ શ્વેતામ્બર પ્રમાણે દુષ્કાળમાં સભા ભરી શાસ્ત્ર બનાવ્યાં નથી અથવા ત્હેમાં કંઇ વધારો ઘટાડો કર્યો નથી. પુષ્પદંત અને ભૂતબલીએ લખેલા દિગમ્બર આમ્નાયના જૈન ગ્રન્થોનો લેખન કાળ ઇ૦ સ૦ ૧૩૯ અને વિ૦ સ૦ ૧૯૫ છે. ગૌતમ ગણધર પછી કોઈ પણ કેવલી શ્રુતકેવલીએ નવીન શાસ્ત્ર રચ્યાં નથી. મહાવીરના વખતથી જે જ્ઞાન પરંપરાથી લુપ્ત પ્રાયઃ થતું આવતું, તેજ મોઢે કરવામાં આવતું અને આખરે પુષ્પદંતાચાર્ય અને ભૂતબલી આચાર્યે ઇ૦ સ૦ ૧૩૯ માં ગ્રન્થરૂપે દિગમ્બર સંપ્રદાયનું જ્ઞાન લખી રાખ્યું. આજ દિગમ્બરની ગ્રંથ રચનાનો સમય છે."

મિ. પાંગલેનું આ કથન પાયા વિનાના પુલ જેવું છે. શ્વેતામ્બરોએ દુષ્કાલના વખતમાં સભા ભરીને શાસ્ત્રો બનાવ્યાં નથી, પરન્તુ પરંપરાથી જહે જ્ઞાન ચાલ્યું આવતું, ત્હેનો સંગ્રહ કર્યો છે, અને તે વાત અનેક વખત આ લેખમાં પણ

બતાવી ચકયો છું. એટલે વિશેષ લખવાની જરૂર નથી. બેશક, એ વાત અમે માનીએ છીએ કે પુષ્પદંત અને ભૂતબલીએ ઇ૦ સ૦ ૧૩૯ માં ગ્રન્થો લખ્યા, પરન્તુ તે ગ્રન્થો નવીન રચનારૂપે લખ્યા છે. ગૌતમ ગણુધરની પરંપરાથી ચાલ્યું આવતું જ્ઞાન લખ્યું છે, એતો તદ્દન ખોટુંજ છે. યદિ પરંપરાથી ચાલ્યું આવતું જ્ઞાન લખ્યું હતું, તો તેની પ્રતીતિ થવા માટે કંઇપણ પ્રમાણુ હોવું જોઇતું હતું, અને ત્હેવું છે તો નહિં, તેથી એ સિદ્ધ વાત છે કે પુષ્પદંત અને ભૂતબલી આચાર્યે મનઃકલ્પિત ઘોડા દોડાવ્યા છે. અર્થાત્ 'मनःपूतं समाचरेत्' નું અનુકરણુ કર્યું છે.

આગળ ચાલતાં ૩૧ મા પૃષ્ઠમાં મિ. પાંગલે, ડૅા. જેકોબી મહાશયનો ફકરો લખી લએે છે કેઃ—

"ઇ૦ સ૦ પૂર્વે ૪ થા સૈકામાં સર્વ (શ્વેતામ્બર) જૈન સિદ્ધાન્ત રચાયા. શ્વેતામ્બર જૈન સિદ્ધાન્તનો સંગ્રહકાળ અથવા ખરૂં કહીએ તો રચનાકાળ ઇ૦ સ૦ પૂર્વે ૪ થા શતકના અંતમાં અથવા ત્રીજા સૈકાની શરૂઆતમાં ઠરે છે."

ભુલવું ન જોઇએ કે આ સમય તેજ છે કે જ્હેને દુષ્કાલનો સમય ગણુવામાં આવે છે. પરન્તુ તે સમયમાં શ્વેતામ્બર ગ્રન્થોનો રચનાકાળ સમજવો, ભયંકર ભૂલ છે. તે વખતમાં પરંપરાથી ચાલ્યું આવતું જ્ઞાન, જ્હેને જ્હેને જેટલું સ્મરણુપથમાં રહ્યું હતું, તે બધાનો સંગ્રહ કરવામાં આવ્યો, અને તે વાતને જેકોબી મહાશય પણુ સ્વીકારે છે. પરન્તુ

ત્હેની સાથે સંગ્રહકાળનો અર્થ અથવા રૂપાન્તરમાં રચનાકાળ કહે છે, એજ મ્હોટી ભૂલ કરે છે.

લેખનકાળના વિષયમાં ડૉ. જેકોબી મહાશયના શબ્દોમાં મિ. પાંગલેનું આ કથન ખોટું તો નથીજ. "**દેવાર્દ્ધિગણિના પ્રમુખપદ નીચે વલ્લભી નગરમાં જૈન સિદ્ધાન્ત વીર સં. ૯૮૦ (અથવા ૯૯૩ અને ઈ૦ સ૦ ૪૫૪ (અથવા ૪૬૩) માં લખાયાં**" પરન્તુ તે લેખનકાળ ઉપરથી શ્વેતામ્બરોની અર્વાચીનતા સિદ્ધ થતી નથી. જેકોબી મહાશયના ઉપર્યુક્ત વચનો ઉપરથી શ્રીમાન્ એ પ્રમાણે મતલબ કાઢે છે કેઃ—

"દિગમ્બરોની અંગપૂર્વ (શાસ્ત્ર) રચના ગણધરોએ કરેલી, અને શ્વેતામ્બરોની અંગપૂર્વ રચના, ઇ૦ સ૦ પૂર્વે ૪-૩ શતકમાં દુકાળ વખતે પાટલીપુત્ર (પટના) માં શ્વેત વસ્ત્ર ધારણ કરેલા દિગમ્બર મતમાંથી ભ્રષ્ટ થએલા સાધુએ કરેલી."

દૂધમાંથી પોરા કાઢવાની આ ત્હેમની ચાલબાજીને કોણ બુદ્ધિમાન્ સમજ્યા વિના રહેશે વારૂ ? દિગમ્બરોનાં શાસ્ત્રોને ગણધરાદિ રચિત અંગપૂર્વ (શાસ્ત્ર) કહેવાં, 'વન્ધ્યાનો પુત્ર રમે છે' એમ કહેવા બરાબર છે. તેઓનાં શાસ્ત્રોજ નવીન રચેલાં છે, તો પછી ત્હેને ગણધરરચિત અંગપૂર્વ કહેવાનું સાહસ કેમ કરી શકાય ?

શ્વેતામ્બરોનાં અંગ–પૂર્વની રચના, પાંગલેજીના કહે
પ્રમાણે નથી થએલી, પરન્તુ ગણધરોથી થએલી છે. અ
ત્હેના પ્રમાણભૂત શ્વેતામ્બરોમાં અંગાદિ અત્યારે મોજૂદ
દિગમ્બરોની માફક શ્વેતામ્બરો અસત્ય પ્રતિપાદન કરવામ
પુણ્ય નથી માનતા, પરન્તુ મહા પાપ સમજે છે. શ્વેતામ્બ
રોને ગણધરરચિત જ્હેટલો ભાગ ઉપલબ્ધ થયો, તેટલોજ
જાહેર કરે છે. જુઓ આચારાંગનું મહાપ્રજ્ઞાઅધ્યયન ન
મળ્યું, તો કોઈ કારણથી પણ તે લખ્યું નહિં. બસ ! આજ
તેઓની પ્રામાણિકતા બતાવી આપે છે. શું દિગમ્બર આચા-
ર્યોની માફક દેવર્ધિગણિક્ષમાશ્રમણાદિક કુશાગ્ર બુદ્ધિવાળા
આચાર્યો ત્હેની પૂર્તિ કરી શકે ત્હેમ ન્હોતા ? પરન્તુ નહિં,
તેઓ સત્ય વાતનેજ જાહેર કરનારા હતા. તેઓ કલ્પિત વાત
બનાવવામાં મહા પાપ સમજતા હતા. શ્વેતામ્બરોની પ્રામા-
ણિકતાને માટે આથી અધિક પ્રમાણ બીજું શું જોઈએ ?

વળી તેઓ ૩૨ મા પૃષ્ઠમાં લખે છે કેઃ–“ દિગમ્બરનો પ્રથમ
ગ્રન્થ ઈ૦ સ૦ ૧૩૯ અને વિ૦ સં૦ ૧૯૫ માં લખાયો અને
શ્વેતામ્બરનો પ્રથમ ગ્રન્થ ઇ૦ સ૦ ૪૫૪માં લખાયો. દિગમ્બર
શ્વેતામ્બરના રચના અને લેખન સમયમાં આટલો જમીન
આસમાનનો ફરક છે, તો પછી શ્વેતામ્બરના ગ્રન્થ દિગમ્બર
કરતાં પ્રાચીન કેવી રીતે હોઈ શકે ? ”

પ્રિયવાંચક ! એ વાતને ભૂલશો નહિં કે– ‘ પુષ્પદંત અને
ભૂતબલીએ દિગમ્બર ગ્રન્થની રચના કરી. ’ હવે લેખનકાળ,

શ્વેતામ્બર દિગમ્બરોના જ્હે બતાવ્યા છે, તે ઠીક છે, પરન્તુ તેથી એમ કોણ બુદ્ધિમાન પુરૂષ કહી શકે કે—" દિગમ્બર ગ્રન્થોના **રચનાકાળ** કરતાં શ્વેતામ્બર ગ્રન્થનો **રચનાકાળ** પછીનો છે ? **લેખનકાળને** અને **રચનાકાળને** કંઈ પણ નાતેદારી નથી. ધારો કે એક ક્લાસની અંદર એક વિદ્યાર્થી ઘણા વખતથી અભ્યાસ કરી રહ્યો છે, ત્હેવામાં એક બીજો વિદ્યાર્થી તેજ કલાસમાં દાખલ થયો, હવે જ્હે પહેલાંનો વિદ્યાર્થી છે, તે તીક્ષ્ણ બુદ્ધિવાળો હોવાથી અમુક વાતને ઘણા વખત સુધી સ્મરણપથમાં રાખી શક્યો, જ્યહારે નવો દાખલ થએલો વિદ્યાર્થી સ્થૂલ બુદ્ધિવાળો હોવાથી, અમુક વાત શરૂઆતથીજ લખી રાખવા લાગ્યો. તો તેથી એમ તો નજ કહેવાય કે પેલા બીજા વિદ્યાર્થીએ અમુક વાત પહેલાં લખી રાખી, માટે તે પ્રાચીન છે. ગણધર રચિત શાસ્ત્રોને સ્મરણમાં રાખી આવતા શ્વેતામ્બર આચાર્યો ૪૫૪ સુધી સ્મરણમાં રાખી શક્યા, અને દિગમ્બર આચાર્યોએ, પંથની શરૂઆત કરતાંજ નવીન બનાવેલાં શાસ્ત્રો લખ્યાં, તો તેથી શ્વેતામ્બરોનો **ગ્રંથ રચનાકાળ** પાછળનો છે, એમ સિદ્ધ થઇ શકતું નથી. જ્યહારે આમ છે તો પછી 'ડા૦ ભાંડારકરે ભૂલથાપ ખાધી છે,' એમ મ્હારૂં કહેવું શું ખોટું હતું ?

હવે 'નિર્ગ્રંથ' શબ્દના અર્થ ઉપર આવીએ. દિગમ્બર ભાઇઓ 'નિર્ગ્રંથ' શબ્દનો અર્થ '**નગ્ન**' કરે છે, જ્યહારે એક પટ્ટાવલીમાંથી મળેલા પ્રમાણ ઉપરથી મ્હેં એ સિદ્ધ કર્યું હતું

કે 'નિર્ગ્રન્થ'–સાધુ–અનગાર એ પર્યાય=વાચક શબ્દો છે. તે 'પટ્ટાવલીનું વચન આ છે.

" શ્રીસુધર્મસ્વામિનોઽष्टौ सूरीन् यावद् निर्ग्रन्थाः साधवोऽनगारा इत्यादिसामान्यार्थाभिधायिन्याख्याऽऽसीत् "

અર્થાત્ 'નિર્ગ્રન્થ' શબ્દથી સાધુ–અનગાર કહેલ છે, 'નિર્ગ્રન્થ'નો અર્થ 'નગ્ન' કરવામાં આવ્યો નથી.

આ શબ્દ ઉપર 'विशेषावश्यक भाष्य,' કે જહે 'જીનભદ્રગણિ ક્ષમાશ્રમણ'નું બનાવેલું છે, અને ત્હેના ઉપર મલધારી શ્રી હેમચંદ્રસૂરિની બનાવેલી 'શિષ્યહિતા' નામની ટીકા છે, ત્હેની અંદર ૨૫૬૧ મી ગાથાથી ૨૫૭૯ ગાથા સુધી શાસ્ત્રાર્થ આપેલો છે. આ બધો 'નિર્ગ્રન્થ' શબ્દ ઉપર આપેલો શાસ્ત્રાર્થ ખાસ મનન કરવા લાયક છે. તે બધો શાસ્ત્રાર્થ અહિં આપું તો વિષય ઘણોજ વધી જવાનો ભય હોવાથી ત્હેની અંદર છેવટે કાઢેલા નિષ્કર્ષનેજ અહિં બતાવી આગળ વધવા પ્રયત્ન કરૂં છું. યદિ સમય મળ્યો તો તે આખો શાસ્ત્રાર્થ, 'શાસન' દ્વારા પ્રકટ કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત કરીશ.

ઉપર્યુક્ત 'विशेषावश्यकभाष्य' ના પૃષ્ઠ ૧૦૨૮ માં ૨૫૭૪ મી ગાથાની ટીકામાં ખાસ લખ્યું છે કેઃ—"ततश्च 'मुच्छा परिग्गहो वुत्तो इइ वुत्तं महेसिणा' इतिवचनाद् यत्र वसु–देहाऽऽहारकनकादौ मूर्च्छा सम्पद्यते तद् निश्चयतः परमार्थतो ग्रन्थः। यत्र तु सा नोपजायते तदग्रन्थः"

અર્થાત્ 'મૂર્ચ્છા પરિગ્રહ' એ પ્રમાણે મહર્ષિઓએ કહેલું છે, એ વચનથી દ્રવ્ય-શરીર-આહાર અને કનકાદિને વિષે, જો મૂર્ચ્છા ઉત્પન્ન થાય, તો તે 'ગ્રન્થ' કહેવાય, અને યદિ ત્હેને વિષે મૂર્ચ્છા ઉત્પન્ન ન થાય તો તે 'અગ્રન્થજ' છે.

આ ઉપરથી વાંચકો જોઇ શક્યા હશે કે—'નિર્ગ્રન્થનો અર્થ 'નાગો' નથી, પરન્તુ 'મૂર્ચ્છા રહિતપણું' છે.

મિ. પાંગલેનું આ કહેવું તદ્દન ભૂલ ભરેલું છે કે-'સુધર્મા વિગેરે શ્રુત કેવલી નગ્નજ હતા.' શું તેઓને કેવળજ્ઞાન થયું છે કે જહે દ્વારા તેઓ એમ કહી શકયા? હાં, કવળજ્ઞાન તો થયું છે, એમાં તો કંઈ શક નથી. આતો જ્હેવાં અનેક ગપાષ્ટકો હાંકતા આવ્યા છે, ત્હેવું એક ગપાષ્ટક આ પણ હાંકયું, પરન્તુ ત્હેમાં પ્રમાણ શું? મિ પાંગલે આપો આપ કહી નાખે છે કે—"સુધર્માસ્વામી નગ્ન હતા, આ વાત બંન્નેને નિર્વિવાદપણે કબૂલ છે." આ પણ એક જબરદસ્તિજ કહેવાયને! શું શ્વેતામ્બરો તરફથી પણ એ પ્રમાણે કહી દેવાનો ત્હેમણે ઠેકો રાખ્યો છે? શ્વેતામ્બરો એ વાતને કબૂલ કરતાજ નથી કે 'સુધર્માસ્વામી વિગેરે નગ્ન હતા.' તેઓ 'નગ્ન' ન્હોતા, પરન્તુ 'નિર્ગ્રન્થ' હતા, એટલે કે 'મૂર્ચ્છારહિત' હતા.

હવે મિ. પાંગલેની એક ઓર કરતૂત જુઓ.

વાંચકોએ મ્હારા પ્રથમ ટ્રેકટમાં એ વાત વાંચી હશે કેઃ-

'જહે 'મંખલી ગોશાલનું' નામ. શ્વેતામ્બરોના માનેલા

ભગવતી આદિ અનેક સૂત્રોમાં ઠેકાણે ઠેકાણે આવે છે, તેજ મંખલી ગોશાલનું વર્ણન બૌદ્ધોના પિટક ગ્રન્થોમાં પણ આવે છે, જ્‍હારે દિગમ્બરોના એક પણ ગ્રન્થમાં મંખલી ગોશાલનું નામ દૃષ્ટિગોચર થતું નથી, તેથી એ સિદ્ધ થાય છે કે–દિગમ્બરના ગ્રન્થો, શ્વેતામ્બર ગ્રન્થો કરતાં અર્વાચીનજ છે.”

આવા એક જબરદસ્ત પ્રમાણને પણ શ્રીમાન્ કેવી યુક્તિથી હઠાવે છે? તે જુઓ—તેઓ લખે છે કેઃ—

“કારણ કે શ્વેતામ્બર સાધુઓએ અંગરચના શ્વેતવસ્ત્રો ધારણ કર્યાથી કરી, તેમજ ત્‍હેમનાં શાસ્ત્રો પણ ઈ૦ સ૦ ૪ થાના સૈકામાં લખાયાં પછી તેમણે તે વેળા બૌદ્ધોના પિટક ગ્રન્થને અનુસરી એક બે વ્યક્તિ પોતાના શાસ્ત્રમાં કેમ નહિ ઘુસાડી હોય?”

પાંગલે મહાશયના આ જવાબથી ત્‍હેમની બુદ્ધિની પૂંજીનો પતો ઠીક ઠીક મળી આવે છે. પહેલાં તો ‘અંગરચના શ્વેતામ્બર વસ્ત્રો ધારણ કર્યાથી કરી’ આજ ત્‍હેમની ભયંકર ભૂલ કોઈ મહત્ત્વને સ્થાપિત કરતી નથી. કેમકે શ્વેતવસ્ત્રો પહેલેથીજ હતાં, નવાં કર્યાં નથી. અને અંગરચના કરી નથી, પરન્તુ અંગોને એકઠાં કર્યાં છે--અંગોનો સંગ્રહ કર્યો છે. આ વાતને તો ડૉ. જેકોબી મહાશય પણ સ્વીકારે છે. એ વાત હું પ્રથમજ બતાવી ગયો છું. હવે “શાસ્ત્રો લખાયાં તે વખતે એક બે વ્યક્તિ ઘુસાડી દીધી હોય” તે પણ બિન પાયાદા-

રજ છે. સૂત્રોની ભાષા ઉપરથીજ વાંચકો જોઇ શકશે કે–આ ઘણીજ પ્રાચીન ભાષા છે; અને તે વાતને પાશ્ચાત્ય વિદ્વાનો પણ જોર શોરથી કહે છે કે—'સૂત્રોની ભાષા ઘણીજ પ્રાચીન છે.' ડૉ. જેકોબી મહાશયનોજ ફકરો મ્હેં મ્હારા પ્રથમના લેખમાં આપ્યો છે, ત્હેની અંદર ત્હેઓ ખાસ જણાવે છે કે:– "**આગમોનો ઉદ્ધાર પ્રાચીન કાળમાં થયો હતો, (ગુરૂ પરંપરા ત્હેને ભદ્રબાહુના વખતમાં મૂકે છે)**" કહેવાની આવશ્યક્તા છેજ નહિ કે, જહે વસ્તુ પહેલાં હોય છે, ત્હેનોજ ઉદ્ધાર કરવામાં આવે છે. અને તે અનુસાર આગમો પ્હેલાં હતાં, તોજ ત્હેનો ઉદ્ધાર **થયો**, એમ જેકોબી મહાશયને કહેવાની જરૂર પડી. યદિ આગમોની અંદર, બૌદ્ધના પિટક ગ્રન્થોમાં આવેલી કોઇ કોઇ વાત દેખવામાં આવવાથી, તે વાતોને 'શ્વેતામ્બર આચાર્યોએ ઘુસાડી દીધી છે.' એમ કહેવામાં આવતું હોય તો મ્હને કહેવા દ્યો કે, અવ્વલતો ત્હેની ભાષામાંજ ફરક પડવો જોઇતો હતો. તેમજ જો એ સિદ્ધાન્ત સર્વમાન્ય હોય, તો દિગમ્બરના પણ કેટલાએક સિદ્ધાન્તો એવા છે કે જહે બૌદ્ધના સિદ્ધાન્તોને મળતા છે, તો અમે એમ કેમ ન કહી શકીએ કે તે સિદ્ધાન્તો બૌદ્ધ ગ્રન્થો ઉપરથી ઘુસાડી દીધા છે? અને ત્હેવી રીતે તો અમારી વાત પણ સાચીજ ઠરવાની કે–'દિગમ્બરો તીર્થંકરની વાણીને નિરક્ષરી માને છે, છે, આ વાત, વેદાનુયાયી કે જેઓ વેદ, અપૌરૂષેય માનીને શબ્દાત્મક માને છે, ત્હેના સિદ્ધાન્તને મળતી છે, માટે દિગમ્બરોએ તે વાત, તે વેદાનુયાયીઓથી લીધી છે.

દિગમ્બરભાઇઓએ યાદ રાખવું જોઇએ કે—શ્વેતામ્બર આચાર્યો, બીજાની વાતને પોતામાં ઘુસાડી દેવાનું શિખ્યાજ નથી. જો ત્હમારી માફક ઘુસાડી દેવાનું શિખ્યા હતે, તો તેઓ શું સ્વતંત્ર શાસ્ત્રો નહિં રચતે કે ? અસ્તુ ! મિ. પાંગલે, મંખલી ગોશાલને માટે આવો જવાબ આપવા સમર્થ થયા તો ત્હેની સાથેજ લખેલો આ ફકરો શામાટે ઉડાવી દીધો ? જુઓ તે ફકરો આ છેઃ—

" શ્વેતામ્બરમાં માનેલા ઉત્તરાધ્યયનાદિ સૂત્રોમાં કહેલું છે કેઃ—અજીતનાથથી લેઇ પાર્શ્વનાથ સુધી બાવીસ તીર્થંકરો, તેમ ત્હેમના સાધુઓ ચાર મહાવ્રતને માનતા હતા. અર્થાત્ ચોથા ' બ્રહ્મ 'ની ગણતરી અપરિગ્રહમાંજ કરી લેતા હતા, જ્યહારે મહાવીર દેવ અને ત્હેમના સાધુઓ શ્રીઋષભદેવના સાધુઓની માફક પાંચ મહાવ્રતને માને છે, આજ વાતને બૌદ્ધનો પિટક ગ્રન્થ જહેવો કે ' દિગ્નિકાયના સામાન્ય ફલ સૂત્રની સુમંગલા વિલાસિની ' નામની ટીકામાં બુદ્ધઘોષે જે લખ્યું છે " ( આ ઉપર ડા૦ જેકોબીની લખેલી ૧૮૯૪ની પ્રસ્તાવનાનો ફકરો પણ આપ્યો છે. )

આ ખાસ વાતનો જવાબ આપવામાં તો મિ. પાંગલે મહાશયે ખસૂચિપણું (મૌન)જ બતાવ્યું છે. પરન્તુ ઠીક છે, આ વિષયમાં તેઓથી એમ તો કહી શકાય તેમ હતુંજ નહિં કે 'બૌદ્ધના પિટક ગ્રન્થ ઉપરથી આ વાત ઘુસાડી દીધી છે ' બસ ! જ્યહારે કોઇ પણ રીતે ત્હેમાં ચંચુ પ્રવેશ ન થઇ શક્યો,

ત્હારે તે વાતના જવાબને હજમજ કરી ગયા. આ ઉપરથી એ ચોક્કસ થાય છે કે—મિ. પાંગલે મહાશયે જહે જવાબ આપ્યો છે, તે બિલકુલ નિર્માલ્ય અને ઢંગધડા વિનાનો છે.

આ સિવાય હરિણૈગમેષીદેવે કરેલો, મહાવીર દેવના ગર્ભાપહરણનો ઉલ્લેખ કરી કહે છે કેઃ—'કૃષ્ણના જન્મકાળના અદલાબદલીનું અનુકરણ કર્યું છે' પરન્તુ ત્હેનો જવાબ આજ લેખની અંદર વિસ્તારથી પ્રથમ આપવામાં આવ્યો છે.

હવે વિ૦ સં૦ ૯૯૦ માં થએલા દિગમ્બર મતાનુયાયી દેવસેને શ્વેતામ્બરની ઉત્પત્તિ બદલનો ઉલ્લેખ કરતાં દર્શનસારમાં લખ્યું છે કેઃ—

" શ્વેતામ્બર મત સ્થાપી, મિથ્યા શાસ્ત્ર રચી જીનચંદ્રે પોતેજ પોતાને નરકમાં પ્રથમ સ્થાપન કર્યો " આ વાત શું હળાહળ દ્વેષથી ભરેલી નથી ? પરન્તુ ત્હેનો પણ બચાવ કરવા પાંગલે મહાશયે પોતાની કલમ ઉઠાવી છે.

મ્હેં મ્હારા લેખમાં લખ્યું હતું કે.—" શું દેવસેનને અવધિજ્ઞાન થયું હતું કે જહે દ્વારા 'જીનચંદ્ર નરકમાં ગયા' એમ કહેવા ભાગ્યશાળી થયા ?"

આનો જવાબ પાંગલે મહાશય આપે છે કેઃ—" દેવસેને પરંપરાથી કહેવામાં આવતો ઇતિહાસ લખ્યો હોય તો ત્હેને અવધિજ્ઞાનજ ક્યાંથી હોય ?

ઠીક છે, આ ત્હેમનો જવાબ શું છે ? પોતાની આખી

પરંપરા આવાં દ્વેષ પ્રયુક્ત લખાણો કરતી આવી છે, એ વાતને સિદ્ધ કરી આપનાર મુદ્રાલેખ છે. પાંગલેના લખવાથી એ વાત સ્પષ્ટ જણાઇ આવે છે. કે-દેવસેનજ નહિં, ત્હેમની પાછ-ળાંના આચાર્યો પણ તે પ્રમાણે અસત્ય, દ્વેપ ભરપૂર, ગ૫ હાંકતા આવ્યા છે. ખરેખર, આ બદલતો હું મિ. પાંગ પ્રેમ પૂર્વક ધન્યવાદજ આપીશ. પરન્તુ સાથસાથ તેઓ એટલું કહ્યા વિના તો નહિંજ રહી શકું કે-' પ્હેલાં ત્હમે બતાવી આપો કે દેવસેનની પહેલાં કયા આચાર્યે એ પ્રમા લખ્યું છે ? અને જ્હાં સુધી આ વાતને ઇતિહાસથી સપ્રમા સાબિત ન કરો, ત્હાં સુધી હું કેમ ન કહી શકું કે-દેવસે પોતે પોતાની મેળેજ આ વાતને ઘડી કાઢી છે ?

મ્હને સ્મરણમાં છે કે—જ્હારે બનારસ પાઠશાળામાં મિ પાંગલે મહાશય પધાર્યા અને પૂજ્યશ્રી ઇન્દ્રવિજયજી મહારાજ સાહેબે **દર્શનસાર**ના સંબંધમાં પ્રશ્નો કર્યા, ત્હારે તેઓ કોઇ પણ રીતે પ્રબલ પ્રમાણો આપી સિદ્ધ કરી શકયા ન્હોતા અને જહેવી રીતે આ ટ્રેકટની અંદર ત્હેમણે ઉટપટાંગ અને અસંબદ્ધ વિચારો જણાવ્યા છે, તેજ ચાલ ત્હેમની તે વખતે પણ હતી.

મહાશય ! ' ઉલટો ચોર કોટવાલને દંડે ' આ ન્યાય તો રેખર ત્હમારે માટેજ લાગુ પડે છે. જહે શ્વેતામ્બરો સુખ ાધી પૂર્વક પોતાનાં કાર્યોને બજાવે જાયછે, જહે શ્વેતા-રો પોતાની વસ્તુનેજ પોતાની માનતા આવે છે, ત્હેની

અંદર ત્હેમારા જહેવા વિઘ્ન સંતોષીઓ, નાંહિ પોતાની વસ્તુ-ને પોતાની માનવા લાગી જાય છે, અનેક પ્રકારનાં દ્વેષ પ્રયુક્ત લખાણો કરે છે, રાત દિવસ ઝઘડાઓ કરી, લાખો રૂપિયાનું પાણી કરી કરાવી આનંદ માને છે, તેમજ ખોટા ખોટા રીપોર્ટો ( સભાઓના ) બહાર પાડે છે. આટલું આટલું કરવા છતાં તેજ આરોપ શ્વેતામ્બરો ઉપર મૂકે, તો પછી કહો ' ઉલટો ચોર કોટવાલને દંડે ' આ નિયમ કોના ઉપર લાગુ પડે છે?

દિગમ્બર ફિરકાના કેટલાક પત્રકારો સભાઓના રીપોર્ટો કેવા ખોટા ખોટા બહાર પાડે છે, ત્હેનો એક નમૂનો મ્હારે અહિં રજુ કરવો જોઇએ.

વાંચકોને સ્મરણમાં હશે કે–સ. ૧૯૧૨ ના જૂન મહીનાની શરૂઆતમાં કલકત્તાની અંદર એક પબ્લિક સભા થઇ હતી, ત્હેની અંદર ઘણા દિગમ્બર વિદ્વાનોએ હાજરી આપી હતી. અને ત્હેનું પ્રમુખસ્થાન મહામહોપાધ્યાય પં૦ સતીશચંદ્ર વિદ્યાભૂષણ. એમ. એ પી એચ ડી ને આપવામાં આવ્યું હતું: આ સભાનો રીપોર્ટ આપતાં 'જૈનહિતૈષી'ના સમ્પાદકપ્રવરે, સભાપતિના ભાષણને, કેવું અસત્ય જોડી કાઢ્યું છે? તે તપાસો. તેઓ લખે છે કે મહા મહોપાધ્યાયે પોતાના ભાષણમાં કહ્યું હતું કે:—

"जैन सम्प्रदायमें दो पंथ हैं। एक श्वेताम्बर दूसरा दि-गम्बर । इन दोनोंमें परस्पर बडा विरोध है। मुझे बडा आ-

श्चर्य हुआ, जबके काशी गया और वहां एक श्वेताम्बर साधुसे श्वेताम्बर सम्प्रदायके विषय सुने, परन्तु दिगम्बर सम्प्रदायकी वातें पूछनेपर उत्तर मिला कि—हम कुछ नहीं जानते । जो विद्वान् छहों दर्शनोंका ज्ञान रखता है और उनका खंडन मंडन कर सकता है वही अपने साथी सम्प्रदायका कुछ भी ज्ञान नही रखता है । हमने यहां तक सुना है कि दोनों सम्प्रदाय एक दूसरेके ग्रंथ भी अपने यहाँ नहीं रखते है । मैंने दोनों सम्प्रदायके ग्रन्थोंका अवलोकन किया है । मेरी समझमें श्वेताम्बर सम्प्रदायसे दिगम्बर सम्प्रदाय प्राचीन है । ”

પરન્તુ આ વાત સરાસર અસત્યજ છે. કારણ કે મહામહોપાધ્યાયજીએ ખાસ એક પત્ર, તેજ સ૦ ૧૯૧૨ના ઑગસ્ટ માસમાં પૂજ્યપાદ શ્રીઇન્દ્રવિજયજી મહારાજ ઉપર લખેલો છે, ત્હેના ઉપરથી જણાય છે કે ત્હેમણે તે સભામાં ત્હેવું કંઇ પણ કહ્યું નથી, પ્રત્યુત ત્હેમાં તો શ્વેતામ્બરોનીજ પ્રાચીનતા બતાવી છે. જુઓ તે પત્રની અંદર મહામહોપાધ્યાય ખુદ જણાવે છે કેઃ—

I fully remember that a meeting, was held in June in Calcutta in which a Digambar Scholar delivered lecture on the Digambar philosophy

refuting the Brahmanic doctrine of the creator &c. Insumming up the lectures, and in making Presidential remarks I addressed the members of both the Digambar and Setambar Schools to make up their differences towards the advancement of both. I said that in Calcutta we had the honour of listening to the learned and eloquent lectures of the distinguished Setambar Sadhoo Shastra Visharad Jainacharya Vijaya Dharma Suri,-but we had no opportunity of coming in contact with a Digambar Scholar here.

While in Benares, I studied some of the Setambar Jain books under the Setambar Sadhoo aforementioned, but on enquiry I learnt there were not many learned Digambar Scholars in Benares. Through the Kidness of Muni Indravijay, I got the opportunity of meeting with one Digambar Pandit who gave me some information about his School. but I wanted to learn more. It is no doubt a great fortune that we have got in Calcutta a Digambar Pandit who is a learned Scholar. Bengal is now much advanced The most orthodox of the Bengali Pandits are now eager to learn something of the doctrine of both the

Setambar and Digambar Schools. Modern Scholarship is not one sided.

The Setambars and Digambars both contend for the antiquity of their doctrine It is now generally acknowledged that Setambar doctrine is the oldest. In the begining there was no distinction between the two Schools The distinction arose later. I can only say that Digambar doctrine is not result. There is no good in desputing over the matter.

Yours Sincerely
Satish Chandra Vidyabhusana
Principle Sanscrit College
and
Secretary Board of Sanscrit
Examination.

**ભાવાર્થ:**—મ્હને સંપૂર્ણ રીતે યાદ છે કે–જુન માસમાં કલકત્તાની અંદર એક દિગમ્બર વિદ્વાને દિગમ્બર ફિલોસોફી ઉપર ભાષણ આપ્યું હતું. જહેમાં 'જગતકર્તા' વિગેરે બ્રાહ્મણ સિદ્ધાન્તોનું ખંડન કર્યું હતું.

ભાષણનો ઉપસંહાર કરતાં પ્રમુખ તરીકેના મ્હારા ભાષણમાં દિગમ્બર તથા શ્વેતામ્બર સમ્પ્રદાયના સભ્યોને મ્હેં જણાવ્યું કે–આગળ વધવાને માટે બન્નેએ આપસના વિરો-

ધોને સમાવી દેવા જોઇએ. મ્હેં કહ્યું કે કલકત્તામાં **સુપ્રસિદ્ધ શ્વેતામ્બર સાધુ શાસ્ત્ર વિશારદ જૈનાચાર્ય શ્રીવિજયધર્મ**સૂરિના વિદ્વત્તામય અને વક્તૃત્વ શક્તિવાળાં ભાષણો સાંભળવાનો આપણને સુઅવસર પ્રાપ્ત થયો હતો, પણ અહિંઆં આપણને કોઇ પણ દિગમ્બર વિદ્વાન્‌ની સાથે સંબધમાં આવવાની તક મળી ન્હોતી. જ્હારે બનારસમાં મ્હેં પૂર્વોક્ત સાધુની દેખરેખ નીચે કેટલાંક શ્વેતામ્બર જૈન પુસ્તકોનો અભ્યાસ કર્યો અને તપાસ કરતાં મ્હને માલૂમ પડયું કે બનારસમાં ઘણા દિગંબર પંડિતો હતા નહિં. **મુનિ ઇન્દ્રવિજયજી**ની કૃપાથી એક દિગમ્બર પંડિતની સાથે મળવાની મ્હને તક મળી, જ્હેણે પોતાના સમ્પ્રદાય વિષે કેટલીક માહીતી મ્હને આપી, પણ મ્હેં વધારે જાણવાને ઇચ્છયું. બેશક, તે એક મહાન્ સૌભાગ્ય છે કે, આપણે કલકત્તામાં એક દિગમ્બર પંડિત છે કે જ્હે એક સારો વિદ્વાન્ છે. બંગાળા હવે ઘણું આગળ વધે છે. ખૂબ ધર્મચુસ્ત બંગાળી પંડિતો હવે શ્વેતામ્બર અને દિગમ્બર એ બેઉ સમ્પ્રદાયના સિદ્ધાન્તોમાં કંઇક શીખવાને આતુર છે. હાલની વિદ્વત્તા એક તરફી નથી.

શ્વેતામ્બર અને દિગમ્બર બેઉ પોતાના મતની પ્રાચીનતાને માટે તકરાર કરે છે, **હવે તે સામાન્ય રીતે સ્વીકારવામાં આવ્યું છે કે શ્વેતામ્બર મત સૌથી પ્રાચીન છે.** શરૂઆતમાં બે સમ્પ્રદાયો વચ્ચે બિલકુલ ભેદ

હતો નહિં. ભેદ પાછળથી ઉત્પન્ન થયો. હું માત્ર એટલુંજ કહી શકું છું કે દિગમ્બર મત હમણાંનો નથી. આ વિષય ઉપર તકરાર ચલાવવામાં કંઇ સાર નથી. ( **'જૈનશાસન'** બીજા વર્ષના નવમા અંકમાંથી )

પ્રિય વાંચક ! ખુદ ભાષણ આપનાર મહામહોપાધ્યાય તો આ પ્રમાણે લખે છે, જ્યહારે મિ. પ્રેમીજી, પોતાના 'જૈનહિતૈષી'માં તો કંઇનું કંઇ વેતરે છે. શું આવા ખોટા રીપોર્ટો છાપવાથી દિગમ્બર ભાઈઓની પ્રાચીનતા સિદ્ધ થઇ જશે કે ?

હવે 'કુલ્પાકપાર્શ્વનાથ'ની મૂર્તિ શ્વેતામ્બરી બનાવી' આ ત્હેમનું કહેવું બીલકુલ ખોટું છે. તે તો શ્વેતામ્બરોની હતીજ, અને ત્હેને માટે અનેક ગ્રન્થોમાં ત્હેનું પ્રતિપાદન કરેલું છે.

કાશીના એક દિગમ્બર વિદ્યાર્થીએ ભદ્રબાહુ ચરિત્રનું ભાષાન્તર બહાર પાડી અર્થના અનર્થો કરી નાખ્યા, આ વાતને મ્હેં બતાવી, ત્ય્હારે પાંગલે મહાશય કહે છે કે 'ત્હેના ઉપર દ્વેષ કર્યો' પરન્તુ પાંગલે જ્હેવા પક્ષપાતી ન્યાયાધીશને હું પૂછું છું કે–તેજ ભદ્રબાહુ ચરિત્રના ભાષાન્તરકાર વિદ્યાર્થીએ, પોતે લખેલી પ્રસ્તાવનામાં શ્વેતામ્બરોને કેટલા તુચ્છ અને અસભ્ય શબ્દોમાં ઉલ્લેખ્યા છે, ત્હેને માટે કંઇ ન્યાય કર્યો કે ? પરન્તુ ઠીક છે, તે વાત ત્હમારા સ્મરણમાં કેમ

આવી શકે ? કેમકે ત્હેમાં તો ત્હમારી ખીચડી પકાય તેમ છે. અસ્તુ ! આવો પક્ષપાતી ન્યાય તો ત્હમનેજ મુબારક હોઇ શકે. બસ ! હવે અધિક ન લખતાં માત્ર એટલુંજ લખીશ કે દાંભિક વૃત્તિની પરાકાષ્ઠાએ પહોંચવામાં દિગમ્બર ભાઇઓને હવે કંઇ પણ બાકી રહ્યું નથી.

આગળ ચાલતાં પત્ર ૩૫ માં શ્રીમાન્ લખે છે કેઃ—

"વિદ્યાવિજયજી કહે છે કે—'ધર્મોપકરણને પરિગ્રહ માન્યો નથી' પણ આ નિયમ હલકી શ્રેણિના દિગમ્બર મુનિનો છે'

મ્હને આશ્ચર્ય થાય છે કે—દિગમ્બર મુનિઓમાં હલકી અને ઉચ્ચ શ્રેણિનો ભેદ પાડવા પાંગલે મહાશયે કમર કસી. હું પૂછું છું કે-શું આ નિયમ શાસ્ત્રીય રીતિથી બતાવ્યો છે કે ? શું પાંગલે મહાશયે, ભગવાન્ શ્રીઉમાસ્વાતિ વાચકે, પોતાના તત્ત્વાર્થ સૂત્રમાં બતાવેલું 'मूर्च्छा परिग्रहः' આ સૂત્રનું કોઈ દિવસ પણ સ્મરણ કર્યું છે ? ત્ય્હારે શું આ સૂત્ર, ઉમાસ્વાતિ વાચકે હલકી શ્રેણિના સાધુઓ માટે બનાવ્યું છે ? મહાનુભાવ ! એમ માનવાની ભૂલ કદિ પણ ખાશો નહિં. તે સૂત્ર સામાન્ય રીત્યા સમસ્ત સાધુઓને માટે છે. આ સિવાય 'विशेषावश्यक भाष्य'નું પણ પ્રમાણ હું પ્રથમજ આપી ગયો છું. તો પછી વિશેષ પ્રમાણો આપવાં, વાંચકોનો સમય વ્યર્થ નષ્ટ કરવા બરાબર છે. જો ત્હેવીજ રીતે મૂર્ચ્છા પરિગ્રહ માનેલ ન હોય, તો શામાટે દિગમ્બરના માનીતા આચાર્ય શુભચ-

ન્દ્રાચાર્ય પોતાના જ્ઞાનાર્ણવના સોળમા પ્રકરણમાં એમ લખતે કેઃ—

" निःसंगोऽपि मुनिर्न स्यात् संमूर्च्छन् संगवर्जितः ।
यतो मूर्च्छैव तत्त्वज्ञैः संगसूतिः प्रकीर्तिता " ॥ १ ॥

અર્થાત્—જહે મુનિ નિઃસંગ હોય, એટલે કે બાહ્ય પરિગ્રહથી રહિત હોય, અને જો મમત્વ કરે, તો તે નિષ્પરિગ્રહી થઇ શકે નહિં. કેમકે તત્ત્વજ્ઞાની વિદ્વાનોએ મૂર્ચ્છા એજ પરિગ્રહની ઉત્પત્તિનું સ્થાન માનેલ છે. "

જ્યહારે આમજ છે તો પછી મિ. પાંગલે, પોતે માનેલા આચાર્યોના વચનોનું ખૂન કરે છે, એમ કહેવામાં શું કોઇપણ જાતની અત્યુક્તિ કહી શકાશે ? કદાપિ નહિં.

પ્રિયપાઠક ! આ વાતનો મ્હેં મ્હારા પ્રથમના લેખમાં પણ ઉલ્લેખ કર્યો છે, પરંતુ અફસોસની વાત છે કે પાંગલે મહાશયે આ વાતને ઉડાવીજ દીધી છે. અસ્તુ ! પાંગલે મહાશય, ભલે આવાં અકાટ્ય પ્રમાણોને ઉડાવી દેવા પ્રયત્ન કરે, પરંતુ વાંચક વર્ગ કંઇ આંખો મીંચીને વાંચતો નથી. તત્ત્વને જાણવાની અભિલાષા રાખનારો વર્ગ તો ત્હેને બારીકાઇથીજ તપાસે છે.

શ્રીશુભચંદ્રાચાર્યે આ એકજ સ્થળે ઉલ્લેખ કર્યો છે, એમ નથી, પરન્તુ આગળ ચાલતાં અઢારમા પ્રકરણમાં પાંચ સમિતિનું વર્ણન કરતાં, 'આદાનનિક્ષેપણાસમિતિ' નું પાલન કરવાને માટે સાફ સાફ બારમા અને તેરમા શ્લોકમાં બતાવ્યું છે કેઃ—

" જ્હે મુનિ શય્યા, આસન, ઉપધાન, શાસ્ત્ર અને ઉપકરણ દિવસે પહેલાં સારી રીતે જોઇને અર્થાત્ વારંવાર પ્રતિલેખન કરીને યત્ન પૂર્વક ગ્રહણ કરતો, તથા તેજ પ્રમાણે કરી પૃથ્વી ઉપર મૂકે છે, તે અવિકલ ( પૂર્ણ ) આદાન નિક્ષેપણ સમિતિ પાળે છે. "

આવા પરમ સિદ્ધાન્તને માટે પણ મિ. પાંગલે મહાશય વકીલાત કરી કહે છે કે—"શુભચંદ્રાચાર્યે કરેલું વર્ણન દિગમ્બર સમ્પ્રદાયના હલકી શ્રેણિના સાધુનુંજ છે. " વાહ ! શાસ્ત્રીય સિદ્ધાન્તોને ઉલટ પાલટ કરી નાખવામાં આ વકીલ સાહેબની ખીસ્સા કલમો, એક મ્હોટું અજાયબજ ઉત્પન્ન કરે છે, જ્હેઓ પોતાનાજ આચાર્યોના વચનોનું ખૂન કરવામાં અથવા તો તે વચનોને જુદા રૂપમાં બતાવવાને માટે જબરદસ્ત બહાદુરી બતાવે છે, તેઓ શ્વેતામ્બરોના કે અન્યના શાસ્ત્રોને ઉલટપાલટ કરી નાખે ત્હેમાં શું આશ્ચર્ય ?

દિગમ્બર મુનિ ઉચ્ચ શ્રેણિના કેવા હોય છે ? તે બતાવતાં મિ. પાંગલે આ શ્લોક આપે છે:—

" भूः पर्यंको निजभुजलता कंदुकं खं वितानं
दीपश्चन्द्रो विरतिवनितालब्धसङ्गः प्रमोदः ।
दिक्कान्ताभिः पवनचमरैर्वीज्यमानः समन्ता-
द्भिक्षुः शेते नृप इव भुवि त्यक्तसर्वस्पृहोऽपि ॥

( શુભચન્દ્રાચાર્ય ) "

અવ્વલ તો આ શ્લોક ક્યહાંથી લીધો છે? કયા પ્રકરણમાં છે? કેવા પ્રસંગનો છે? વિગેરે કંઇ પણ બતાવ્યું નથી. તે છતાં પણ આ શ્લોક ઉપરથી એમ તો કદાપિ સિદ્ધ નથી થતું કે સાધુએ વસ્ત્રો ન પહેરવાં,-ઉપકરણો ન રાખવાં. શું વસ્ત્રો રાખનાર-ઉપકરણ રાખનાર સાધુને માટે આ શ્લોક નથી ઘટી શકતો? પરન્તુ ત્હેનો વિચાર કોણ કરે છે? સાધુઓની હલકી અને ઉચ્ચ શ્રેણિનો ભેદ બતાવનાર મી. પાંગલેની બુદ્ધિને માટે કોને આશ્ચર્ય થયા વિના રહેશે વારૂ? એવું કોઇએ પણ નહિં સાંભળ્યું હોય કે-સાધુઓનાં પાંચ મહાવ્રત અને અષ્ટ પ્રવચન માતા (પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ) માં ભેદ કોઇ શાસ્ત્રમાં બતાવ્યો હોય. સામાન્ય રીતે સાધુ માત્રને પાંચ મહાવ્રત અને અષ્ટ પ્રવચન માતાનું પાલન એક સરખી રીતે કરવાનું છે. ત્હેની અંદર અગર પોલ હોય તો પછી તે સાધુ કહેવાયજ કેમ?

શ્રીમાન્ શુભચન્દ્રાચાર્યે ઉપર્યુક્ત જ્હે વર્ણન કર્યું છે, તે **સમ્યક્ ચારિત્ર**ના વર્ણનમાં કર્યું છે, ત્હેની અંદર તેઓ એમ નથી બતાવતા કે આ હું હલકી શ્રેણિના સાધુઓનું વર્ણન કરી રહ્યો છું. બલ્કે તેઓએ આપેલા વીશમા શ્લોક ઉપરથી એમ ચોક્કસ જણાઇ આવે છે કે તેઓ જ્હે વર્ણન કરી રહ્યા છે તે **નિર્દોષ ચારિત્ર**નું વર્ણન છે. તે શ્લોક આ છેઃ—

"इति कतिपयवर्णैश्चार्चैत चित्ररूपं
चरणमनघचैश्चमुतसांशुद्धिधाम।

अविदितपरमार्थैर्यन्न साध्यं विपक्षै-
स्तदिदमनुसरन्तु ज्ञानिनः शान्तदोषाः"॥२०॥

અર્થાત્-ઉક્ત પ્રકારથી કેટલાએ અક્ષરોદ્વારા વર્ણન કરેલુ જ્હે અનેક રૂપ **નિર્દોષ ચારિત્ર**, તે અતિશય ઉંચા ચિત્ત-વાળાને તો **શુદ્ધતાનું મંદિર છે**, અને નથી જાણ્યો પરમાર્થ જ્હેણે, એવા વિપક્ષીઓને તો અસાધ્ય છે. એવા આ ચારિત્રને (ઉપર્યુક્ત વર્ણિત) શાન્તદોષી જ્ઞાની પુરૂષો ધારણ કરો.

આ ઉપરથી શું એ સ્પષ્ટ નથી થતું કે--આજ પ્રકરણમાં શુભચંદ્રાચાર્ય જ્હે વર્ણન કરી ગયા છે, તે સર્વોત્કૃષ્ટ અને સાધુમાત્રને સ્વીકાર કરવા લાયક છે?

શુભચન્દ્રાચાર્યજ શા માટે? એવા કેટલાએ દિગમ્બર ગ્રન્થ કર્તાઓએ સાધુને ઉપકરણ રાખવાનું પ્રકટપણે બતાવ્યું છે. જુઓ **કુંદકુંદમુનિકૃત મૂલાચારમાં** આ પ્રમાણે લખ્યું છે:—

" णाणुवहिं संजमुवहिं तउवुवहिमण्णमवि उवहिं वा ।
पयदं गहणिक्खेवो समिदी आदाननिक्खेवा ॥ "

અર્થાત્—જ્ઞાનોપધિ, પુસ્તક પટ્ટિકા બન્ધનાદિ, સંયમોપધિ (જ્હેના રાખવાથી સંયમ પાળી શકાય ) અને તપોપધિ તથા અન્ય પ્રકારની પણ ઉપધિ, તે દરેક ઉપધિયોને પ્રયત્નથી ગ્ર-હણ-નિક્ષેપ કરવું, ત્હારે સમ્પૂર્ણ **'આદાન નિક્ષેપ સમિતિ'** થાય છે.

વળી પણ જુઓઃ-યોગેન્દ્ર દેવ વિરચિત '**પરમાત્મપ્રકાશ**' ની ટીકામાં પણ સાધુને ઉપકરણ ગ્રહણ કરવાનું લખ્યું છે. યથાઃ—

" **परमोपेक्षासंयमाभावे तु वीतरागशुद्धात्मानुभूतिभावसंयमरक्षणार्थं विशिष्टसंहननादिशक्त्यभावे सति यद्यपि तपःपर्यायशरीरसहकारीभूतमन्नपानसंयमशौचज्ञानोपकरणतृणमयमावरणादिकं किमपि गृह्णाति तथापि ममत्वं न करोतीति।** "

ત્હેવીજ રીતે રાજવાર્તિક વિગેરે અનેક દિગમ્બર ગ્રન્થોમાં સાધુને ઉપકરણની આવશ્યકતા બતાવી છે. પરન્તુ આશ્ચર્ય છે કે-' નાગા ' રહેવામાંજ ધર્મ માનનાર મિ. પાંગલે મહાશય જેવા પોતાનો દુરાગ્રહ છોડતા નથી, એટલુંજ નહિં, પરન્તુ શ્વેતામ્બર સાધુઓને, વસ્ત્રાદિ ઉપકરણ ધારણ કરવાથી ભ્રષ્ટાચારીપણે ગણે છે, આ પણ તેઓના દ્વેષભાવનો નમૂનો નહિં તો બીજું શું કહી શકાય ?

હવે લેખની પૂર્ણાહુતિમાં **ઉપસંહાર** રૂપે બે શબ્દો કહી આ લેખને સમાપ્ત કરીશ.

## ઉપસંહાર.

જ્હે વાંચકે મ્હારા પ્રથમના લેખને વાંચીને, મિ. પાંગલે મહાશયના ટ્રેક્ટને વાંચ્યું હશે, તેઓને એ વાતનો નિશ્ચય થયો હશે કે–મિ. પાંગલે મહાશયે મ્હારા લેખમાં બતાવેલા કેટલાક

પોઇન્ટોના જવાબ આપવામાં ખરેખર એક બાજીગરની નકલ કરી છે. કતિપય પોઇન્ટોના જવાબો આપવામાં વાસ્તવિક સફળ નિવડ્યા નથી, જ્યહારે કેટલાક પોઇન્ટોને તો તેઓ પોતાના દેશની (દક્ષિણની) ચટણીજ સમજી ગયા. આ વાતનું સ્પષ્ટીકરણ મ્હારા આ બીજા ટ્રેકટથી થઇ જાય છે. તે છતાં યદિ હું, જહે પોઇન્ટોના જવાબો તેઓએ આપ્યા નથી, તે ન બતાવી લેખને પૂર્ણ કરૂં, તો જરૂર લેખની પૂર્ણાહુતિમાં ન્યૂનતા રહી લેખી શકાય. અત એવ તે પોઇન્ટોનાં નામ માત્ર ગણાવી લેખને સમાપ્ત કરીશ.

( ૧ ) ધરસેન મુનિને સમુદ્ર સમાન બીજા પૂર્વનું કર્મપ્રાભૃત તો કંઠાગ્ર રહી ગયું અને એકાદશાંગ, દશવૈકાલિક તથા ઉત્તરાધ્યયનાદિ અલ્પ સંખ્યાવાળા ગ્રન્થો વિચ્છેદ થઇ ગયા, શું આ વાત કોઇ પણ બુદ્ધિમાન માન્ય કરી શકે ખરો ? કદાપિ નહિં. આનો જવાબ તેઓએ આપ્યો નથી.

( ૨ ) દિગમ્બર ગ્રન્થો કરતાં, શ્વેતામ્બર ગ્રન્થો પ્રાચીન છે, આ વાતને પુષ્ટ કરનાર The sacred Books of the east 'Vol. XXII' (1884 A. D.) ની પ્રસ્તાવનામાં પાના ૪૨ મેં લખેલા ડા. જેકોબી મહાશયવાળા ફકરાનો જવાબ આપ્યો નથી.

( ૩ ) 'મથુરાના પ્રાચીન શિલાલેખો ઉપર જહે જહે આચાર્યોનાં નામ, ગણ તેમજ કુલ વિગેરે બતાવવામાં આવેલ છે,

તે દરેક કલ્પસૂત્રની સ્થવિરાવલીમાં વર્ણવેલ આચાર્યોની સાથે મલતાવડાપણું ધરાવે છે.' આ પ્રમાણે સિદ્ધ કરનાર ડૉ. બુહ્લર મહાશયના અંગ્રેજી ફકરાનો જવાબ આપ્યો નથી.

( ૪ ) 'શ્વેતામ્બર મતસાંથી નિકળેલી એક શાખા પણ ઇ૦ સ૦ પૂર્વે ૨૧૩ માં સ્થપાએલી છે,' આ વાતને સિદ્ધ કરનાર ડૉ. બુહ્લરના અંગ્રેજી ફકરાનો જવાબ આપ્યો નથી.

( ૫ ) 'જૈનાગમો પ્રાચીન છે, ત્હેનો ઉદ્ધાર પ્રાચીન કાળમાં થયો હતો.' આ પ્રમાણે સિદ્ધ કરનાર ડૉ. જેકોબી મહાશયની ઇ૦ સ૦ ૧૮૯૪ની પ્રસ્તાવનાનો ફકરો આપ્યો છે, ત્હેનો જવાબ પણ આપ્યો નથી.

( ૬ ) કાશીના દિગમ્બર વિદ્યાર્થીએ, પોતે બહાર પાડેલા ભદ્રબાહુ ચરિત્રમાં '**વરાહમિહિર**' નું દૃષ્ટાન્ત આપ્યું છે, પરન્તુ એમ પૂછવામાં આવ્યું કે—" પહેલાં '**વરાહમિહિર**' ના સમયનો નિશ્ચય કર્યો છે?....કેમકે 'पंचसिद्धान्तिका' ની અંદર વરાહમિહિર પોતે લખે છે કે—' શાકે ૪૨૭ ના સમયમાં આ ગ્રન્થ રચ્યો છે' આથી અમે બતાવેલા દિગમ્બરના સમયને કોઇ પણ રીતે ધક્કો પહોંચતોજ નથી." આનો પણ જવાબ આપ્યો નથી.

( ૭ ) 'દિગમ્બરોના પ્રાચીન ગ્રન્થોમાં પણ શ્વેતામ્બરોની નિંદા આવે છે, તેથી પણ સિદ્ધ થાય છે કે શ્વેતામ્બર મત પહેલાંનો હોવો જોઇએ.' આનો પણ જવાબ આપ્યો નથી.

( ૮ ) શ્વેતામ્બરોએ માનેલા સૂત્રોની અંદર એ પ્રમાણે ઠેકાણે ઠેકાણે ઉલ્લેખ આવે છે કે:—"અજીતનાથથી લેઇ પાર્શ્વનાથ સુધી બાવીસ તીર્થંકર અને ત્હેમના સાધુઓ ચાર મહાવ્રત માનતા હતા. ('બ્રહ્મ'ની ગણતરી અપરિગ્રહમાં કરતા હતા ) જ્હારે પહેલા અને છેલ્લા તીર્થંકર અને ત્હેમના સાધુઓ પાંચ મહાવ્રતને માને છે. આજ વાતને બોદ્ધનો પિટક ગ્રન્થ, જ્હેવો કે '**દિગ્નિકાયના સામાન્ય ફલસૂત્રની સુમંગલા વિલાસિની**' નામની ટીકામાં બુદ્ધઘોષે લખ્યું છે" અને તે ઉપર ડૉ૦ જેકોબી મહાશયના આપેલા ફકરાનો પણ જવાબ આપ્યો નથી.

( ૯ ) '**ધમ્મપદ**' ઉપર બુદ્ધઘોષની ટીકામાં કહેલું છે કે.—"**નિર્ગ્રન્થો** ( સાધુઓ ) નીતિમર્યાદાને માટે એક જાતનો કપડો રાખે છે" આ વાત શ્વેતામ્બરના મન્તવ્યોને મળતી છે, એમ જ્હે બતાવવામાં આવ્યું છે, ત્હેનો પણ જબાબ નથી.

( ૧૦ ) ભદ્રબાહુ ચરિત્રમા એક સ્થળે લખ્યું છે કે:—"'श्वेतांशुकमतोद्भूतदृढान् ज्ञापयितुं जनान्' આ એકજ વાક્ય ઉપરથી માલૂમ પડે છે કે—ભદ્રબાહુ ચરિત્ર કેવળ દ્વેપ બુદ્ધિથી શ્વેતામ્બર મતના ખંડનને માટેજ જુઠું જોરી કાઢેલ છે." આનો પણ જવાબ આપેલ નથી.

બારીકાઈથી તપાસ કરૂં તો શાયદ તેથી પણ વધારે

પોઇન્ટો મળી આવે ખરા. તો પણ સ્થૂલ સ્થૂલ આ દશ પોઇન્ટોના તો જવાબ શ્રીમાને આપ્યાજ નથી. આથી એ નિશ્ચય થાય છે કે—આ દશ પોઇન્ટોને તો તેઓએ સ્વીકાર કરી લીધા. હવે ત્હેમણે આપેલા જવાબના પ્રત્યુત્તર માટે આ ટ્રેક્ટ નં૦ ૨ લખવામાં આવ્યું છે. આશા છે કે—આ અકાટ્ય પોઇન્ટોને, બારીકાઇથી અવલોકન કરી—દુરાગ્રહનો પડદો દૂર કરી, ત્હેનો સ્વીકાર કરી લેશે.

જહેનામાં લગાર પણ સમજવાની શક્તિ છે તે તો અનાયાસજ સ્વીકાર કરી લેશે કે—' **નગ્ન** રહેવામાં અપરિગ્રહપણું ' ' અચેલકપણું ' સમાએલું નથી. કોઇ પણ વસ્તુ ઉપર **મૂર્છા** કરવી, ત્હેનું નામજ **પરિગ્રહ** છે. શાસ્ત્રકારો પણ મૂર્છાને પરિગ્રહ ફરમાવે છે. યદિ નગ્ન રહેવામાંજ અપરિગ્રહપણું : અસલી સાધુપણું ગણાતું હોય, તો મ્હને કહેવા દ્યો કે—પેલા કૂતરાં, બિલાડાં, ઘોડા, બેલ વિગેરે પશુઓને શામાટે આપણે **સાધુ** ન ગણવા જોઇએ ? જુઓ–કૂતરાં ઘેર ઘેર ટુકડા માગીને પોતાનું ઉદર પોષણ કરે છે, મળ્યું તો સંતોષ, ન મળ્યું તો પણ સંતોષ. દિગમ્બર ભાઇઓને હું પુછુંછું કે તેઓને સાધુ ગણવા કે નહિં ? ન ગણવા, તો શામાટે ? શું તેઓ પશુ છે ત્હેટલા માટે ?

તટસ્થપણાને ન છોડું તો હું એમ પણ કહી શકીશ કે—કપડાં ધારણ કરવામાં કંઈ **સાધુપણું** સમાએલું નથી. જો કપડાં ધારણ કરવાથીજ સાધુપણું કહેવાતું હોય, તો મનુષ્ય જાતિ

માત્રને સાધુ કહેવા જોઇએ. પરંતુ નહિં, જ્હાં સુધી સાધુના ગુણો ન હોય, ત્હાં સુધી સાધુ કહી શકાય નહિં. કપડાં રાખીને યદિ ત્હેના ઉપર મૂર્ચ્છા રાખવામાં આવી, પુસ્તક રાખીને યદિ ત્હેના ઉપર મૂર્ચ્છા રાખવામાં આવી, તેમજ સાધુનાં બીજાં પણ ઉપકરણો રાખી ત્હેના ઉપર મૂર્ચ્છા રાખવામાં આવી, તો સમજવું કે તે સાધુ પરિગ્રહના દોષને પાત્ર છે. સાધુઓને જ્હે જ્હે ઉપકરણો રાખવાનાં શાસ્ત્રકારોએ બતાવ્યાં છે, તે ત્હેના ઉપર મૂર્ચ્છા સવાર થવા માટે નહિં, પરંતુ ચારિત્ર ધર્મની રક્ષા કરવા માટે–સંયમને સારી રીતે પાળવા માટે.

એતો ચોક્કસ વાત છે કે–ગૃહસ્થાવસ્થાનો ત્યાગ કરી સાધુ અવસ્થા એટલાજ માટે આત્માર્થી પુરૂષો સ્વીકારતા આવ્યા છે કે–સાધુ અવસ્થામાં વિશેષ પ્રકારે જીવ દયા પાળી શકાય. સાધુ થવાની મતલબ એ નથી કે–બસ, સાધુ થયા એટલે જીવાજીવનો ભેદ-વિચાર છોડી દેવો. સાધુ થયા પછી અધિક જીવરક્ષા વિગેરે કરવાની જરૂર છે. અને તેટલાજ માટે શાસ્ત્રકારો ત્હેને ઉચિત ઉપકરણો રાખવાનું ફરમાવતા આવ્યા છે. ‘विशेषावश्यक’ વિગેરે અનેક ગ્રંથોની અંદર સાધુને ઉપકરણો રાખવાનું સહેતુક બતાવ્યું છે. હું નીચે જ્હે શ્લોકો આપું છું તે ઉપરથી વાંચકો જોઈ શકશે કે ચારિત્રની રક્ષા માટે અને જીવોની રક્ષા માટે સાધુને અમુક અમુક ઉપકરણો રાખવાની ખાસ આવશ્યકતા છે. તે શ્લોકો આ છેઃ—

" स्थानोपवेशनस्वापनिक्षेपग्रहणादिषु ।
जन्तुप्रमार्जनार्थं हि रजोहरणमिष्यते ॥ "
" सम्पातिमादिसत्त्वानां रक्षायै मुखवस्त्रिका ।
भक्तपानस्थजन्तूनां परीक्षायै च पात्रकम् ॥ "
" सम्यक्त्वज्ञानचारित्रतपःसाधनहेतवे ।
चीवराणि च कल्पादीनङ्गीकुर्वन्ति साधवः ॥ "

અર્થાત્—સ્થાનને વિષે બેસવું–સૂવું–મૂકવું–ગ્રહણ કરવું વિગેરે ક્રિયાઓને વિષે જંતુના પ્રમાર્જનને માટે **રજોહરણ (ઓઘા)** ની જરૂરીયાત છે.

સમ્પાતિમાદિ જીવોની રક્ષાને માટે **મુખવસ્ત્રિકા** ( મુહપત્તિ ) ની જરૂર છે, અને આહારપાણીની અંદર કોઇ જીવ ન આવી જાય, એ પરીક્ષાને માટે **પાત્ર** રાખવાની જરૂર છે.

અને ત્હેવીજ રીતે સમ્યક્ જ્ઞાન–ચારિત્ર–તપ વિગેરે સાધનના હેતુ માટે સાધુ લોકો **વસ્ત્રોને** પણ અંગીકાર કરે છે.

પરમાત્મા મહાવીર દેવના શાસનમાં ' अहिंसा परमो धर्मः ' આ સિદ્ધાન્ત પ્રધાન માનેલ છે. જહે મનુષ્ય અહિંસાનું પાલન ન કરે, તો પછી તે ભલે નગ્ન હોય કે વસ્ત્રધારી હોય, પરન્તુ તે દુર્ગતિનોજ ભાગી છે. હવે એતો પોતાની બુદ્ધિમત્તાથીજ સમજવું જોઇએ કે ઉપર્યુક્ત ઉપકરણો સિવાય સાધુ જીવોની રક્ષા કેવી રીતે કરી શકવાના હતા ? શું નગ્ન સાધુને ઉપર ખાવાની–પીવાની–બેસવાની–ઉઠવાની–સુવાની ક્રિયાઓ સ

